वार्षिक मूल्य (पोस्टेज सह) रु. १-८-०.     Reg. No. B. 525.

# श्री जैन श्वेताम्बर कॉन्फरन्स हेरॅल्ड.

પુસ્તક ૧૨.     જાન્યુઆરી. ૧૯૧૬.     અંક ૧.

વીરાત્ ૨૪૪૨.

---

## વિષયાનુક્રમણિકા.



---

ઑનરરી તંત્રી.

મોહનલાલ દલીચંદ દેશાઈ.

બી. એ. એલ્. એલ્. બી.

વકીલ હાઈકોર્ટ-પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ

# अभिधानराजेन्द्र.

( प्राकृत ( मागधी ) भाषा का बृहत्कोश )

## प्रथम द्वितीय, और तृतीय भाग छपकर तैयार है !

दीर्घदर्शी विद्वान लोग सर्वदर्शस्थ सदसत्प्रन्नव्य विषयके अन्वेषणमें दत्तचित्त होते हैं इस लिये हो क्या ? उसी जिज्ञासारूप चिंता विरसनदी को आनन्दसुरसनदी बनाने के लिये और आर्यावर्तमें अज्ञात–अदृष्ट–अश्रुत–अर्द्ध मागधी(प्राकृत) भाषाका संस्कृतभाषाके समान प्रचार करने के लिये, तथा प्राकृत–भाषामय अपरिचित जैनधर्मके गूढ तत्त्वों को सरल रीतिसे प्रचार कर सर्व साधारणोंको उपकार पहुचानेके लिये परम कारुणिक कलिकालसर्वज्ञकल्प, श्री सौधर्मबृहत्तपागच्छीय, भट्टारक श्री श्री १००८ 'श्रीमद् विजयराजेन्द्रसूरीश्वरजी महाराजने अपने जीवन महीरुहके अमर फलकी तरह अंदाजन चार लक्ष श्लोक प्रमाणका प्राकृतभाषा प्रवर्त्तक अपूर्वजन्मा अकारादि वर्णानुक्रमसे उक्त कोश निर्माण किया है ॥

इस महाकोष सार्वज्ञीय पञ्चाङ्गीकतथा प्रामाणिक पूर्वाचार्योंके निर्मित प्रकीर्णादि ग्रन्थोंके सानुवाद प्राकृत मूल शब्द, तदनन्तर उनके लिङ्ग, धातु, प्रत्यय, समास, व्युत्पत्ति, अर्थ, आदि दिखाकर तत्तच्छब्द संबन्धि विशेष व्याख्याओंके पाठ जिन २ सूत्रों, प्रकीर्णों, और ऐतिहासिक ग्रन्थों में है, वे ग्रन्थ अध्ययन, उद्देश वर्ग आदिकों के साथ रक्खे गये हैं, जिन को देखकर वाचकवर्ग एक विषयको अनेक शास्त्रों से सप्रमाण सिद्ध करने को अनिवार्य शक्तिमान होगा. इस चमत्कारिकारक अपूर्वापूर्वशास्त्र संगृहीत उपमातीत शब्द संदर्भ कोषका विवेचन जितना लिखा जाय उतना ही कम है, इसका पूर्ण संक्षिप्त तत्त्व, भली भांतिसे लिखी गई सविस्तृत भूमिका के वांचनेसे ही ज्ञात होगा। कोश निर्माता महानुभावका जीवन परिचय भी बहुत सुन्दरतासे दिखलाया गया है। यह कोष चार भागोंमें पूर्ण होगा।

इस लिये जिन विद्वानों, श्रीमानों, या राजा महाराजाओं को इस ग्रन्थ के मधुररस को लेने की इच्छा हो, अथवा गम्भीर जैनधर्म के तत्त्वोंको जानने की इच्छा हो, तो शीघ्र ही इसके प्रत्येक भाग को मंगाकर अवलोकन करें। मूल्य प्रत्येक भाग का केवळ २५ ) रुपया रक्खा गया है जो कि–पुस्तक के कद में बहुत ही कम है। मिलनेका पत्ता—

मु० रतलाम ( मालवा ) | अभिधानराजेन्द्र–कार्यालय.

सर्व दानात् परं दानं अन्नदानं विशिष्यते ।

તમારાજ લાભના — એક અમૂલ્ય સૂચના.

# શાસ્ત્રાજ્ઞાનું પાલન એ હિન્દુ માત્રનો પરમ ધર્મ છે.

भवन्ति नरकाः पापात् पापं दारिद्र्यसंभवम् ॥
दारिद्र्यमप्रदानेन तस्मात् दानपरो भवेत् ॥

–દાન નહિ આપવાથી દારિદ્રય આવે છે, દારિદ્રથી પાપ થાય છે અને પાપને પરિણામે નર્ક મળે છે. માટે

## બસો રૂપિઆમાં અન્નદાન સાથે અમર નામ !

રૂ. ૨૦૦ આપી અન્નદાન ખાતે એક દિવસ રોટી આરસની તખ્તીમાં નામ કોતરાવી યાદગિરી અમર કરો !!

ગરીબ હિંદુ અનાથોની દયા લાવી અને તેમને સારે માઠે પ્રસંગે બ્રાહ્મણોની માફક યાદ કરી દાન આપવું એ દરેક હિંદુનું કર્તવ્ય છે. કારણ કે, આવા નિરાધાર અનાથોને દાન કરવાથીજ પરલોકની વાટ ખરચી પ્રાપ્ત થાય છે. હાલમાં સોના આશરે અનાથો હિંદુ વર્ણવ્યવસ્થાનુસાર આશ્રમમાં રહે છે.

માટે તમારા દાનના મની-ઓર્ડરો તુરત નીચેને સરનામે મોકલાવી આપો

રૂ. ૨૫) દાન આપવાથી એક "ગોદાન" ગણાય છે. તેના વ્યાજમાંથી અનાથોને દૂધ અપાય છે અને દાતાના નામનું સ્મારક બોર્ડ ઉપર રખાય છે

એક રૂપીઆ સુધીનો દાન વાર્ષિક રીપોર્ટમાં છપાય છે તે રીપોર્ટ મફત મળે છે, તે મંગાવવા દાન મોકલી લખો.

મંત્રી—હિન્દુ અનાથાશ્રમ, નડીઆદ.

# જનસમાજને ફાયદાકારક

# ચેતવણી.

હજારો ગ્રાહકોની ખાત્રીવાળી ૮૦ વરસથી સંપુર્ણ માન પામેલી અને ભરોસાદાર ચોખ્ખા ચાદીના દાગીના વેચવાની જુનામાં જુની પેઢી.

## ગ્રાહકોને ખાસ અગત્યની સૂચના.





અમદાવાદના બજારમા આજકાલ ચાદીના દાગીના વેચનાર અનેક વેપારીઓ છે છતા અમારી દુકાનમા દરેક જાતના દાગીના ખાસ જસ્તીથી ઓળેલી તથા ઘુઘરીઓ બાધવાનો વાળો તે પણ ચોખ્ખી ચાદીનો પાકી ગેરટીથીજ આપવામા આવે છે ભાવમા ઠગાવાની બીલકુલ ધાસ્તી રહેતી નથી માટે એકવાર પધારવા વિનતિ છે

**ચોખ્ખી ચાંદીના દાગીના-**

**બનાવનાર તથા વેચનાર.**

# પંચાલ ભૂલાભાઇ હીરાચંદ

ઠે. માંડવીની પોળમાં લાલાભાઇની પોળમાં ઘર નં. ૨૨૧૪.

અમદાવાદ.

# श्री जैन श्वेताम्बर कॉन्फरन्स हेरॅल्ड.

# Jaina Shvetambara Conference Herald.

All the Buddhas are wonderful and glorious.
There is not Their equal upon earth.
They reveal to us the path of life.
And we hail their appearance with pious reverence.

All the Buddhas teach the same truth.
The truth points out the way to those who have
gone wrong.

The Truth is our hope and comfort
We gratefully accept its illimitable light.

All the Buddhas are one in essence,
Which is omnipresent in all modes of living,
Sanctifying the bonds that tie all souls together,
And we rest in its bliss our final refuge.

—*Gospel of Buddha*

પુ. ૧૨ અંક ૧. વીરાત્ ૨૪૪૨. પોષ ૧૯૭૨. જાન્યુઆરી ૧૯૧૬.

## *વીરબાળની વિનતિ.

[ આજ શ્યામ મોહલીને બંસરી બજાયગે—એ લયમાં. ]

વિનવે વીરબાળ આપ કંઈક તો દયા કરો
જ્ઞાન દાન એજ શ્રેષ્ઠ, કંઈક તો દયા કરો. વિનવે૦
છો પ્રસિદ્ધ જીવદયા-પાળ હિંદમાં તમે,
અમે મનુષ્ય ને સ્વધર્મી, મદદે ધાઓ વીર નરો. વિનવે૦
જગત વધતું જાય છે, અમે રહ્યાં અજ્ઞાનમાં,
સૂઝ કંઇ પડે નહિ, જ્ઞાનનો દીવો ધરો. વિનવે૦
જ્ઞાન અર્થે યાચીએ, આવી તમારે આંગણે,
હે શ્રીમંતો ! દાન દઇ, પુણ્ય-પુંજને ભરો. વિનવે૦

૧૪-૭-૧૫. —તંત્રી.

* મુંબઇમાં શ્રી મહાવીર જૈન વિદ્યાલય ખુલ્લું મૂકવાના નિમિત્તે થયેલા મેળાવડા અર્થે રચેલ છે. આ કાવ્ય અન્ય તેવા જૈન મેળાવડા વખતે વાપરી શકાય તેમ છે, તેથી અત્ર સ્થાન આપવામાં આવ્યું છે.

# શું સાધુસંઘ ઉત્થાપવા યોગ્ય છે? નહિંજ.

નાતાલના સમયમાં તા. ૩૦ અને ૩૧ મી ડિસેંબરે ભારત જૈન મહામંડળનો વાર્ષિક ઉત્સવ ઉજવવામાં આવ્યો હતો, તે વખતે પ્રમુખ તરીકે સ્થાનકવાસી જૈન કુળમાં જન્મેલા એક વિદ્વાન્ અને અર્થશાસ્ત્રના પ્રોફેસર ખુશાલ તલકશી શાહે બી. એ. બી. એસ. સી. બાર એટ લૉ બિરાજ્યા હતા. પ્રમુખપદેથી જે ભાષણ આપ્યું હતું તે ઘણા ઉચ્ચ વિચારવાળું અને વિદ્વત્તાભરેલું હતું. તેમાં ઘણા અગત્યના મુદ્દાઓ વિચારની કસોટીમાં મૂકવા જેવા હતાઃ કેટલાક કાર્યમાં મૂકી શકાય તેવા હતા, જ્યારે કેટલાક કાર્યક્ષમ કેટલાકને નહિ લાગે. આમાં આપણા સાધુઓના સંબંધમાં જે શબ્દો તે ભાષણમાં જણાય છે નીચે પ્રમાણે છે—

"**સાધુ વર્ગને ઉત્થાપો કે સુધારો**—(૧) આ સંબંધી મારે એક એવા વિષયપર બોલવું પડશે કે જે કદાચ આપણ સર્વને સરખી અગત્યનું નહિ જણાય; પણ મારા મત મુજબ જૈન સમાજને અત્યંત જરૂરનું છે. આપણા તત્ત્વજ્ઞાનનાં સત્યો જો આપણે પ્રગટ કરવા ઇચ્છતા હોઇએ, આપણો ઇતિહાસ પુરાણોના ગપ શાસ્ત્રમાં ન ખપો એવી આપણી આકાંક્ષા હોય, આપણા સિદ્ધાંતો કે જે ખરી રીતે આધુનિક તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનને બહુજ મળતા આવે છે તેનુ મળતાપણું પ્રદર્શિત કરવા ઇચ્છતા હોઇએ તો આપણને એક એવા ખાસ વર્ગની જરૂર છે કે જેમાંના લોકો આપણા પોતાના તત્ત્વજ્ઞાન, સાહિત્ય અને ઇતિહાસમાં પારંગત હોય, જે અન્ય લોકના ધર્મ અને ઇતિહાસથી સારી રીતે વાકેફ હોય, જે અનેક આધુનિક ભાષામાં પ્રવીણતા ધરાવતા હોય. આવા વર્ગનો જ્યારે ખ્યાલ કરવા બેસીએ ત્યારે પ્રથમ નજર ધર્મગુરૂઓ તરફ વળે છે—આપણા સાધુ સંઘને શોધીએ છીએ, કારણ કે તેઓ આવી બાબતમાં આપણા નેતા હોવાનો દાવો કરે છે, પણ

(૨) "હું કહેવાને બહુ દિલગીર છું કે આપણો આધુનિક સાધુવૃંદ એ કામ માટે **તદ્દન નાલાયક છે.** તેને આપણા પોતાના ઇતિહાસ કે તત્ત્વજ્ઞાનનું ઉંડું જ્ઞાન નથી, તેને નિરીક્ષણ કે પરીક્ષક બુદ્ધિ છેજ **નહિ**, તેમના ભાષાજ્ઞાનની અવધિ સંસ્કૃત અને પ્રાકૃતમાં, ધર્મ અને તત્ત્વજ્ઞાનની અવધિ ભગવતી સૂત્રમાં આવી રહેલી છે જ્યારે તેના શિવાય અન્ય પંથો અન્ય ધર્મ સિદ્ધાન્તો કે સૂત્રો તેઓ મૂળ જાણતા જ નથી. (તેમની પાસેથી) આપણે સત્ય મેળવ્યું છે એ કદાચ તેઓ જાણતા હશે પણ તે સત્ય તમે અથવા બીજા કોઇ તેમની પાસે માગે ત્યારે તે બતાવવાની તેમની શક્તિ નથી અને સત્યના એકલા માલેક આપણે જ છીએ એવું માની, અજ્ઞાનવૃંદની ભક્તિ કે ખુશામતમાં જીવન સાર્થક સમજી અને સાધુ વર્ગના મહાવ્રતના ડોળથી મળેલા સન્માનપર આધાર રાખી જેઓ તેમની આ સ્થિતિ સામે વાંધો કહાડે તેમને શ્રાપ આપવા **ગોશાળા કરતાં પણ આજના સાધુઓ વધારે તૈયાર છે અને** મોટી દિલગીરી તો એ છે કે આપણું સાધુવૃંદ પેઢી દર પેઢીનું નહિ પણ બુદ્ધિબળ, માનસિકબળ અને વૈરાગ્ય બળની પરીક્ષામાં પમાર થયેલ નગેનું બનેલું છે એવો દાવો કરે છે.

(૩) "અત્યારે તો સાધુનું ઘર અસમર્થ લોકનું કલ્પવૃક્ષ છે. ભીખ માગવા માટે એ બહુજ માનદાયક બહાનું છે અને બીજાઓને ભારરૂપ થવા માટે બહુ રહેલો માર્ગ છે. એ એક જ માર્ગ છે કે જ્યાં આળસુપણાને ગુણ માનવામાં આવે, અજ્ઞાનતાને પુણ્ય મનાય, અને અનીતિને પાપની શિક્ષાથી દૂર રખાય. જીવનની સર્વ ખુબી ચાખવી હોય અને તેની દરેક જોખમદારીથી દૂર રહેવું હોય તો આજ એક માર્ગ છે.........આપણને એક આખા વર્ગને આળસાઇમાં, અહંકારમાં, અજ્ઞાનમાં મસ્ત રહેવા દઇ પાળવાની શી જરૂર છે ?"

આ પ્રમાણેનો ઉદ્‌ગારો છે કે જે અમે ત્રણ પારામાં મૂકેલા છે. તેમાં પહેલા પારામાંનાં વિચારો સાથે અમે સહમત છીએ. બીજા અને ત્રીજા પારામાં ચિતરેલા વિચાર સાથે અમે તદ્દન સહમત થઇ શકતા નથી અને હાલના સાધુઓની રહેણી કરણીનું ચિત્ર આખા સાધુ-સમૂહને લાગુ પાડવામાં આવ્યું હોત તો તે ભયંકર છે— અતિશયોક્તિથી મિશ્રિત છે અને તેમાંના ઉદ્‌ગારો સામે તો ઘણો ઘણો વાંધો લેવા જેવું છે. એક સુશિક્ષિત જૈન પોતાના ધર્માધિકારીઓ સંબંધે આટલી બધી Sweeping remarks by way of wholesale denouncement સમગ્ર વર્ગની નિંદા—તિરસ્કારવાળી ટીકા કરે તે સ્વાતંત્ર્યની હદ ઓળંગી જવા જેવું જણાય છે

સાધુઓ સંબંધમાં જે તીવ્ર શબ્દો ઉપરના ત્રીજા પારામાં લખાયા છે તેના જેવા શબ્દો સ્વામી વિવેકાનંદે પણ પોતાના ધાર્મિક પ્રવાસની શરૂઆતમાં લખેલા પત્રમાં આ રીતે જણાવ્યા છેઃ—

"સાધુઓ તમારા ઉપદેશકો—ભટભિક્ષુઓ કે જે હમેશાં સુધારણાના કટ્ટા શત્રુઓ છે, તેમને લાત મારો; કારણ કે તેઓ કદી પણ સુધરવાના કે સુધારવાના નથી; તેઓનાં અંતઃકરણો કદી પણ મહાન્ થવાનાં નથી, તેઓ જમાનાઓના વહેમ અને જૂલમની ઓલાદ છે. આવા સાધુવર્ગને પ્રથમથી જ નિર્મૂળ કરો; પછી તમે ખરા મનુષ્ય થઈ શકશો."—૩૦ મી જુલાઇ ૧૮૯૩. વળી જણાવે છે કેઃ—

"સાધુઓથી થતાં દુઃખોનો નાશ કરવાનો છે સાધુઓના પ્રપંચ માટે તો સર્વ સામાજિક જૂલમ મટે તેમ છે.

"સાધુઓને દરેક સંસારિક બાબતમાં માથું ઘાલવાનું શું પ્રયોજન હતું?—આથી કરોડો મનુષ્યની દુઃખદ સ્થિતિ આવી છે.

આમ છતાં પણ પ્રોફેસર ખુશાલભાઇ સ્વામી વિવેકાનંદના વાક્યો પોતાના સમર્થનમાં છે એમ જણાવી ગર્વ લઇ શકે તેમ નથી કારણકે અમારે કહેવું જોઇએ કે જે સાધુઓ માટે સ્વામી વિવેકાનંદે કહ્યું છે તે સાધુઓનો પ્રકાર આપણા જૈન સાધુઓના પ્રકારથી જૂદો જ છે. તે સાધુઓએ સમાજના અનેક બંધનો ઉત્પન્ન કરી તેથી પોતાની સત્તાનો દોર જમાવ્યો છે અને આજીવિકાનાં સાધન મેળવ્યાં છે, જ્યારે નિષ્કંચન—નિર્ગ્રંથ જૈન સાધુઓનાં જીવન વ્યવહાર સંસારવ્યવહારથી તદ્દન અલગ છે. તે સાધુઓએ સમાજના વિષયોમાં પોતાની લાકડી ચલાવી છે તેથી દુઃખમય સ્થિતિ પ્રાપ્ત થઇ છે. આ સંબંધે તેજ સ્વામી વિવેકાનંદના વિચારો જાણવા જેવા છે.

" સસારિક કાયદાઓ ધર્મની સમતિથી, આથિક સજોગો આવવાથી નિર્મિત થાય છે ધર્મની ભયકર ભૂલ સામાજીક વ્યવહારમા માથુ ઘાલવાથી થઇ છે આથી જુઓ તે ભૂન કેવી કપટ જાળથી કહે છે અને તેજ કથનથી પોતાની વિરૂદ્ધ પોતેજ જાય છે " સામાજિક સુધારો તે ધર્મનુ કર્ત્તવ્ય નથી —ખરૂ આપણે જેની જરૂર છે તે એજ છે કે ધર્મે સસારસુધારક ન થવુ જોઇએ, પણ તેની સાથે આપણે આગ્રહ રાખીએ છીએ કે ધર્મને સસારિક કાયદા બાધનાર બનવાનો કશો હક નથી તેને દૂર રાખો ! તમે તમારા પોતાના સ્થાનને વળગી રહો એટલે સર્વે સુઘટિત થઇ રહેશે

ધર્મને માત્ર આત્મા સાથે જ સબધ છે, અને તેને સસારિક બાબતોમા માથુ ઘાલવાનુ કઇ પ્રયોજન નથી આથી જ સ્વામી વિવેકાનદે જણાવ્યુ છે કે "સાધુઓને દરેક સસારિક બાબતમા માથુ ઘાલવાનુ શુ પ્રયોજન હતું?—આથી કરોડો મનુષ્યોની દુખદ સ્થિતિ આવી છે '

વળી ઉક્ત પ્રો૦ ખુશાલભાઇ પાશ્ચાત્ય કેળવણીથી સસ્કારિત હોઇ પાશ્ચાત્ય સંસ્કારો **જૈન** સાધુઓમા લાવવા ઇચ્છે છે અને તેને લોકોનુ નાળપણથી અજ્ઞાન દૂર કરવાનુ, દરદીઓની આરવારમા મદદરૂપ થવાનુ અને ખરા શહેરી તરીકે ગર્વ કરવાનુ કાર્ય ઉપાડી લેવાનુ કહેવામા આવે છે આવુ પ્રવૃત્તિમય કાર્ય કરવા માટે શ્રમણોપાસક જેવો વર્ગ કે શ્રાવકોમાથી એક વર્ગ ઉભો કરવામા આવે તો યોગ્ય ગણાય, પણ નિવૃત્તિમય જૈન સાધુઓને આવી પ્રવૃત્તિમા નાખવાથી પોતાનુ સસારના બધન રહિતનુ નિરપેક્ષ કાર્ય ભૂલાડવામા આવશે અને તેથી સસારમા વિશેષ બધાયલા રહેવાથી અનિષ્ટ પરિણામ આવશે દરદીને માનસિક ઉપચાર કરવાનુ કાર્ય સાધુનુ ગણાય પણ તેને દવા આપવાનુ, માવજત કરવાનુ કાર્ય સોપવામા આવે તો હાલના કેટલાક જતિઓ વૈદ્ય તરીકે ધધો કરી કેવી માયામા સપડાયા છે તે જોઇ તપાસવાનુ અમે કહીએ છીએ

" આપણા આચાર્યો—સતો અને પાશ્ચિમાત્ય સતોમા અતર છે તે દર્શાવીએ આપણા સતો જિન ભક્તિમા સપૂર્ણ રહી અન્યને તેમ રાખી જિન શાસનનો ઉદ્યોત કરવા અહિસા ધર્મને હૃદયમા વજ્રલેપ સમાન સ્થાપી ઉપદેશ પીયૂષનુ પાન કરાવે છે આપણા પૂર્વાચાર્યો તત્ત્વજ્ઞાન, ન્યાય આદિ અદ્‌ભૂત ગ્રથો રચી પરમબોધદાતા થઇ મગન અને પરભવ અર્થે કલ્યાણમાર્ગી નિવડ્યા છે પરતુ તે સર્વ જિન પ્રવચનવાણીને સગત—એકમત રહીને જ આપણી મતમાનિગમા પાશ્ચિમાત્ય મતોમા દ્રષ્ટિગોચર થતુ વિલક્ષણ વૈચિત્ર્ય નથી પાશ્ચિમાત્ય ઉદારધી મહાન્ સતોએ આત્માનુ સમર્પણ કરી મનુષ્યોના તેમજ ઇતર લોકોના દુખ વિદારવા માટે અનેક પ્રકારના પ્રયત્નો કર્યા છે

' તુરગમાના કેદીઓની સ્થિતિ સુધારનાર, મહારોગ ગ્રસ્ત લોકોમા વસી આશ્વાસન આપી ઔષધ આપનાર અને તેથી કદાચ પોતે પણ મહારોગી થનાર, પોપમહાગજના રોગનુ પરિશોધન કરનાર, સમરભૂમિ પર જઈ જખમી સૈનિકોની સુશ્રૂષા કરનાર, અનાથ અર્ભકોને મદદ મેળવી આપનાર—આવા અનેક પ્રકારના સતોની માલિકા પશ્ચિમમા બનાવી શકીએ આપણા સાધુઓએ **સંસાર કે વ્યવહારમાં કાંઇપણ અંગો પડવાનું નથી.** તેથી તેઓ ઉપદેશ ભક્તિ જ્ઞાન અને સદાચારનો બોધ આપી હૃદયમા સન્નિષ્ઠા, અને ધર્મ ધારી એમજ ચલે ચાલ્યા જાય છે વળી પાશ્ચિમાત્ય સતોનો મુખ્ય

ઉદ્દેશ ઐહિક છે, જ્યારે આપણા સંતોનો ઉદ્દેશ પારગામી, પારલૌકિક છે કારણ કે પશ્ચિમ પ્રવૃત્તિમય છે, પૂર્વ નિવૃત્તિમય છે. પ્રવૃત્તિમાં રહી ઐહિક કલ્યાણ શોધવું તેના કરતાં નિવૃત્તિમાં રહી બીજાઓને પણ નિવૃત્તિ શીખવવી અને નિવૃત્તિમય બનાવી પારલૌકિક પરમ કલ્યાણ શોધવું એ કોટયાવધિ ઉચ્ચતર છે.

—જૈનપતાકા ફે. માર્ચ ૧૯૦૮.

આ સં. ૧૯૬૩ ના આષાઢ માસમાં શ્રીમન્ મોહનલાલજી મુનિમહારાજના સંબધે લખેલા લેખમાંના અમારા વિચારો અત્યારે અહીં ટાંકવાની જરૂર પડે છે. આ પરથી આપણા સાધુઓનો વિશિષ્ટ પ્રકાર સમજી શકાશે હજારો વર્ષો થયાં, છતાં આપણા સાધુ-પૂર્વના આચાર વિચારને ઘણી ચીવટાઇથી જેટલા બની શકે તેટલા જાળવી શકયા છે, રેલ્વે સ્ટીમરાદિની સગવડો થઈ છતાં તેનો ઉપયોગ ન કરતાં પાદવિહાર કરી એક શહેરથી બીજે શહેર, એક ગામથી બીજે ગામ એમ નાનામા નાના સ્થલમાં જઈ બોધનો લાભ લોકોને આપે છે, ધન કદી રાખતા નથી સંસારમાં માથું ઘાલતા નથી અને જ્ઞાન લઈ આપી નવીન પુસ્તકો રચી જૂનાં પ્રગટ કરાવી ધર્મસેવા કરવા ઉદ્યુકત રહેતા આવે છે એ અન્ય ધર્મના અધિકારીઓ કેવા વૈભવમાં, મોજ શોખમાં રહે છે, પગે બૂટમોજાં રાખી રેલ્વે વિહાર કરી, ગૃહસ્થોને ત્યાં રહી કેવી મજા કરે છે તે સાથે તુલના કરી ખાસ વિચારવા જેવું છે.

મનુષ્ય સ્વભાવ કેવો છે તે પર દ્રષ્ટિ ફેંકી વિચાર કરીએ તો આપણા સાધુ-સમુદાયમાં નિર્બળતાઓ, દોષો નથી એવું કોઇનું કહેવું છે જ નહિ, કારણ કે તેઓ સર્વજ્ઞ નથી કે જેથી તેઓ સંપૂર્ણ દોષ રહિત હોઇ શકે, તેમજ બધા સાધુઓ નિષ્પરિગ્રહી, જ્ઞાની, સુશીલ અને ધર્મ સ્તંભ છે એમ પણ ન હોઇ શકે કારણ કે એક મોટા ટોળામાં કોઈ-કોઇ એવા હોય કે જે દોષી જણાય, છતાં એકંદરે સાધુસંઘની સંસ્થા ( Institution ) ઉપયોગી-આવકાર દાયક, માર્ગદર્શક અને આવશ્યક છે. બીજી બાજુ હાલના સાધુઓએ, ઉપરના વિચારો દિવસે દિવસે બોલાવાનો સમય આવે છે તો તે પર સૂક્ષ્મતાથી વિચાર કરી પોતાના સમગ્રસમૂહની એક સંગતતા કરી સમયાનુસાર આચાર વિચાર--રહેણી કરણીમાં સુધારા પર આવવું ઘટે છે. પ્રો૦ ખુશાલભાઇના શબ્દોમાં કહીએ "તો ખરા સાધુ તરીકે, ખરા જૈન તરીકે, સત્પુરૂષ તરીકે તેઓ પોતાની ફરજ અદા કરે, તેઓનું વર્ત્તન નમુનારૂપ થાય, તેઓના જ્ઞાનભંડાર આગળ આપણને સ્વભાવતઃ નમવું પડે, અને અકિંચનતા, ત્યાગને બદલે ( ની સાથે ) ખરો ભોગ આપે, ધર્મ ખાતર, સમાજખાતર, દેશખાતર ( ધર્મ દ્રષ્ટિએ ) ભોગ આપે, તો તેઓ આપણા નાયક બનશે, અને આપણને શ્રદ્ધા ઉપજાવશે.'

—તંત્રી.

# ઐક્ય કયારે કરીશું ? હમણાંજ.

"It is said that blood is thicker than water but far more subtle and strong are spiritual sympathies."

—"એમ કહેવામાં આવે છે કે જલ કરતાં રક્ત વિશેષ ઘટ્ટ છે, અર્થાત્ પરસ્પર ભોજનાદિ વ્યવહાર કરતા સગપણનો સંબંધ વિશેષ બલવાન્ છે, પરંતુ તેના કરતાં પણ વિશેષ વિશેષ બલવાન્ અને સૂક્ષ્મ એવી એક ધર્મની સમાનતાઓ છે."

હમણાનું હિંદ જે સ્થિતિમાંથી પસાર થાય છે તે સ્થિતિ બારીકીથી તપાસતાં ઘણી સુખકર અને આલ્હાદદાયક ભાસે છે. જુઓ! મોસ્લેમ બાઇઓ હિંદુ ભાઇઓ સાથે એક એકના હાથ જોડી સંયુક્ત રીતે વધવાનો પ્રેમ પૂર્વક પોકાર કરે છે. આના પ્રમાણમાં મોસ્લેમ લીગની મુંબઇની બેઠકના માન્યવર પ્રમુખ મઝરૂલ હુકે જે ઉત્તેજક, જોસદાર અને તનમનાટ ઉપજાવે તેવું ભાષણ આપ્યું હતું તેમાં નીચેના ભાવાર્થના ઉદ્દગાર ખાસ ધ્યાન ખેંચે છે.—

"આ ભૂલી જવાનું નથી કે શું પારસી કે હિંદુ, શું મુસલમાન કે જૈન સર્વેએ સાથે મળીને કાર્ય કરવાનું છે, અને ત્યારે જ એકત્રતા થશે. જ્યારે તેવી એકત્રતા થશે ત્યારે જ સાચી અને કાયમની પ્રજાકિય ઉન્નતિ કરી શકીશું. આથી કોમી અલગપણાનો વિચાર કદી નાંખવો આવશ્યક છે. આવા કોમી સવાલોને વચ્ચે લાવવાથી એકત્રપણાના વિચારો કરવા નષ્ટ પામે છે, અને તેથી અન્યોન્ય કુવિચારોના અંકુરો ફુટવા પામે છે. આ બધા કોમી અભિમાનોને તિલાંજલિ અર્પી સર્વેએ હાથમાં હાથ મેળવવાની જરૂર છે.

"આપણો ધર્મ ભ્રાતૃભાવ ફેલાવવાની આજ્ઞા કરે છે અને તે હાલની યુરોપીઅન બિરાદરી કરતાં ઉચ્ચ અને વિશાળ છે. આપણા લાંબા ઇતિહાસનું તાત્પર્ય માત્ર બે શબ્દોમાં સમાવી શકીએ તેમ છીએ. તે શબ્દો 'હિંદી મુસલમાનો' એ છે. એ બે સૂત્રરૂપ શબ્દ આપણો ધર્મ, આપણું જાતિયત્વ અને ઇતિહાસ દર્શાવે છે. અને તેમાંથી ઉત્પન્ન થતી આપણી ફરજો અને જોખમદારીઓ આપણી સમક્ષ ધ્યાનમાં રાખીશું તો આપણે અવળે માર્ગે નહિ જઇએ.

"ખુદાની દરબારમાં શીખો, મરાઠાઓ, હિંદુઓ, અથવા એસલામીઓ-બધા માટે જ્યારે એકજ સરખા કાયદા છે એમ આપણે જ્યારે માનીએ છીએ તો પછી શા માટે મતભેદ અને ભિન્ન વિચારો કરી અત્રે નાહકનો કલેશ ઉભો કરવો? તેને બદલે શા માટે કોમકોમો અન્યોઅન્ય વિશ્વાસ મેળવી મિત્રભાવથી પોતાનો નિવેડો ન લાવી શકે? આથી જ પહેલી ફરજ તે સ્વવિશ્વાસની લાગણી છે.

—ગુજરાતી.

આમાં અંતર્ગત વાકયો એવાં મજાનાં મુકયાં છે કે જે દરેક માનવી, પછી તે હિંદુ જૈન, શીખ કે પારસી હોય, તેને પ્રજાકીય અને જાતીય ઉન્નતિ માટે શીખ્યા વગર છુટકો નથી.

"When a question concerning the welfare of India and of justice to Indians arises, I am not only an Indian first, but an Indian next, and an Indian to the last, an Indian and Indian alone, favouring no community and no individual, but on the side of those who desire the advancement of India as a whole without prejudice to the rights and interests of any individual, much less of any community, whether my own or another.

"But whenever any question arose on which there was a clear and unmistakable Divine injunction conveyed to me by my God through my Prophet, I could not even consider, let alone accept as correct, any thing conflicting with that in-junction, no matter on what mundane authority it was based. With Divine authority as my only guide I will be not only a Muslim first, but a Muslim next, a Muslim to the last and a Muslim and nothing but a Muslim. People may scoff and laugh, but I hold firmly to these convictions."

—"જ્યારે હિંદનાં કલ્યાણનો અને હિંદીઓના ન્યાયનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે ત્યારે હું પ્રથમ દરજ્જે એક હિંદી છું એટલું જ નહિ, પણ પછી પણ એક હિંદી છું અને છેવટ સુધી પણ હિંદી છું– હિંદી અને માત્ર હિંદી છું– ત્યાં કોઇ કોમનો અને કોઇ પણ વ્યક્તિનો પક્ષપાત નહિ કરૂં પરંતુ કોઇપણ વ્યક્તિના–પછી તે મારા કે બીજાના–હક્ક અને લાભને ધક્કો પહોંચાડ્યા વગર ( એટલે કોમના હક્કને ધક્કો પહોંચાડવાનો રહેતો જ નથી ) સમગ્ર હિંદની ઉન્નતિ કરવાના જે ઇચ્છક છે તેમના પક્ષમાં જ રહીશ.

"પરંતુ જ્યારે જ્યારે એવો પ્રશ્ન ઉપસ્થિત થયો છે કે જેના ઉપર મારા પયગંબર. દ્વારા ઇશ્વરનો દીવ્ય આદેશ સ્પષ્ટ અને અવિશુદ્ધ રીતે મને મળેલો હોય ત્યારે ત્યારે તે આદેશથી વિરૂદ્ધ એવું કંઇ પણ ધ્યાનમાં મેં ધર્યું નથી ( તો પછી તેને સત્ય તરીકે સ્વીકારેલું તો ક્યાંથીજ હોય ? )—એમ કરવામાં પછી તે ગમે તેટલી આ લોકમાં ઉચ્ચી સત્તા ઉપર આધાર રાખતું હોય તો પણ તેની મેં દરકાર કરી નથી. ઇશ્વરી સત્તાને મારી સર્વથા નિયામક માનને હું પ્રથમ દરજ્જે એક મુસ્લિમ રહીશ એટલુંજ નહિ, પરન્તુ પછી પણ મુસ્લિમ, છેવટની ઘડી સુધી મુસ્લિમ અને મુસ્લિમજ રહીશને ભલે લોકો મારી નિંદા કરે કે મારા પર હસે પરંતુ આ પ્રતીતિઓને હું દ્દઢતાથી વળગી રહું છું,"

આ રીતે દરેક જૈન સ્વતંત્ર રહી સ્વ સંપ્રદાયોને ભૂલી મહાવીરના આદેશનું ગ્રહણ કરવામાં પોતાનું જૈનત્વ અવિશુદ્ધ સાચવી હિંદના ખરા દેશજન ઉપરની ભાવના પ્રમાણે બનશે ત્યારે સ્વ અને પર કલ્યાણ સાધી શકશે.

દરભંગાના નરેશ સનાતન હિંદુ ધર્મનો ઝુંડો લઇ હિંદુઓના જૂદા જૂદા મતો સંપ્રદાયો અરસ્પરસ આલંકાર આપતા રહે તે માટે એકત્રિત થવા માટે જે વિચાર જણાવે છે તે પણ ભૂલી શકાય તેવા નથી.

"It is said that blood is thicker than water but far more subtle and strong are spiritual sympathies, and Hindus from whatever part of the country they may hail, to whatever sects or schools of thought they may belong, are bound by the ties of spiritual brotherhood. Intellect separates but the spirit unites, and though intellectually we may be *Advaitas* or *Vishistadvaitas* or *Dvaitas* we drink of the same spiritual fruit, partake of the same communions and sinking all the differences of intellect in this spiritual identity, let us unite with hearts chastened and purified in this national worship of the Supreme Lord."

—એમ કહેવામાં આવે છે કે જલ કરતાં લોહી વિશેષ ઘટ્ટ છે એટલે કે સાથે ખાવા પીવા કરતાં લોહીનું સગપણ વધી જાય છે તો પણ તે સગપણ કરતાં અતિ વિશેષ સૂક્ષ્મ અને સબળ ધાર્મિક એકતાઓ–સહાનુભૂતિઓ છે અને હિંદુઓ દેશના ગમે તે પ્રદેશના હોય, યા કોઇ પણ મત કે દર્શનના અનુયાયી હોય છતાં તેઓ ધાર્મિક ભ્રાતસંઘના બંધનથી બંધાયા છે, બુદ્ધિવાદ એકને બીજાથી જૂદો પાડે છે, પરંતુ આત્મા એકને બીજા સાથે એકત્રિત કરે છે, અને જોકે બુદ્ધિવાદથી આપણે અદ્વૈત કે વિશિષ્ટાદ્વૈત કે દ્વૈતના અનુયાયી હોઇએ છતાં આપણને ધર્મરૂપી જલ એકજ ફુવારામાંથી મળે છે, આપણે એકજ પ્રકારના ધાર્મિક સંવાદોમાં ભાગ લઇએ છીએ અને તેથી બુદ્ધિના બધા ઝગડાઓ દૂર કરીએ ધાર્મિક એકતા સ્વીકારી વધારે પવિત્ર અને નિર્મળ હૃદયોથી પરમાત્માની આ પ્રજાકીય પૂજામાં એકત્રિત થઇએ.

આ વાક્યો આપણને કેટલો બધો પાઠ આપે છે. પ્રજાની રાજકીય એકતામાં મુસલમાન અને હિંદુઓ એકત્રિત થઇ એકજ પ્લાટફોરમ ઉપર આવી એક સંપીના ઉદ્‌ગારો કાઢે છે એટલુંજ નહિ પણ એક સાથે કાર્ય કરે છે, એક પર બીજો પ્રેમ રાખે છે, આવકાર આપે છે અને ભેટે છે. આવું જ્યારે એક બીજાના ધાર્મિક મંતવ્યોમાં જમીન આસમાન જેટલો ફરક છે, જે એકબીજા વચ્ચે પરાપૂર્વથી અસમાન લાગણી ચાલી આવી છે તેઓ પણ ભાઇઓ માફક ભેટે છે, ત્યારે આપણે પછી સ્થાનકવાસી, દિગંબર, શ્વેતાંબર હોઇએ તે વીર પ્રભુના જ પુત્રો હોવા છતાં–તેવો દાવા કરતા હોવા છતાં એક બીજા વચ્ચે લડી મરીએ છીએ એ શોકજનક નથી ?

હિંદુઓના ધર્મભેદ દ્વૈત, અદ્વૈત કે વિશિષ્ટાદ્વૈત એટલા બધા બુદ્ધિવાદ પર રચાયેલા છે કે તેનો છેડો આવે તેમ નથી, છતાં તેઓ એકઠા થવાને પ્રયત્ન કરે છે અને એકત્રિત થાય છે, તો ઝાઝા બુદ્ધિના વાદ પર નહિ ચણાયેલા નાના નાના મંતવ્યો–ભેદોથી જૈનના સંપ્રદાયો લડી મરે, તે તેના અનુયાયીઓ કોર્ટે જઇ હજારો રૂપીઆનાં આંધણ મૂકી તીર્થરક્ષા કરવા જાય, મારા મારીના પ્રસંગો લાવે અને તેથી વિક્ષેપ, દ્વેષભાવ, અભિનિવેશ વીતરાગના અનુયાયીઓમાં રચાં કરે એ ઓછું શોકજનક છે ?

તીર્થના ઝઘડા પતાવવા માટે લવાદ-મંડળ નીમવાની જરૂર છે, પણ દીલગીર

# श्री जैन श्वेतांवर एज्युकेशन वॉर्ड.

## શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ ધાર્મિક ઇનામી પરીક્ષા.

સં. ૧૯૭૨ ના માગસર વદ ૫ ને રવિવારે દિવસના એક વાગ્યાથી ચાર વાગ્યા સુધી.

તા૦ ૨૬-૧૨-૧૯૧૫.

ધો. ૧ લું. (પંચ પ્રતિક્રમણ.) તપગચ્છ.

(પરીક્ષક—રા. રા. ન્યાલચંદ લક્ષ્મિચંદ સોની. B. A. LL. B. સાદરા.)

સવાલ. માર્ક.

૧. 'નવકાર' મંત્રના પહેલા પદના ત્રણ જુદા જુદા પાઠ છે તે અર્થ સાથે લખો. ૮

૨. ગુરૂ મહારાજના છત્રીસ ગુણ વિવેચન સાથે સમજાવો. ૧૦

૩. 'ચતુર્વિંશતિ સ્તવ' અને 'શક્રસ્તવ' એ બંનેની છેલ્લી ગાથા અર્થ સાથે લખો. ૧૦

૪. 'કલ્યાણકંદં', 'સંસારદાવા' અને 'સ્નાતસ્યા' ની સ્તુતિઓમાં શાસન દેવીઓના સંબંધમાં જે ગાથાઓ છે તે અર્થ સાથે લખો. ૧૨

૫. નીચેનાં પદોના અર્થ લખો અને તે કયા કયા સૂત્રોના છે તે બતાવો.

| | |
|---|---|
| ૧. અભયપ્રદાનનિરતે | ૨. પરમટ્ઠ નિટ્ઠિ અટ્ઠા |
| ૩. સાહંતિ મુખ મગ્ગં | ૪. મિત્તી મે સવ્વ ભૂએસુ |
| ૫. તીઆણા ગય સંપઈઅ | ૬. નિત્યં સ્વાધ્યાયસંયમરતાનાં |
| ૭. રાજાધિપરાજ સન્નિવેશાનાં | ૮. કૃતાપરાધે પિ જને |
| ૯. યેષામભિષેકકર્મ કૃત્વા | ૧૦. સોમ ગુણેહિં પાવઈ નતં નવ સરય સસી. ૨૦ |

૬. આવશ્યક કેટલાં અને કયાં કયાં તે બતાવો. ૬

૭. અભ્યંતર તપના ભેદ બરાબર સમજાવો. ૬

૮. દેવસિ પ્રતિક્રમણમાં 'અનથ ઉસસિએણં' સૂત્ર કુલ કેટલી વાર બોલવું પડે છે તે આંકડો ફક્ત લખો. ૧૦

૯. ફક્ત સાધુઓને નમસ્કાર સંબંધનાં જે જે સૂત્રો પંચ પ્રતિક્રમણમાં આવતાં હોય તે લખો. ૧૦

૧૦. શ્રાવકનાં બાર વ્રતનાં નામ ટુંકાણમાં અર્થ સાથે લખો. ૮

કુલ માર્ક. ૧૦૦

## ધો. ૧ લું. ( પંચપ્રતિક્રમણ ) વિધિપક્ષ.

( પરીક્ષક—રા. રા. જટાશંકર પરમાનંદ પંડયા. મુંબઇ. )

| સવાલ. | માર્ક. |
|---|---|
| ૧. शंका, कंखा, वितिगिछा, पर पासंडी संथुउ એટલે શું ? તે સ્પષ્ટ રીતે સમજાવો. | ૧૫ |
| ૨. " ૭ કોટિએ સામાયિક કરું " તે ૭ કોટી કઇ તે લખો. | ૧૦ |
| ૩. તૃતીય સ્મરણુ લખો. | ૧૫ |
| ૪. દેવસિય પ્રતિક્રમણ કરતાં પાક્ષિક પ્રતિક્રમણમાં કયા કયા સૂત્રો વધારે છે, તેનાં માત્ર નામ આપો. | ૧૫ |
| ૫. બૃહન્નમસ્કારનો અર્થ લખો. | ૧૦ |
| ૬. આવશ્યકનાં નામ તથા તેથી થતાં ફલ લખો. | ૧૦ |
| ૭. કાયોત્સર્ગ ( કાઉસગ્ગ ) એટલે શું ? તેનો હેતુ તથા તે વખતની શારીરિક સ્થિતિ જણાવો. | ૧૫ |
| ૮. मिउग्गहं, पथिपतित, तेनाहडे, निष्भरेण, परिग्रह, कारवेमि, सावज्ज, अभिभव, किस्तियं, संदिसह એ શબ્દોના અર્થ આપો. | ૧૦ |
| કુલ માર્ક. | ૧૦૦ |

---

## ધો. ૨ જું અ. ( જીવવિચાર, નવતત્ત્વ, શ્રાવક ધર્મ સહિતા, ઉપદેશ પ્રાસાદ ભાગ ૧ લો. )

( પરીક્ષક—રા. રા. સુરચંદ પુરૂષોત્તમ બદામી. દહાણુ. )

| સવાલ. | માર્ક. |
|---|---|
| ૧. ( क. ) जीव ને ઓળખાવના લક્ષણુ લખો. | |
| ( ख. ) जीवविचार માં શિખેલા જીવ ના ભેદ તથા પેટાભેદ દર્શાવનારૂં એક વૃક્ષ આળેખો અને તે દરેક પેટાભેદ આગળ તેનુ ઉત્કૃષ્ટ આયુમાન જણાવો, તેમજ તેમાંના કયા જીવોને चक्षुइन्द्रिय હોય છે તે પણ લખો. | |
| ( ग. ) सिद्धजीव નુ આયુમાન હોય તો કેટલું ? અને ન હોય તો કેમ નહિ ? | ૨૦ |
| ૨, तत्त्व કેટલાં અને કયાં કયાં છે ? તે દરેક तत्त्व નો અર્થ તમે સમજ્યા હો તે ટુંકમાં જણાવો. | ૧૦ |
| ૩. નીચેના આઠ શબ્દો વિષે તમે જાણતા હો તે લખો. पिगल, पाणा, जइधम्मो, अंतरंगशत्रु, स्याद्वादशैली, भावना, असदाचार, भतर्यदंड | ૧૬ |
| ૪. गृहस्थधर्म ની યોગ્યતા માટે કેવાં આચરણોની જરૂર છે તે વિષે આસરે ૨૫ લીટીનો એક નિબંધ લખો. | ૨૦ |

૫. ધર્મબિન્દુ ના કર્ત્તા કોણ છે ? તેમને વિષે ઉપદેશ પ્રાસાદ ગ્રંથમાં તમારા વાંચવામાં જે હકીકત આવી હોય તે જણાવો. ૧૨

૬. ઉપદેશ પ્રાસાદ નામ એ ગ્રંથનું કેમ રાખેલું છે ? એના કર્ત્તા કોણ છે ? એ ગ્રંથનો જે ભાગ તમે શિખ્યા છો તેમાં શી બાબતની વ્યાખ્યા છે ? ૧૨

શુદ્ધ અને સંતોષકારક લખાણને માટે. ૧૦

કુલ માર્ક. ૧૦૦

---

ધો. ૨ જું વ. ( નવતત્ત્વ, નવસ્મરણ, ત્રણ ભાષ્ય. )

(પરીક્ષક—રા. રા. સુરચંદ પુરશોત્તમ બદામી. દહાણું. )

સવાલ. માર્ક.

૧. બાર ભાવના નાં નામ દર્શાવનારી ગાથા અર્થ સાથે લખો. નવતત્ત્વ પૈકી કયા તત્ત્વમાં એનો સમાવેશ થાય છે ? ૧૫

૨. કર્મ કેટલા પ્રકારના છે ? કર્મ વિષે નવતત્ત્વમાં તમે જે શિખ્યા હો તે જણાવો. ૧૫

૩. નવસ્મરણ માં પાર્શ્વનાથ પ્રભુનાં કયાં કયાં સ્મરણો છે ? કયા કયા સ્મરણોમાં કર્ત્તાનાં નામ જણાવેલાં છે ? તે પૈકી બે સ્મરણોમાંની કર્ત્તાના નામ વાળી ગાથા કે શ્લોકઅર્થ સહિત લખો. ૧૫

૪. યુદ્ધમાં વિજય મળવા સંબંધી ગાથા અને શ્લોક નવસ્મરણમાં તમારા વાંચવામાં હોય તે લખો. ૧૫

૫. ચૈત્યવંદન માં કેટલા અને કયા કયા દંડક આવે છે ? તે દંડકો માં કેટલા અધિકાર છે ? તે દરેક અધિકારમાં કોને કોને વંદન થાય છે ? ૧૫

૬. વંદનીય કોણ ? અવંદનીય કોણ ? વંદન થી શું ગુણ પ્રાપ્ત થાય છે ? આહાર કોને કહેવો ? તેના કેટલા પ્રકાર છે ? અને તે વિષે તમે શું જાણો છો તે સવિસ્તર લખો. ૧૫

શુદ્ધ અને સંતોષકારક લખાણ માટે. ૧૦

કુલ માર્ક. ૧૦૦

, જાગર–ઉજાગર - દશામાં

ધોરણ ૩ જે કયે કયે ગુણ ઠાણે હોઇ શકે ? ( આનંદઘનજીની ચોવીશી. )

(ના અર્થ વિવેચન સહિત લખોઃ— નચંદ શરાફ. સુરત. )

સવાલ. મ અરપણા, અનંત ચતુષ્ક, નોકષાય માર્ક.

૧. "યોગ" રીતે થઇ શકે તે સ્ફુટ રીતે સમજાવો. ૫

૨. ગૃહસ્થના સકત્વનું સ્વરૂપ, મિથ્યાત્વના સ્વરુપ

સાથે મુકા પાંચ ભૂષણો લખો. ૭

૩. નીચેની બાબતો પર ટુંક વિવેચન લખોઃ—

(अ) હિંસા ત્યાગ કરવાનું કારણ શું ?

(ब) હિંસાનો ત્યાગ ન કરવાથી દાનાદિ સર્વ નિષ્ફળ છે.

(क) જીવ હિંસાથી પણ ચોરીનો દોષ અધિક છે.

(ड) મદિરા, માંસ, માખણ, મધ અને રાત્રિ ભોજન સર્વથા વર્જ્ય છે એ ગ્રંથકર્તા તેમજ અન્ય દર્શનકારોના અભિપ્રાય સહિત સમજાવો. ૧૦

૪. મહા શ્રાવકની દિનચર્યા સંક્ષેપમાં લખો. ૭

૫. (अ) પ્રાણાયામનું સ્વરૂપ તથા ફલ સમજાવો.

(ब) પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રુપાતીત ધ્યાનનું સ્વરૂપ લખો. ૧૧

## ( શ્રી મહાવીર ચરિત્ર. )

૧. ત્રિષષ્ઠિ શલાકા પુરુષમાં ભગવાન મહાવીર સ્વામી ઇતિહાસના કાલક્રમ અનુસાર કેટલામા શલાકા પુરુષ ગણાય ? એમને શલાકા પુરુષ કેમ કહેવામાં આવે છે ? ચોવીશ તીર્થંકરોમાં એમનું ચરિત્ર જનસમૂહને વિશેષ બોધદાયક તથા ઉપકારક શામાટે ગણુવામાં આવે છે તેના ઉપર નિબંધ ( ૩૦ લીટીનો ) લખો. ૭

૨. (अ) સિદ્ધાર્થ (વ્યંતર દેવ), શ્રેણિક, જમાલિ, એઓ વીર ભગવાનના સંસારીપણાના શું સગા થતા હતા ? અને જમાલિની વીર ભગવંતથી શું વિપરીત પ્રરૂપણા હતી ?

(ब) શૂલપાણિના મહાવીર ભગવંત પ્રત્યેનાં કૃત્યો ( સંક્ષિપ્તમાં ) અને ભગવંતની તેની તરફની વર્તણુકનો ટુંકો ચિતાર તેમાંથી લેવા યોગ્ય સાર સહિત આપો. ૬

૩. નીચે જણાવેલા મનુષ્યોમાંથી ગમે તે ચારનાં ટુંક વૃતાંત લખોઃ—
૧ ઉત્પલ, ૨ સુદષ્ટ, ૩ ઉદાયિન, ૪ શ્રીદેવચંદ્ર, ૫ ચેલણા, ૬ સુલસા, ૭ રેવતી. ૮

૪. નીચેનાં વાક્યો પૂર્વાપર સંબંધ દર્શાવો ( Give the context of):–

... આવ છ ત ...

હું ( યોગશાસ્ત્ર, મહાવીર ચરિત્ર | કેટલું ? અને ન હોય તો કે.

. પરીક્ષક—રા. રા. ચુનીલાલ છગ | ... તત્ત્વ નો અર્થ તમે સમજ્યા તે તીર્થંકર, ધર્મ, અને ૪

( યોગશાસ્ત્ર ) | હો તે લખો.

એટલે શું ? અને તે મોક્ષનું કારણ શી રીતે | સ્યાદ્વાદશૈલી, ભાવના, અસદાચાર, અ

ચાર મનરૂપ વિશેષ ધર્મના પાયારૂપ સદાચરણોની જરૂર છે તે વિષે આશરે ૨૫

લો કરી સમજાવો; અને સમ્યક્ત્વનાં ૫

## ( આનંદઘનજીની ચોવીશી. )

૧. શ્રી આનંદઘનજી મહારાજનું સંક્ષિપ્ત ચરિત્ર લખો, અને તેમાંથી તેઓ કેવળ બાહ્ય અધ્યાત્મી ન હતા એવું તેમના વચન અને કૃત્યથી સિધ્ધ કરો. ૭

૨. નીચેનાં પદોનો અર્થ તમારી સ્વતંત્ર ટીકા સહિત લખોઃ–

(अ) ચિત્ત પ્રસન્ને રે પૂજન ફલ કહ્યુંરે; પૂજા અખંડિત એહ;
કપટ રહિત થઈ આતમ અરપણારે, આનંદઘનપદરેહ.

(ब) ચરમાવર્ત હો ચરમ કરણથીરે, ભવ પરિણતિ પરિપાક.

(क) તુરિય ભેદ પડિવત્તિ પૂજા, ઉપશમ ક્ષીણ સયોગીરે.

(ड) નિરાકાર અભેદ સંગ્રાહક, ભેદ ગ્રાહક સાકારોરે;
દર્શન જ્ઞાન દુભેદ ચેતના, વસ્તુગ્રહણ વ્યાપારોરે.

(इ) જીનવરમાં સઘળાં દરશણ છે, દર્શન જીનવર ભજનારે;
સાગરમાં સઘળી તટની સહી, તટનીમાં સાગર ભજનારે. ૮

૩. નીચેનાં પદોમાંથી ગમે તે પાંચનો પૂર્વાપર સબંધ ( Context ) દર્શાવોઃ—

(अ) એ નિજમત ઉન્માદ. (ब) એ સબ લો વિષવાદ.

(क) અનુભવ ગમ્ય વિચાર. (ड) ગુરૂમુખ આગમ ભાખીરે.

(इ) ભાવ અધ્યાતમ નિજગુણ સાધે. (फ) જેહની ભેટ થઇ તુઝરે.

(ग) એક હી વાત છે મોટીરે. (ह) ક્રિયા અવંચક ભોગેરે. ૫

૪. (अ) સુમતિનાથજીના સ્તવનમાં આત્માના કેટલા ભેદ પાડયા છે અને તે સઘળાનું સ્વરૂપ તેમાં વર્ણવ્યું છે તે ( લક્ષણ યુક્ત ) લખો.

(ब) સૂક્ષ્મ નિગોદ અને બાદર નિગોદનુ સ્વરૂપ તમે સમજ્યા હો તે પ્રમાણે લખી લાવો.

(क) નિદ્રા, સુપન, જાગર-ઉજાગર દશામાંથી ( અવસ્થામાંથી ) જીવને કયી કયી અવસ્થા કયે કયે ગુણ ઠાણે હોઇ શકે ? ( કયા કયા ગુણઠાણા સુધી હોઈ શકે ?)

(ड) નીચેના અર્થ વિવેચન સહિત લખોઃ—
આતમ અરપણા, અનંત ચતુષ્ક, નોકષાય શ્રેણી, શાંતિ સ્વરૂપ, નિગ્રંથના. ૧૦

કુલ માર્ક. ૧૦૦

## ધો. ૪ થું. ( આગમસાર, તત્વાર્થાધિગમ સૂત્ર, )

( પરીક્ષકઃ-રા. રા. કેશવલાલ પ્રેમચંદ મોદી. B. A. LL B. અમદાવાદ. )

સવાલ. માર્ક.

૧. બાર વ્રતનું સ્વરૂપ વ્યવહારથી અને નિશ્ચયથી સંક્ષેપમાં સમજાવો અને બાર ભાવનાઓનો સમાવેશ ચાર ધ્યાનમાંથી કયા કયા ધ્યાનમાં થાય છે તે સમજાવો. ૧૧

૨. ૭ દ્રવ્યમાં અસ્તિત્વાદિ (૬) ગુણ કેવી રીતે છે તે સમજાવો અને દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવનુ સ્વરૂપ સમજાવો. ૧૪

૩. જીવની સમ્યક્ત્વ પામ્યા પછીની અને પહેલાની સ્થિતિ કેવી હોય છે તે સમજાવો. ૧૦

૪. આઠ વર્ગણાનું સ્વરૂપ સમજાવો. ૮

૫. પ્રત્યક્ષ અને પરોક્ષ પ્રમાણનુ સ્વરૂપ સમજાવો. ૭

૬. બંધ કેટલા પ્રકારના છે ? અને બંધનું યથાર્થ સ્વરૂપ ભેદ સાથે સમજાવો ૧૦

૭. વસ્તુ એકાન્ત નિત્ય અગર અનિત્ય માનવાથી શો દોષ આવે ? સાત નયનું ટુંક સ્વરૂપ સમજાવો. ૧૫

૮. ૭ એ દ્રવ્યો જીવ અને પુદ્‌ગલને શો ઉપકાર કરે છે તેનું સ્વરૂપ સવિસ્તર યથાયોગ્ય સમજાવો. ૮

૯. ચારે નિકાયના દેવોનું આયુષ્ય અને શરીર જઘન્યથી તથા ઉત્કૃષ્ટથી લખો. ૧૦

૧૦. વ્યંજનાવગ્રહ અને અર્થાવગ્રહમાં તફાવત શો છે તે સમજાવો. ૭

કુલ માર્ક. ૧૦૦

---

## ધો. ૫ મું અ. ( સ્યાદ્વાદ મંજરી તથા આઠ દૃષ્ટિની સઝાય. )

( પરીક્ષકઃ—પંડિત બહેચરદાસ. ઘાટકોપર. )

સવાલ. ( સ્યાદ્વાદ મંજરી. ) માર્ક

૧. તમે જે ગ્રંથની પરીક્ષા આપો છો તેનું નામ શું ? અને તે ગ્રંથ કોના કયા ગ્રંથને અનુસારે લખાયો છે ? 'ન ધર્મહેતુર્વિહિતાऽપિહિંસા'–ઇત્યાદિ અગ્યારમા શ્લોકથી જે તમે સમજ્યા હો તે સવિસ્તર ટીકાને અનુસારે લખો. વેદોક્ત હિંસા કરવામાં પાપ બતાવાય છે અને જૈન શાસ્ત્રોક્ત મંદિરાદિ કરવામાં થતી હિંસા પાપરૂપ ન મનાય તેમાં શું હેતુ ? ૧૨

૨. પરિણામ, સ્વતઃપ્રામાણ્ય, પરતઃપ્રામાણ્ય, અપૌરુષેય, પ્રપંચ, માયા, વાચ્ય વાચક, મંડૂકજટાભારાનુકાર, સર્વગત, સામાન્ય, વિશેષ, પ્રકૃતિ, પુરુષ, તન્માત્રા, કાપિલ, ઉપચાર, ફલહેતુભાવ, સૌગત અને વાસના એ શબ્દોનો અર્થ સ્પષ્ટ પ્રકારે લખો. ૮

૩. અનિત્ય અને ક્ષણિકમાં શું ભેદ ? ' વસ્તુ અસત્ છે ' એ વાકયનો જૈન દષ્ટિએ શું અર્થ થાય અને વેદાંતની દષ્ટિએ શું અર્થ થાય ? ' આત્મા અનિત્ય છે ' એ વાકયનો જૈન દષ્ટિએ અને ચાર્વાકની દષ્ટિએ શું અર્થ થાય ? સમવાયને સ્થાને જૈન દર્શન કયો સંબંધ માને છે ? અનુમાન માનવાનું શું કારણ ? ચાર્વાક લોકો અનુમાન સ્વીકારતા નથી તોપણ તેનો વ્યવહાર ચાલે છે કે નહીં ? ૫

૪. ' न तुल्यकालःफलहेतुभावः ' ઇત્યાદિ શ્લોકની વ્યાખ્યા ભિન્ન ભિન્ન પ્રકારે ટીકાને અનુસારે લખો. ૧૨

૫. શબ્દ, ઇંદ્રિય, આત્મા, મન, બુધ્ધિ અને તમ એ ૭ પદાર્થ સંબંધે જૈન દર્શન તથા અન્ય દર્શનના મતભેદો સ્પષ્ટતાથી લખો. આજીવિકનય, ઔલુકયમત, વાચક મુખ્ય, સ્વાયંભુવ, વૈશેષિક, બાણ, શ્રીસિધ્ધસેન, હરિભદ્રાચાર્યપાદ, પ્રામાણિક પ્રકાંડ ઉદયન, નૈયાયિક, મીમાંસક, ભટ્ટ, શ્રીદેવસૂરિપાદ, ઇશ્વરકૃષ્ણ, વાદમહાર્ણવ, આસુરિ, વિંધ્યવાસી, ધર્મોત્તર, લૌકાયતિક, સ્માર્ત, સમંતભદ્ર અને પ્રાવચનિક; આટલાં નામો સંબંધે તમે જે કાંઈ જાણ્યું હોય તે લખો અને ટીકાકારે પોતાની ટીકામાં તેઓનું પ્રમાણ કયે કયે પ્રસંગે આપ્યું છે તે જણાવો. ૧૩

## ( આઠ દષ્ટિની સઝાય )

૬. ' આઠ દષ્ટિની સઝાય ' એ સ્વાધ્યાય મૂળ કયા ગ્રંથ ઉપરથી ઉપજેલો છે ? આઠ દષ્ટિનાં નામ લખો. ૮

૭. દરેક દષ્ટિમાં વર્તતા જીવની અવસ્થા લખો. ૫

૮. ' સભા ત્રણ શ્રોતા ગુણ અવગુણ નંદીસૂત્રે દીસેજી.
એ જાણી એ ગ્રંથ યોગ્યને દેજો સુગુણ જગીશેજી ' એ ગાથાનો અર્થ લખો. ૫

૯. ' બાહ્ય ભાવ રેચક ઇહાંજી; પૂરક અંતર ભાવ,
કુંભક થિરતા ગુણે કરીજી, પ્રાણાયામ સ્વભાવ.'
એનો અર્થ જણાવો. વેદ્યપદ અને અવેદ્યપદનો ભાવ જણાવો ૭

૧૦. ' શબ્દ ભેદ ઝગડો કિસ્યોજી પરમારથ જો એક,
કહો ગંગા કહો સુરનદીજી વસ્તુ ફેર નહીં છેક ' એનો અર્થ લખો.
' અંશે હોય ઇહાં અવિનાશી પુદ્ગલ જાળ તમાસીરે,
ચિદાનંદઘન સુયશ વિલાસી કેમ હોય જગનો આશીરે.' એવો સ્વભાવ કઈ દષ્ટિમાં હોય છે ? ૧૩

૧૧. યમ, અભિગ્રહ, અવંચકયોગ, ચરમાવર્ત, દિટ્ઠી; એ શબ્દનો અર્થ લખો અને આઠમી દષ્ટિની શરૂઆતની ત્રણ ગાથાનો અર્થ સ્પષ્ટતાપૂર્વક લખો. ૧૨

કુલ માર્ક. ૧૦૦

## ધો ૫ સુ વ (છ કર્મ ગ્રંથ.)

(પરીક્ષક—શેઠ કુંવરજી આણંદજી. ભાવનગર)

સવાલ (કર્મ ગ્રન્થ ૧ લો.) માર્ક.

૧. દર્શનાવરણીય કર્મની પછી ત્રીજુ વેદનીય કર્મ શામાટે કહ્યુ ? ને તેનો અર્થ શુ ? ૨
૨ મતિજ્ઞાનના અવગ્રહાદિ ચાર ભેદ છે તેના અર્થ સમજાવો ૩
૩ હીયમાન ને પ્રતિપાતી અવધિજ્ઞાનમા ફેર શું ? ૨
૪. વર્ણાદિ ચતુષ્કના ઉત્તર ભેદમા શુભ અશુભ કયા કયા તે લખો ૩

(કર્મ ગ્રન્થ ૨ જો)

૧ પાચમે ગુણઠાણે ઉદયમા કેટલી પ્રકૃતિ હોય અને તેને અંતે કેટલી પ્રકૃતિ ઉદયમાથી ઘટે ? ૪
૨ નવમે ગુણઠાણે વર્તતા સત્તામા કેટલી કેટલી પ્રકૃતિ હોય ? ૩
૩ શ્વાસોશ્વાસ નામ કર્મને આતપ નામ કર્મ સત્તામાથી કયે ગુણઠાણે જાય ? ૩

(કર્મ ગ્રન્થ ૩ જો.)

૧ જિન નામાદિ એકાદશક તે કઇ કઇ પ્રકૃતિનુ બને છે ? ૨
૨. ઔદારિક મિશ્રને વૈક્રિય મિશ્ર કાય યોગે બધ કટલી ને કઈ કઈ પ્રકૃતિનો હોય ? ૩
૩. ઉપશમ સમકિતે વર્તતો કેટલી ને કઈ કઇ પ્રકૃતિઓ બાધે ? ૪

(કર્મ ગ્રન્થ ૪ થો)

૧ અસનિ મનુષ્યને અને અપર્યાપ્ત દેવતાને કેટલા ગુણઠાણા હોય ને કયા કયા હોય ? ૩
૨. કેવલી સમુદ્ઘાતનુ સ્વરૂપ લખો (વિસ્તારથી) તેમા કયે કયે સમયે કયા કયા યોગ હોય ને તેનુ કારણ શુ ? ૭
૩. ગુણઠાણા આશ્રી, સમકિત આશ્રી ને દર્શન આશ્રી સૈધ્ધાતિક ને કર્મગ્રથિકનો મત કઈ કઈ બાબતમા જુદો પડે છે ? તે કારણ સાથે જણાવો ૫
૩. નવ અનતા શી રીતે થાય ? ૫

(કર્મ ગ્રન્થ ૫ મો)

૧ અધ્રુવ બધી પ્રકૃતિ કટલી, કઈ કઈ ને શામાટે તે અધ્રુવબધી છે ? તે જણાવો ૫
૨. વર્ણાદિ ચતુષ્કની ઉત્તર પ્રકૃતિ ૨૦ ની ઉ ૦૯ સ્થિતિ કેટલી ને નિષેક કાળ કેટલો ? ૫
૩ સ્થિતિ બધના ચાર પ્રકાર કયા કયા ? અનુત્કૃષ્ટ ને અજઘન્યમા ફેર શુ તે સમજાવો ૩
૪ પહેલે ને બીજે ગુણઠાણે વિચ્છેદ થતી ૪૧ પ્રકૃતિનો ઉત્કૃષ્ટ બંધાતર કેટલો ને શા કારણથી ? ૭

(કર્મ ગ્રંથ ૬ ઠો.)

૧. આયુ કર્મના સત્તાસ્થાન કેટલા ને કયા કયાં ? ૫
૨. તિર્યંચગતિમા નામ કર્મના બંધ સ્થાન, ઉદયસ્થાન ને સત્ત સ્થાન કેટલા ને કયા કયા ? ૭
૩. મનુષ્યગતિમાં નામ કર્મના ૨૩ ના બધે ઉદયસ્થાન કેટલા હોય ને તે ક્યારે કયાર હોય ? ૫
૪. સ્થિતિઘાતાદિ પાચ વાના ૮ મે ગુણઠાણે સમકાળે પ્રવર્તે છે તેનુ સ્વરૂપ સમજાવો ૫
૫. ક્ષપકશ્રેણીમા સજ્વલન ચતુષ્ક શી રીતે ખપાવે તે અશ્વકર્ણકરણાધ્ધા, કિટ્ટિકરણાધ્ધા ને કિટ્ટિવેદનાધ્ધાના સ્વરૂપ સાથે સમજાવો ૮

કુલ માર્ક ૧૦૦

## ધો. ૫ મું ક. ( અધ્યાત્મ કલ્પદ્રુમ, દેવચંદ્રજીની ચોવીશી. )

( પરીક્ષકઃ—રા. રા. મોહનલાલ હેમચંદ વકીલ પાદરાકર. પાદરા. )

સવાલ. ( દેવચંદ્રજીની ચોવીશી ) માર્ક.

૧. પ્રભુપણે પ્રભુ ઓળખીરે; અમલ વિમલ ગુણ ગેહ જી.
સાધ્ય દષ્ટિ સાધક પણેરે; વંદે ધન્ય નર તેહ જી. ॥
આ ગાથાનો અર્થ વિવેચન સાથે લખો. ૭

૨. કાર્ય કારણ પણે પ્રણમે તહવી ધ્રુવ, કાર્ય ભેદે કરે પણ અભેદી,
કર્તૃતા પરિણમે નવ્યતા ન વિરમે , સકળ વેત્તા થકો પણ અવેદી,
આ ગાથાનો અર્થ વિવેચન સાથે લખો. ૧૦

૩. દરિશણ શબ્દ નયે કરે રે લાલ, સંગ્રહ એવભૂતરે, વા૦ સુ૦
આમાં શબ્દ નયે દર્શન કેવી રીતે થાય ? તે સમજાવો. ૬

૪. સંરક્ષણ વિણ નાથ છો, દ્રવ્યવિના ધનવન્ત હો જી.
કર્ત્તાપદ કિરિયા વિના, સંત અજેય અનંત હો ॥ જી ॥ શ્રી૦ ॥
આ ગાથાનો અર્થ લખો. ૭

૫. આઠમા શ્રીચંદ્રપ્રભુજીના સ્તવનમાં વર્ણવેલુ તદ્વ્યતિરિક્ત દ્રવ્યનિક્ષેપ સેવનાનું સ્વરૂપ લખો. ૧૦

૬. ચારિત્ર ગુણમાં કરણ, ક્રિયા અને કાર્ય એ ત્રિભંગી ઘટાવો. ૫

૭. સામાન્ય સ્વભાવ તથા વિશેષ સ્વભાવનાં મુખ્ય લક્ષણ લખો. ૫

૮. ૭ (૬) કારક સાધકપણે કેવી રીતે પરિણમે ? તે લખો. ૫

### ( અધ્યાત્મ કલ્પદ્રુમ. )

૯. મૈત્ર્યાદિ ચાર ભાવનાનું સ્વરુપ લખો. ૭

૧૦. આભિગ્રાહિકાદી પાંચ પ્રકારના મિથ્યાત્વનું સ્વરૂપ લખો. ૮

૧૧. નીચેના શ્લોકના અર્થ લખો ને તે દરેક શ્લોકના છંદ પણ જણાવો.

(૧) घत्से कृतिन् ! यद्यपकारिषु, क्रोधं ततो धेह्यरिषट्क एव ।
अथोपकारिष्वपि तद्भवार्तिकृत्कर्महन्मित्र यदि द्विपत्सु ॥

(૨) विना कषायान्न भवार्त्तिराशिर्भवेद्भवेदेव च तेषु सत्सु ।
मूलं हि संसारतरोः कषाया स्तत्तान् विहायैव सुखी भवात्मन् ॥

(૩) धिगागमैर्माद्यसि रंजयन् जनान् , नोद्यच्छसि प्रेत्यहिताय संयमे ।
दधासि कुक्षिंभरिमात्रतां मुने । क ते क तत् क्वं च च ते भवांतरे ॥

(४) स्वाध्याय योगैश्चरणक्रियासु । व्यापारणैर्द्वादश भावनाभिः ।
सुधिस्त्रियोगी सदसत्प्रवृत्ति फलोपयोगैश्च मनो निरुंध्यात् ॥

(५) आराधितो वा गुणवान् स्वयं तरन्; भवाब्धिमस्मानपि तारयिष्यति ।
श्रयन्ति ये स्वामिति सूरिभक्तिभिः, फलं तवैषां च किमस्ति निर्गुण ॥ ३०

કુલ માર્ક. ૧૦૦

---

## ધો. ૫ મું ડ. ( ઉપદેશ પ્રાસાદ ભાગ પાંચ. )

### ( પરીક્ષકઃ—શેઠ કુંવરજી આણંદજી. ભાવનગર. )

સવાલ. માર્ક

૧. આભિરીને ઠગનાર વણિકનું ટુંકું વૃત્તાંત લખો. તેમાંથી સાર શું લેવા યોગ્ય છે તે જણાવો. ૫
૨. ચોથા વ્રતના પાંચ અતિચાર સમજાય તેવી રીતે લખો. ૫
૩. ચાર પ્રકારના અનર્થદંડ સમજાવો. ૫
૪. બાવીશ અભક્ષ્યનાં નામો લખો અને તેના અભક્ષ્યપણાના કારણ ટુંકામાં સાથેજ લખો. ૧૦
૫. ધનપાળ પંડિતને શોભનમુનિએ શી રીતે પ્રતિબોધ પમાડયો ? ૫
૬. સય્યંભવસૂરિને પ્રભવસ્વામીએ શી રીતે પ્રતિબોધ પમાડયો ? ૫
૭. સિંહ ગુફાવાસી મુનિને વેશ્યાએ શીરીતે પ્રતિબોધ પમાડયો ? ૫
૮. જ્ઞાન પંચમીની આરાધના કોણે કરી ? ક્યારે કરી ? ને શા કારણે કરી ? ૧૦
૯. હુતાશિનીનું પર્વ શાથી થયું ? તે કોનું પર્વ છે ? અને તે પર્વમાં જૈનોએ શું શું કરવા યોગ્ય નથી ? ૧૦
૧૦. શ્રાવકનાં વાર્ષિક કૃત્યો ક્યાં ક્યાં છે ? ૧૦
૧૧. દશ ચંદ્રુઆ કયે કયે સ્થળે બાંધવાના છે ? તે પ્રસંગ ઉપર કોનું દૃષ્ટાંત છે ? ૫
૧૨. પ્રતિક્રમણના આઠ પર્યાય કયા ક્યાં છે ? પ્રતિક્રમણ એટલે શું ? અને તે શામાટે કરવું ? ૧૦
૧૩. કંડરિક ને પુંડરિકના દૃષ્ટાંત પરથી સાર શું લેવા યોગ્ય છે ? ૫
૧૪. જીવની અને તેના નિત્યપણાની સિદ્ધિ તેના પ્રતિપક્ષીના કથનને નિરાસ કરવા પૂર્વક કરી બતાવો. ૧૦

કુલ માર્ક. ૧૦૦

---

ધો. ૫ મું ૬. (ત્રિષષ્ઠિ શલાકા પુરૂષ ચરિત્ર પર્વ ૧ થી ૧૦)

સવાલ. (પરીક્ષકઃ—શેઠ કુંવરજી આણંદજી. ભાવનગર.) માર્ક.

૧. શ્રી રૂષભદેવ ક્યારે થયા ? તેને ને પાર્શ્વનાથને અંતર કેટલું ? ૫

૨. શ્રી ભરતચક્રી ક્યારે થયા ? તેને ને સગરચક્રીને અંતર કેટલું ? ૫

૩. આઠમા ને નવમા વાસુદેવ ક્યારે થયા ? તેને આજે કેટલા વર્ષ થયાં ? ૧૦

૪. કયા કયા પ્રભુએ રાજ્ય નથી કર્યું ? અને કયા કયા પ્રભુ પરણ્યા નથી ? ૫

૫. સામાન્ય ચક્રીમાં ને તીર્થંકર ચક્રી થાય તેમાં શું ફેર ? દિગ્વિજય કરવાના પ્રસંગમાં બંનેની પ્રવૃત્તિમાં શું તફાવત છે ? ૧૦

૬. ચોવિશે પ્રભુએ ખાસ કરીને શું શું વિષયને મુખ્ય કરીને દેશનાઓ આપી છે ? તે ચોવીશેના વિષય લખો. ૧૫

૭. કયા કયા પ્રભુને દીક્ષા લીધા પછી ઉપસર્ગ થયા છે ? અને તેવું ફળ આપનાર કર્મ તેમણે ક્યારે ને શી રીતે બાંધ્યું હતું ? ૧૦

૮. નારદો ક્યારે ક્યારે થાય છે ? ને તેની ગતિ શુ થાય છે ? ૫

૯. મહાવીર સ્વામીના વખતમાં કયા કયા રાજાઓ જૈની હતા ? ૧૦

૧૦. અભયકુમાર ચંડપ્રદ્યોતથી શી રીતે છેતરાણો ? ત્યાંથી તે કઈ યુક્તિએ છુટ્યો અને પછી ચંડપ્રદ્યોતને તેણે શી યુક્તિએ છેતર્યો તેનુ ટુંકુ વૃત્તાંત લખો. ૧૫

૧૧. તીર્થંકરના આખા જન્મની અંદર વધારે પુણ્ય પ્રકૃતિના ઉદયવાળો વિભાગ કયો છે ? અને બીજા વિભાગ કરતાં તેમાં વિશેષતા શા કારણથી ? ૧૦

કુલ માર્ક. ૧૦૦

# શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બૉર્ડ.

## બાઇ રતન—શેઠ ઉત્તમચંદ કેશરીચંદના પત્નિ

## શ્રી—જૈન ધાર્મિક હરીફાઇની પરીક્ષા.

સં. ૧૯૭૨ ના માગશર વદ ૫ ને રવિવારે દિવસના એક વાગ્યા થી ચાર વાગ્યા સુધી.

તા. ૨૬–૧૨–૧૯૧૫.

## અવિવાહિત કન્યાઓનું ધોરણ ૧ લું.

વિષયઃ—સામાયિક, દેવવંદનવિધિનાં સૂત્રો, નવ અંગ પૂજાના દોહા.

જીવ વિચારની પચ્ચીસ ગાથાના બોલ અને પુત્રી શિક્ષા.

(પરીક્ષકઃ—રા. રા. શંકરલાલ ડાહ્યાભાઈ. અમદાવાદ.)

સવાલ. (પુત્રી શિક્ષા) માર્ક.

૧. પુત્રીએ જાણવાની શામાટે જરૂર છે. અને ના જાણે તો તેથી શું નુકસાન છે તે દાખલા સાથે સમજાવો. ૮

૨. અત્રિ ઋષિની પત્ની અનસુયા અને સીતાજી વચ્ચે થએલી વાતચીત ઉપરથી શો બોધ મળે છે તે લખો. ૮

૩. સામાન્ય રીતે ગૃહવ્યવસ્થાનું વર્ણન લખો. ૮

(જીવ વિચાર)

૧. જીવના મુખ્ય બે ભેદ કયા અને તેની વ્યાખ્યા લખો. ૫

૨. નીચેના જીવો કઇ જાતના અને કેટલી ઇંદ્રિયવાળા છે તે લખો.
પલેવા, સોવીરંજણ, હરિતણુ, પિપીલી, ઢિંકુણ, કચ્છવ, નાગકુમાર, નક્ષત્ર, કિન્નર, પુયરગા (પોરા.) ૧૦

૩. નીચેના શબ્દના અર્થ લખો.
મૂલગ, અલયતિય, મુમ્મુર, ઉબ્ભામગ, અણુંતાણું, જાણણું. ૬

૪. સાધારણ વનસ્પતિકાય કઇ કઇ અને પ્રત્યેક વનસ્પતિકાય કરતાં તેમાં શાથી અધિક દોષ છે તે જણાવો. ૬

(પ્રતિક્રમણ.)

૧. સામાયિકનો અર્થ લખો. ૮

૨. કરેમીભંતે અને પચેંદિય સૂત્ર શું સુચવે છે તે લખો. ૮

૩. નીચેની ગાથાનો અર્થ લખો.
ચંદેસુ નિમ્મલયરા, આઇચ્ચેસુ અહિયં પયાસયરા
સાગરવર ગંભિરા, સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ. ૮

(દેવવંદન વિગેરે.)

૧. પ્રભુનાં નવ અંગ શાથી પૂજાને પાત્ર છે ? ૫

૨. નીચેના શબ્દના અર્થ લખો.
વિવર, વરતુલ, સંપૂટ, દાયક, લોકાંતિક, રત્નત્રયી, મુણિંદ, વિશરામ, ભવિ, જાનુ. ૧૦

સ્પષ્ટતા અને સ્વચ્છતા માટે. ૧૦

કુલ માર્ક. ૧૦૦

---

## અવિવાહિત કન્યાઓનું ધોરણ બીજું.

વિષયઃ–જીવવિચાર, નવતત્વ, ઉપદેશ પ્રાસાદ ભાગ ૧ લો, હિત શિક્ષા છત્રીશી.

(પરીક્ષક–રા. રા. નંદલાલ લલ્લુભાઈ વકીલ. વડોદરા.)

સવાલ. માર્ક.

૧. જીવો કેટલા પ્રકારના છે એ વિગતવાર જણાવો. ૮

૨. નીચે જણાવેલી વસ્તુનો શેમાં સમાવેશ થાય છે ?
સોનું, અબરખ, બરફ, મંકોડા. ૪

૩. સાધારણ વનસ્પતિને ઓળખવાને તેનાં કયાં કયાં લક્ષણ જીવવિચારમાં બતાવ્યાં છે ? ૮

૪. જીવનું લક્ષણ નવતત્વમાં કેવા પ્રકારનું બતાવ્યું છે ? ૧૦

૫. પુણ્ય કેટલા પ્રકારથી બંધાય છે તે વિગતવાર જણાવો. ૬

૬. સ્ત્રીલિંગે તથા ગૃહસ્થલિંગે કેવળજ્ઞાન ઉત્પન્ન કરી મોક્ષમાં જવાય કે નહી? ને એ વર્ગ પૈકી કોઈ મોક્ષે ગયા હોય તો તેનાં નામ જણાવો. ૪

૭. સમકિત કોને કહેવાય ? તે કેટલા પ્રકારથી પ્રાપ્ત થાય ? ૮

૮. સમકિતના સડસઠ ભેદમાં શ્રધ્ધાના કેટલા પ્રકાર બતાવ્યા છે ? ને તે કયા કયા ? ૮

૯. ક્યાં કાર્ય કરવાથી, અને શું સેવવાથી જીવ નરકે જાય છે ? ૪

૧૦. નીચેના પ્રશ્નોના જવાબ અનુક્રમવાર લખવાના છે.

(૧) શીલનુ પાલણ કરવામાં મુખ્ય કારણ કયું છે ?

(૨) કુલીન માણસોએ કંઠે પ્રાણ આવે તો પણ શું કરવું નહીં ?

(૩) સતી સ્ત્રી, પ્રાણનો નાશ થાય તો પણ શું (ચુકતિ) મુકતી નથી ?

(૪) સત્ય પુરુષો કેટલાને ગુરૂ માને છે ? ૧૬

૧૧. નીચેના પ્રશ્નોના જવાબ અનુક્રમવાર લખો.

(૧) ગુહ્યની વાત કોને ન કહેવી ?

(૨) કોની જોડે પરગામ જવું નહીં !

(૩) પારકે ઘેર કયારે ન જવું ?

(૪) સંસારનું કામ કયું કયું કામ કર્યા પછી કરવાની શરૂઆત કરવી ? ૮

૧૨. કુલવંતી સતીને શિખામણ આપવાને જે ટુંકો કહેલી છે તેમાંથી તમોને યાદ હોય તેવી બે ટુંકો તેના અર્થ અને ભાવાર્થ સાથે લખો. ૧૬

કુલ માર્ક. ૧૦૦

## સ્ત્રીઓનું ધોરણ ૧ લું.

વિષયઃ—બે પ્રતિક્રમણ, જીવવિચાર પ્રકરણનો સાર, ચાર કષાયની સઝાય તથા બે ગહુંલીઓ.

(પરીક્ષક—શેઠ ફતેચંદ ઝવેરભાઈ. ભાવનગર.)

સવાલ. **બે પ્રતિક્રમણ.** માર્ક.

૧. નીચેના શબ્દોના અર્થ લખો.

નવજલહર, મુસમૂરણ, ચત્તારિ, પસીયંતુ, પિહિણે, પરદારગમણ નિરઇઓ, વાણી સંદોહદેહે, વિસ્તરો, ભગવઈ, ભત્તિ, રસા, ઉસ્સુત્તો, સંદિસહ, સદ્દહણા, સુપાટ, અણગાર, અપ્પોલ, અહયંપિ, તિદંડ અને ભારવહો. ૧૫

૨. નીચેની ગાથાઓ લખો અને સમજાવો.

(૧) ઇચ્છામિઠામિ કાઉસગ્ગં

૩. નીચેની ગાથાઓ અર્થ સાથે લખો.
સકલાર્હતમાં વર્ણવેલું દેવનું સ્વરૂપ.
" શુઅવંદિ અસ્સા " થી શરૂ થતી ગાથા.
" ત્વામવ્યય " થી શરૂ થતી ગાથા.
" સ્વામિન્નનલ્પગરિમાણમપિ " થી શરૂ થતી ગાથા.
"વિશ્વેશ્વરોઽપિ" થી શરૂ થતી ગાથા. ૧૫

૪. " અબ્ભિંતરઓ તવો હોઇ " તે પદવાળી ગાથા ટુંક વિવેચન સાથે લખો; તેમાં આચાર બતાવ્યા છે કે અતિચાર તે સમજાવો. ૧૦

૫. પચ્ચખાણ લેવાનો હેતુ તથા તેના ભેદ લખો. અપવાસને શાસ્ત્રમાં " ચઉત્થ ભત્તં " શા માટે કહે છે તે સમજાવો

અથવા

" વિષધર સ્ફુલિંગ" નામનો ચિંતામણી મંત્ર લખો અને તે વિષે જે કોઈ ગાથા કે ગાથાઓ તમે જાણતા હો તે અર્થ સાથે લખો. ૧૦

૬. નીચેનાં પદો કયાં સૂત્રોમાં આવ્યાં છે અને તે શુ સબધમાં અને અર્થમાં વપરાયાં છે તે લખોઃ—
મુખ્ખ મગ્ગ સંસગ્ગ વિગ્ઘ ભૂયાઈં.
પ્રભુ સ્તુત્ય મનોવૃત્તિ
અચિંત્ય માહાત્મ્ય નિધિઃ
સલિલાદિ ભય વિનાશી.
ઈઅ સત્તરી સયં જંતં. ૧૫

૭. સોળ "વિદ્યા દેવીઓ"ના અથવા "મરગય ઘણ સન્નિહ" વર્ણવાલા જિનેસ્વરોનાં અથવા " શ્રાવકના ચૌદ નિયમોનાં નામ લખો. ૭

૮. મોહટા કુંટુમ્બમાં રહેતી સુશ્રાવિકા આ ભવને પરભવ સુધારવાને શી દિન કરણી કરે તે વીશ લીટીમાં લખો.

અથવા.

" સદ્દાણ કિચ્ચ મેઅં નિચ્ચં સુગુરુ વએસણ" તે પદ વાળી સઝાયમાં લખેલી શ્રાવકની કરણી લખો. ૧૫

સ્વચ્છતા તથા શુધ્ધતા વગેરેને માટે ૧૦

કુલ માર્ક. ૧૦૦

---

## સ્ત્રીઓનું ધો. ૩ જું.

વિષય—નવતત્ત્વ, ત્રણ ભાષ્યનો સાર, ઉપદેશ પ્રાસાદ ભાગ ૧ લો, સ્તવનો.
( પરીક્ષક—રા. ૨. ઉમેદચંદ દોલતચંદ બરોડિયા. B. A. મુંબઇ. )

સવાલ. માર્ક.

૧. પર્યાપ્તિ એટલે શું ? તે કેટલી છે ? જુદી જુદી પર્યાપ્તિઓ જીવોમાં કેવી રીતે વહેંચાયેલી છે ? પ્રાણ અને પર્યાપ્તિમાં કેટલો તફાવત છે ? ૮

૨. (અ) અસ્તિકાય એટલે શું ? તે કેટલા છે ? કાળને શામાટે અસ્તિકાય ન કહેવો ?
(બ) પરમાણુ, પ્રદેશ, દેશસ્કંધ, એ સર્વની વ્યાખ્યાઓ આપો અને એક બીજા સાથે સરખાવો. ૭
૩. સંવર તત્ત્વનું સંપૂર્ણ સ્વરૂપ, તેના વિભાગો સાથે સમજાવો. ૧૦
૪. (અ) સમકિત એટલે શું ? તેના ત્રણ ભેદનાં નામ આપો અને તે બધાનું સ્વરુપ દેખાડો.
(બ) સમકિતના ત્રણ લિંગ ગણાવો ને તે દરેક ઉપર એક એક દૃષ્ટાંત ટુંકમાં આપો. ૧૦
૫. સ્થૈર્ય પ્રભાવના અને તીર્થ સેવા સાથે સમકિતનો સંબંધ જણાવો અને તેના ઉપર કોઇ પણ એક દૃષ્ટાંત સંપૂર્ણ રીતે વર્ણવો. ૧૦
૬. કાર્તિક શેઠ, સદ્દાલ પુત્ર, ને કુરગડુ મુનિ વિષે સમકિતના અંગે તમે જે જાણતા હો તે લખો. ૧૦
૭. વાંદણાં દેતી વખતે સાચવવાનાં આવશ્યક વર્ણવો. ૧૦
૮. સંપદાનો અર્થ લખો. તે કેટલી છે ? સાત સૂત્રોને વિષે કેટલી કેટલી છે તે ગણાવો. ૧૦
૯. ઉત્તરગુણ પચ્ચખાણ એટલે શું ? તેના દશ પ્રકારનું ટુંક વર્ણન કરો. ૧૦
૧૦. 'સ્વામી દર્શન સમો નિમિત્ત લહી નિર્મલો' ત્યાંથી શરૂ કરી માત્ર બે કડી લખો અને તેના અર્થ સમજાવો. ૧૫

કુલ માર્ક. ૧૦૦

---

## સ્ત્રીઓનું ધોરણ ૪ થું.

વિષય.—આગમસાર, ગુણસ્થાનક્રમ, શિલોપદેશ માળા અને માને શિખામણ.

(પરીક્ષક—રા. રા. મનઃસુખલાલ કીરતચંદ મ્હેતા. મોરબી.)

સાલ. (આગમસાર તથા ગુણસ્થાન ક્રમ.) માર્ક.

૧. બાર ભાવના કઈ કઈ તે તથા તેનું ટુંક સ્વરુપ લખો, તથા નિગોદનું સ્વરુપ સમજાવો. ૨૦
૨. (અ) નીચેનાના અર્થ સમજાવોઃ—
૧. સમકીત, ૨. મિથ્યાત્વ, ૩. અવિરતિ, ૪. સાદીકર્મ, ૫. નિર્લંછન કર્મ, ૬. ઇંગાલ કર્મ.
(બ) તથા નીચેનાનાં નામ લખોઃ—
૧. ૭ દ્રવ્ય, ૨. ચાર ધ્યાન, ૩. ધર્મ ધ્યાનના પાયા, ૪. ચાર નિક્ષેપા, ૫. ચાર પ્રમાણ, ૬. સાત નય, ૭. પાંચ અનુપ્રેક્ષા, ૮ પાંચ સમવાય. ૧૨
૩. દેશ વિરતિ, ઉપશાંત મોહ અને અયોગિનું ટુંક સ્વરૂપ લખો; અને નિશ્ચય તથા વ્યવહાર એટલે શું ? અને ૭ દ્રવ્યમાં દરેકમાં શું ગુણ હોય ? તે જણાવો. ૨૨

(શિલોપદેશમાળા તથા માને શિખામણ.)

૪. મદનરેખા, નર્મદા સુંદરી કે સુભદ્રા એ ત્રણમાંથી ગમે તે એકની ટુંક વાત લખો, અને રૂપિદત્તા, દમયંતિ તથા કળાવતીનાં ચરિત્રમાંથી શું બોધ મળે છે ? તથા શ્રી મલ્લિનાથજી સ્ત્રીપણે કેમ અવતર્યા અને તેણે ૭ રાજાને કેવી રીતે પ્રતિબોધ્યા તે જણાવો. ૨૦
૫. બેથી દશ વરસ સુધીનાં છોકરાંને કેમ જાળવવાં તે બાબતમાં જાણતાં હો તે લખો. ૧૪
૬. આપણા દેશમાં સુવાવડની રીતમાં શું સુધારાની જરૂર છે ? બાળાગોળીથી અને બાળલગ્નથી શું નુકસાન છે ? અને બાળકને હેડકી, આંચકી અને મરડાના વ્યાધિમાં શું ઘરગતુ ઉપાય કરી શકાય ? તે લખો. ૧૨

કુલ માર્ક. ૧૦૦

# ઐકય કયારે કરીશું ? હમણાંજ.

[ અનુસંધાન આ અંકના પૃ. ૮ થી. ]

છીએ કે નાતાલમાં મળેલા ભારત જૈન મહામંડલમાં તે જરૂર સ્વીકારવાનો ઠરાવ કરવામાં આવ્યો નથી.

હમણા હોમરૂલ—સ્વરાજ્યના બણગાં જ્યાં ત્યાં ફુંકાય છે તેના પર જબરી ઝુંબેશ ચાલે છે, મોડરેટ અને એક્સ્ટ્રીમિસ્ટ ( વિનીત અને ઉદ્દામ ) પક્ષવાળા પરિશ્રમ લેતા જાય છે, તેવા સમયમાં આપણા દુર્ભાગ્યે પ્રજાના અંગભૂત તરીકે જૈનો એક બીજા લડી ના મરે એ શું પ્રજાકીય ઉન્નતિમાં મહાન અવરોધ પાડવા જેવું નથી ? એનેજ લઇને જૈનોના સામાન્ય તહેવારો પણ એકસરખા ન બનાવી શકીએ અને તેથી જાહેર તહેવારો તરીકે સરકાર પાસે મંજૂર કરાવી ન શકીએ એ આપણને ઓછુ ઉતારી પાડનારૂં છે ?

આ સંબંધે પ્રોફે૦ ખુશાલ તલકશી શાહે મુબઇમા ભારત જૈન મહામંડળનો ગત નાતાલમાં વાર્ષિક ઉત્સવ થયો તે વખતે જે ઉચ્ચ આશયવાળા વિચારો કહ્યા હતા તે નીચે પ્રમાણે છે—

" ઐકયની અગત્ય- બાહ્ય દુનિયાના વિદ્વાનો જૈન તત્ત્વો ની આધુનિક વિજ્ઞાન સાથે અનન્ય સમાનતા જોઇ વિસ્મિત થયા છે અને ઘણા જૈનો પણ આપણા ધર્મનાં તત્વો અને આધુનિક વિદ્વાનોના વિચારો વચ્ચે સરખાપણું જોઇ અજાયબ થશે, પણ સામાજિક ઉન્નતિ અને ધર્મ પ્રચારનો એવડો ઉદ્દેશ સિદ્ધ કરવાને છુટા છવાયા મનુષ્યોના પ્રયત્નો પ્રેરાતા નથી અને આપણા ભિન્ન ભિન્ન ફિરકાઓના પ્રયત્નો તો અનિષ્ટજ છે, કારણ કે તેઓ જૈન ધર્મનાં મૂળતત્ત્વોની અનુપમ સુંદરતા અને સમતાને બદલે જૈન ફિરકાઓના પરસ્પર તફાવત ઉપર વધારે ભાર મૂકે તે તદ્દન સંભવિત છે. બાહ્ય દુનિયા માટે તો જે કોમ જીવવા અને પોતાની સંખ્યા વધારવાનો હક ચાહતી હોય તેણે એકતાજ દર્શાવવી જોઇએ. જૂદા જૂદા વિભાગોની છુટક મહેનત કાંઇ સાધી શકતી નથી; દાખલા તરીકે આગળની પૃથક કૉન્ફરન્સ ભરાતી અને તેના પરિણામે વિભાગોનું પરસ્પરનું વેર વધતું અને મૂળ વિભાગમાં પણ કાંઇ સારૂં પરિણામ નિપજતું નહિ આ વિભાગોમાં એકતાની ખામી ઘણીવાર સરકારને પણ બહાનારૂપ થઈ પડતી; દાખલા તરીકે આપણાં મહાપર્વો જાહેર તહેવાર તરીકે પળાય એ માટે સરકારને અરજી કરવામાં આવી ત્યારે સરકારે એવું બહાનું આપ્યું કે આપણે પોતે કઇ તારીખે આપણાં મહાપર્વોને જાહેર તહેવાર મનાવવા તે માટે એકમત થઇ શકતા નહોતા. આ ફક્ત એકજ દ્રષ્ટાંત છે કે જેથી બાહ્ય જગત પર આપણે કેવી અસર કરીએ છીએ તેનું અનુમાન થઇ શકે અને આવા વિષયમાં સંયુક્ત કોમ સત્વર સુધારો કરી શકે,"

" ઐકય સમાજનું બંધારણ—આપણી કોમની જરૂરો કેમ પૂરી પાડવી તેમાટે આપણા ઐક્ય, અને બંધારણની અને પછી દ્રવ્યની અગત્ય છે. બંધારણ સંબંધી એટલુંજ કે જેથી આપણા ત્રણ મુખ્ય ફિરકા મટી એક થાય અને તે એકજ નિશ્ચયથી, એકજ પદ્ધતિએ કામ કરે તે બંધારણ આવશ્યક છે, અને તેને માટે એક નાની પણ જૂદા જૂદા

પ્રાંતોના પ્રતિનિધિઓની બનેલી, સદા કાયમની અને અમુક સ્થળે ઠેરવેલી કારોબારી મંડળી, અને તેની સાથે એક મોટી અને સમાજે ચુટેલી વિચારશીલ પુરૂષોની સમાજના ધારા ઘડનાર સભા ચાલુ કરીએ તો આપણું કર્તવ્ય સિદ્ધ થાય. આખી કોમની એક જ સ્થળે રહેલી કારોબારી મંડળી નીચે દરેક પ્રાંતમાં, દરેક મથકમાં, તેવીજ જાતની તે પ્રાંત માટે કારોબારી મંડળી કરવી કે જેથી કરી કોમનું દરેક ગામ, દરેક મથક, દરેક પ્રાંત પરસ્પર સંબંધમાં રહે. વિચારશીલ સભામાં આપણાં ધર્મવિરૂદ્ધ, સમાજ વિભાગને લગતા, આપણા આર્થિક અને શારીરિક જરૂરીઆતને લગતા, આપણા લગ્ન સંબંધી રિવાજોને લગતા, પરદેશગમન અને કેળવણીને લગતા, વિષયો ચર્ચાવા જોઇએ, અને તે માટે એક જ પ્રાપ્તિ, એકજ નિશ્ચય અને એકજ સિદ્ધાતનુ અનુસરણ કરવું જોઇએ. વિચારશીલ સભા જે ઠરાવ પસાર કરે તે કારોબારી મંડળી ગામેગામ પ્રાંતેપ્રાંત અમલમાં આણવાની કોશીષ કરે. તે ઉપરાંત કારોબારી મંડળે કોમને લગતા ઉપયોગી વિષયની ખબર અને તેના આંકડાઓ દરવર્ષે અથવા દર પાંચ વર્ષે તૈયાર કરવા જોઇએ અને તે આંકડા પરથી કોમને દરવર્ષે કેવી જરૂરીઆત છે અને તે કેમ પૂરી પાડવી તે સંબંધી વિગતો અને સૂચનાઓ તૈયાર કરી વિચારશીલ સભામાં રજુ કરી પસાર કરાવવી અને છેવટે જે કોઇ વિષયમાં ખાસ કાયદાની અગત્ય જણાય તેની જરૂરીઆત અથવા તે સંબંધી વિચારો સરકાર સમક્ષ રજુ કરવા. ”

આમાં કેટલુંક કોઇ મગજને ખ્યાલી—શેખશલ્લી જેવું કે Utopia જેવું લાગશે, પણ તેમાં સૂક્ષ્મતાથી ઉતરતાં જણાશે કે તે કલ્પના ભવ્ય છે-આકર્ષક છે. વાતનો સાર એ છે કે જે જે રસ્તો જે જે પદ્ધતિ યોગ્ય લાગે તે તે પ્રમાણે સંપ—ઐક્ય સાધવાની જરૂર છે. જરા ઉંડાણથી વિચાર કરો, મતભેદ નાનાનાના ભૂલી જાઓ અને મહાવીર શાસનના એકત્રિત સંઘ તરીકે બહાર પડો તો જોઇલ્યો મજા કે કેવાં મહાભારત કામો કરી શકો છો ! આપણે પણ ભારત માતાનાં જ સંતાન છીએ, એ ઉપરાંત મહાન પિતા મહાવીરનાં બાલકો છીએ તો મહાવીરના વિશ્વવંદ્ય નામથી તે નામના માન ખાતર એકત્રિત થઇ ભારત માતાના ખરા, શૂરા અને સાચા સંતાન બની બહાર પડવા ચાલો આપણે સજ્જ થઇએ અને વિજય-ધ્વનિ કરી હિંદને ગજાવીએ !

—તંત્રી

# મહમદ પાતશાહનું વર્ણન.

( એક જૂની જૈન પ્રત પરથી અક્ષરશઃ નકલ ઉતારી છે તેમાં જ્ઞાતિ વગેરેના જૂદા જૂદા પ્રકાર ઐતિહાસિક દ્રષ્ટિએ ધ્યાન ખેંચે છે તેથી અત્ર પ્રસિદ્ધ કરેલ છે. તંત્રી.)

ગજૈ સ્તુરંગૈશ્ચ પદાતિવૃંદૈ-
પટ ત્રિંશતા ગજકુલૈશ્ચ સેવ્યઃ ૧
યાતા પ્રજાનાં વિજયી વિભાતિ
ભૂપ. સુરત્રાણ મહમ્મદાર્ : ॥ ૧

લોહી સુધારવા માટે સૌથી સરસ

# ડૉ. વામન ગોપાલનું

# જગપ્રસિદ્ધ અને લોકપ્રીય

# આયોડાઇઝ્ડ

# સાર્સાપરિલા

જેનો લાખો દરદીઓએ ઉપયોગ કરી પોતાની નિરાશા દુર કીધી છે.

આ સાર્સાપરિલા બગડેલા લોહીથી થતા દરદો માટે એક

ફતેહમંદ અકસીર ઇલાજ છે.

અને આજ ૬૦ વરસથી એક સરખી રીતે માન પામેલું છે અને જુદા જુદા પ્રદર્શને

## સોના અને રૂપાના ચાંદો મેળવવા

## આ એક જ સાર્સાપરિલા ભાગ્યશાળી નિવડયું છે.

લોહી એ મનુષ્યનું જીવન છે તે બગડયું હોય તો અનેક રોગ ઉત્પન્ન થ છે. માટે તે સુધારવા દરેક માણસે કાળજી લેવી જોઇએ, તેને માટે આ સાર્સાપરિલ વિના બીજી એક પણ દવા લેવાની જરૂર નથી. વળી આ દવા પીવાથી ઉપદંશ ચાંદી ગરમી અને તેના વડે થતા રોગો—તેમજ ચકવા, સંધીવા, ધામડી પરનાં કાળા પડવા, અંગનુ સુજી આવવું, શરીરમાં બળતરા થવી, શરીર ઉપર દેવી ભરખા ફૂટી નીકળવા વિગેરે વિકારો ઉપર આ દવા અકસીર થઇ ચુકી છે.

શીશી ૧ નો રૂ ૧।, ચાર શીશી પીવાથી સારો ગુણ આવે છે પોસ્ટ ખર્ચ જુદું.

ચાર એકદમ મંગાવનારને રૂ. ૪॥. પોસ્ટેજ મ.થે.

### ડો. ગણપતરામ કેશવ—ઠાકુરદ્વાર—મુંબઈ.

અમદાવાદના એજન્ટ—ડા. [illegible] મોતીલાલ ? ની પોળ-અમદાવાદ

वार्षिक मूल्य (पोस्टेज सह) रु. १–८–०. Reg. No. B. 525.

# श्री जैन श्वेताम्बर कॉन्फरन्स हेरॅल्ड.

પુસ્તક ૧૨. અંક ૨. માઘ માસ. ફેબ્રુ૦ ૧૯૧૬.

અમો તો તું અને નહિ તો નહિ તું જાણજે નિશ્ચે,
નહિ જો બીજ ક્યાંથી વૃક્ષ ફળ કોના ઉપર ફળશે.
અમારી હસ્તીમાં હસ્તિ રહી તારી અજબ રીતે,
અમો પર ઘાવ કરતાં ઘાવ આવી તમ ઉપર પડશે.

## સ્ત્રી વાંચન અંક.

### સ્ત્રીવાંચન વિભાગ.

સંપાદિકા—નિર્મલા બહેન.



ઑનરરી તંત્રી.

મોહનલાલ દલીચંદ દેશાઇ,
બી. એ. એલ્. એલ્. બી.
વકીલ હાઇકોર્ટ-પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ.

Printed by-Dahyabhai Shakrabhai Gandhi at his "Satya Prakash" Printing Press, Ahmedabad. and Published by-Lalchand Laxmichand Shah for Jaina Swetambar Conference at its office at Pydhuni, Bombay, No. 3.

# अभिधानराजेन्द्र.

( प्राकृत ( मागधी ) भाषा का बृहत्कोश )

## प्रथम द्वितीय, और तृतीय भाग छपकर तैयार है !

दीर्घदर्शी विद्वान लोग सर्वदर्शस्थ सदसन्मन्तव्य विषयके अन्वेषणमें दत्त: होते हैं इस लिये हो क्या ? उसी जिज्ञासारूप चिंता विरसनदी को सनदी बनाने के लिये और आर्यावर्तमें अज्ञात-अदृष्ट-अश्रुत-अर्द्ध भाषाका संस्कृतभाषाके समान प्रचार करने के लिये, तथा प्राकृत-भाषामय रिचित जैनधर्मके गूढ तत्त्वों को सरल रीतिसे प्रचार कर सर्व साधारणोंको पहुचानेके लिये परम कारुणिक कलिकालसर्वज्ञकल्प, श्री सौधर्मबृह... भट्टारक श्री श्री १००८ 'श्रीमद विजयराजेन्द्रसूरीश्वरजी महाराजने अपने महीरुहके अमर फलकी तरह अंदाजन चार लक्ष श्लोक प्रमाणका प्राकृत प्रवर्त्तक अपर्वजन्मा अकारादि वर्णानुक्रमसे उक्त कोश निर्माण किया है ॥

इस महाकोष सार्वज्ञीय पश्चाङ्गीक तथा प्रामाणिक पूर्वाचार्योंके नि... र्णादि ग्रन्थोंके सानुवाद प्राकृत मूल शब्द, तदनन्तर उनके लिङ्ग, धातु... समास, व्युत्पत्ति, अर्थ, आदि दिखाकर तत्तच्छब्द संबन्धि विशेष व्या... पाठ जिन २ सूत्रो, प्रकीर्णो, और ऐतिहासिक ग्रन्थों में है, वे ग्रन्थ अं... उद्देश वर्ग आदिकों के साथ रक्खे गये हैं, जिन को देखकर वाचकव... विषयको अनेक शास्त्रों से सप्रमाण सिद्ध करने को अनिवार्य शक्तिमान इस चमत्कृतिकारक अपूर्वादर्शशास्त्र संगृहीत उपमातीत शब्द संदर्भ कोषका वि... जितना लिखा जाय उतना ही कम है, इसका पूर्ण संक्षिप्त तत्त्व, भली भांतिसे ... गई सविस्तृत भूमिका के बांचनेसे ही ज्ञात होगा। कोश निर्माता महानुभावका ... परिचय भी बहुत सुन्दरतासे दिखलाया गया है। यह कोष चार भागोंमें पूर्ण है।

इस लिये जिन विद्वानों, श्रीमानों, या राजा महाराजाओं को इस ग्रन्... मधुररस को लेने की इच्छा हो, अथवा गम्भीर जैनधर्म के तत्त्वोंको जान... इच्छा हो, तो शीघ्र ही इसके प्रत्येक भाग को मंगाकर अवलोकन करे। प्रत्येक भाग का केवल २५ ) रुपया रक्खा गया है जो कि-पुस्तक के ... बहुत ही कम है। मिलनेका पत्ता—

मु० रतलाम ( मालवा ) **अभिधानराजेन्द्र-कार्यालय.**

## રાજકુમારી પ્રત્યે સખીઓ !

[ ભૈરવી—જોબનવાલીઝી . ... .. ]

સર્વ સખીઓ—

પૂછી જો સખી ! તું હૃદયને, મહિ વિરાજે વ્હાલા મોહન.

એક સખી—

હૃદયભાવ છૂપે ન છૂપાવ્યા, પ્રિતમ પર વારે તન મન ધન—મહિં.

બીજી સખી—

મોહન વિણ વ્યાકુળ થઇ જાતી, ઘડી ઘડી ઇચ્છે પ્રિય દર્શન—મહિં

સખી—

દર્શન કરીને નહિં ધરાતા, મન નાચે થન ગન થન ગન—મહિં.

મારી—( એકસખીને ) તું ગુમાની,
( બીજીસખીને ) તું દીવાની,
( સર્વસખીને ) બોલો શાને એવા વચન—
પીત રોગી સૌ પીળું દેખે, દેખાડ કયાં છે ? મારા મોહન—

સખીઓ—મહિ વિરાજે તારા મોહન.
પૂછી જો સખી ! તુ હૃદયને, મહિ વિરાજે વ્હાલા મોહન.

૧૫–૯–૧૫

—વીરભક્તિ.

---

## દેવ અને ગુરૂનો સ્તુતિ.

---

ચોપાઇ—કરૂં સ્તુતિ પ્રથમ હું જિનેશ, થવા ધર્માચરણી વિશેષ;
કરજો દીનદયાળુ સહાય, મુજ કાર્ય સફળ તો થાય.
દર્શન જ્ઞાન ચારિત્ર જેહ, મનમા ધારે આણી નેહ,
વિમલ ભાવે પાળે જેહ, સહુમા દીપે સરસ તેહ.
મુનિવર એવા વંદું પાય, ભવ ભવ સંકટ જેથી જાય,
મરણ જનમના ફેરા ટાળ, નિત્યે માગું એવુ કૃપાળ !
મહેર આવે જો લવલેશ, મને ઉગારો કરૂણેશ !
કર જોડી કરૂં અરદાસ, નવ કરજો બાળા ઉદાસ.

—સંપાદિકા.

# હાલના સ્ત્રીશિક્ષણની દિશા.

**ખામી**—હમણાંની સ્ત્રી શિક્ષણ પદ્ધતિમાં બે **ખામી** મુખ્ય છે.

(૧) ધાર્મિક શિક્ષણની પ્રાયઃ યોજના નથી.

(૨) છોકરીઓને સ્વભાષાનું જ્ઞાન સારી રીતે મળતું નથી, જેથી આપણી પૂર્વની સંસ્કૃતિનો પરિચય જેવો જોઇએ તેવો થતો નથી

**આનાં કારણો:**—(૧) સરકારની ધાર્મિક બાબતોમાં તટસ્થ વૃત્તિ. (૨) યોગ્ય શિક્ષક તેમજ પુસ્તકના અભાવે અને કંઇક આપણી અનાસ્થાને લીધે અંગ્રેજી સિવાયના બીજા બધા વિષયો દેશી ભાષા દ્વારા શિખવવાની પદ્ધતિ હજુ સુધી અહીં રૂઢ થઇ નથી. તમામ વિષયો અંગ્રેજી દ્વારા શીખવાતા હોવાથી સ્વભાષાના ભોગે કેવળ ઇંગ્રેજી ભાષા ઉપર જ લક્ષ આપવામાં આવે છે.

**ઉપાય:**—ખાનગી સંસ્થાઓમાં ધાર્મિક શિક્ષણ તેમજ દેશી ભાષા દ્વારા શિક્ષણ આપવાનો પ્રબંધ કરવો. શાસ્ત્રીય વિષયો દેશી ભાષામાં ન જ શિખવી શકાય એ કહેવું ભૂલ ભરેલું છે. દેશી ભાષાને માટે આપણામાં જોઇતા પ્રમાણમાં માન કે અભિમાન નથી તેથી જ એવું કહી શકાય. ખરી રીતે શાસ્ત્રીય પરિભાષા દેશી ભાષામાં ઉત્પન્ન કરી શકાય છે અને તેથી ગમે તેવા શાસ્ત્રીય વિષયનો બોધ આપી શકાય તેમ છે—જાપાને તેજ પદ્ધતિ અનુસરી કાર્ય ફતેહમંદીથી ચલાવ્યું છે.

**ધર્મનું શિક્ષણ અને દેશી ભાષામાં શિક્ષણ આપવાની જરૂર:**—(૧) ધર્મ એ શિક્ષણનો આત્મા-અંતરાત્મા છે, હિંદુસ્તાનને તો એ તત્ત્વ વિશેષ લાગુ પડે છે, કારણ દેશના વિશેષ ગુણ જોવા જતાં હિન્દ દેશનો વિશેષ ગુણ ધર્મબુદ્ધિ જ છે. હિંદુઓને ધર્મબુદ્ધિ એ ઇશ્વરી બક્ષિસ છે, પરંતુ આ મહત્વના અંગની ખામી હાલના શિક્ષણની પદ્ધતિમાં હોવાને લીધે જ શિક્ષણનું અપેક્ષિત (ઇચ્છેલું) પરિણામ સાધ્ય થતું નથી. આપણી પૂર્વની ધાર્મિક કલ્પનાઓનો લોપ થાય છે ધર્મશાસ્ત્રમાં વર્ણવેલા નૈમિત્તિક કાર્યો હમણાં કર્તવ્ય કિંવા પાપ પુણ્યની દૃષ્ટિથી થતાં નથી પણ કેવળ લોકોપચારની દૃષ્ટિથી જ થાય છે. (૨) સ્વભાષાના થોડા અભ્યાસની સાથે અંગ્રેજી શિક્ષણની અનુકૂળતા આપતી માધ્યમિક શિક્ષણ ક્રમની યોજના પણ આપણી પરંપરાગત ધાર્મિક કલ્પનાને અધિકાધિક શિથિલ અને ડગમગતી કરવાને વિશેષાંશે કારણભૂત બને છે, કારણ કે ભાષા એટલે સમાજના આચાર વિચારનું આદર્શ જ! આપણી સંસ્કૃતિના જે કાંઇ આનુવંશિક સંસ્કારો બાલિકામાં હોય છે તે સંસ્કારો સ્વધર્મ-સ્વભાષાના વિશેષ જ્ઞાનના અભાવે બદ્ધમૂલ થએલા હોતા નથી. હિન્દુ સમાજના આચાર વિચારનો પરિચય થયા અગાઉ સ્વભાષાના અહેજ અભ્યાસ પછી તરતજ અંગ્રેજી શિક્ષણ શરૂ કરવાની યોજનાથી પાશ્ચાત્ય આચાર વિચારનો બોજો વિદ્યાર્થીઓના હૃદય ઉપર પડવા લાગે છે પશ્ચિમની સંસ્કૃતિના સંસ્કારજ હમેશાં પડતા નવિન સંસ્કારો જૂના આનુવંશિક સંસ્કારોનો જડમૂળથી નાશ કરે છે. આનો અર્થ એ છે કે પશ્ચિમની સંસ્કૃતિ તરફ, પશ્ચિમના રીત રિવાજો તરફ અને પશ્ચિમના આચાર વિચાર તરફ સ્વાભાવિક રીતે જ બાળકોના મનનું વલણ દોરવાય છે.

ટુંકામાં (૧) સ્વભાષાનું અપૂર્ણ જ્ઞાન, (૨) અંગ્રેજી ભાષા દ્વારા હમેશાં મન ઉપર પડતા જતા નવિન સંસ્કાર, અને (૩) ધર્મશિક્ષણનો અભાવ—એટલીજ બાબતો આપણી બાળકીઓને પશ્ચિમના વિલાયતી રીત રિવાજ તરફ દોળી પાડવાને પૂરતી છે; સિવાય કે તેમના તરફ શિક્ષિત મનાતા પુરૂષ વર્ગનું સંપૂર્ણ અનુમોદન અને પોતાના કરતાં શ્રેષ્ટ માની લીધેલા પાશ્ચાત્યોની આંખો વીંચીને પણ અનુકરણ કરવાની તેઓની હોંશ, વગેરે વગેરે અનુકૂળ સંજોગો મળવાથી આપણી બાળકીઓ પોતાનું સ્વત્વ ગુમાવી બેસે તો તેમાં આશ્ચર્ય શું ?

**હાલના સ્ત્રી શિક્ષણની ખરાબ અસરઃ—**(૧) પહેરવેશ–છોકરીઓના પહેરવેશની નવી નવી તરેહ, બોલવા ચાલવાની છટા અને નવિન વિચારોના પ્રવાહના વલણનું સુક્ષ્મ રીતે અવલોકન કરનારને અમારા વિવેચનની યથાર્થતા જણાઇ આવ્યા સિવાય રહેશે નહિ એમ અમારી ખાત્રી છે. શાળામાં–વિશેષ કરીને અંગ્રેજી શાળામાં અભ્યાસ કરવા જતી છોકરીને પોલકું તો જોઇએ જ. છત્રીની પણ આવશ્યક્તા ખરીજ ! બુટ સ્ટોકીંગ વિના તો ચાલેજ નહિ ! સેંથાની ફેશન કંઇ જુદીજ ! સારાંશ પહેરવેશની બાબતમાં આપણી બાળાઓનું જુદાજ પ્રકારનું વલણ દેખાઇ આવે છે. સાડીઓને બદલે આછાં–બહુજ આછાં–છાયલ કિંવા ગવન તરફની ઇચ્છાએ વિશેષ સ્થાન લીધું છે. કેટલાક ગૃહસ્થો વિશેષ પ્રસંગે પોતાની સ્ત્રી પુત્રી કે ભગિનીઓને **પાશ્ચાત્ય જભ્ભાથી વિભૂષિત કરી** મેમ સાહેબના સ્વરૂપમાં નિહાળવાની ઇચ્છાની પરિતૃપ્તિ કરી **આનંદ ભોગવી જીવનસાફલ્યની ધન્યઘડીનો લ્હાવો લેવાનું ભૂલતા નથી.** સુદૈવે આ જભ્ભા પહેરવાની સાર્વત્રિક પ્રવૃત્તિ થએલી હમણાં દેખાતી નથી. માત્ર એટલુંજ બાકી છે. અંગ્રેજી શાળાઓમાં જતી છોકરીઓ અને અધ્યાપિકાઓના નવી નવી તરેહના પોષાકો શું સૂચવે છે ? વિચારવાન લોકો મનુષ્યના પોષાક ઉપરથીજ તેની અંતરવૃત્તિની કલ્પના કરી લે છે. પોષાકની આધુનિક છટા છોકરીઓમાં સાદાઇ અને નમ્રતા આવવાનું બતાવી આપે છે કે **ટાપટીપ ભરી નફ્ફટાઇનું** ખુલ્લી રીતે દિગ્દર્શન કરાવે છે ? વળી એ છોકરીઓનું બોલવું ચાલવું **આર્ય મર્યાદાની વૃદ્ધિ થવાનું બતાવે છે કે કેવળ શિક્ષિત ઉદ્ધતાઇ અંગીકૃત કર્યાનું ભાન કરાવે છે? ચોપાટીપર ફરવા જતાં પ્રેક્ષકો નિષ્પક્ષપાત બુદ્ધિથી શું કહેશે?**

**(૨) વિચારઃ—**છોકરીઓના વિચારમાં પણ આટલો ફેરફાર થએલો જણાઇ આવે છે. પચીસ વર્ષ અવિવાહિત રહ્યા પછીજ લગ્ન કરવાં શ્રેયસ્કર છે એમ કેટલાકોની માન્યતા છે; સ્ત્રીઓના વાસ્તવિક હકોનું સંરક્ષણ કરવાની લડત ચલાવનારી સભાઓ સ્થાપન કરી તે દ્વારા સ્ત્રીઓના હકોની સંભાળ લેવાવી જોઇએ, એવા મતની પણ કેટલીકો જણાઇ આવે છે; ત્યારે કેટલીકોને ચીના બજાર–સ્ત્રી પ્રદર્શનની આવશ્યક્તા લાગે છે; કેટલીકો એવા સિદ્ધાંતનું પ્રતિપાદન કરવાને ઉત્સુક જણાય છે કે પુનર્લગ્ન કર્યા સિવાય વિધવાઓથી સદાચારયુક્ત રહેવું શક્યજ નથી. વળી હમણાની સમાજ વ્યવસ્થામાં લગ્ન કરવાનાં સ્ત્રીઓના વાસ્તવિક હકની પાયમાલીજ થાય છે એવું પ્રતિપાદન કરતી એકાદ છોકરીને જોવાની ઇચ્છા સમાજની કોઇ એક વ્યક્તિને થઇ આવે : તો તેમાં તે ખચીતજ નિરાશ ન બને એમ અમો ખાત્રીપૂર્વક કહેવાનું સાહસ ઉઠાવીએ છીએ. એકંદર આવી

આવી રીતના અનેક વિચિત્ર વિચારો આધુનિક શિક્ષણ પામેલી છોકરીઓના મગજમાં પ્રવેશ કરવા લાગ્યા છે જે ઘણાજ અનિષ્ટ છે.

લગ્ન કરવામાંજ કાંઇ છોકરીઓનો મોક્ષ નથી. જેમ થોડાક પુરૂષો અવિવાહિત રહેવાથી સમાજનું કાંઇ અનિષ્ટ થતું નથી તેમ કેટલીએક સ્ત્રીઓના કૌમાર્યથી સમાજનું શું બગડી જવાનું છે? હમણાની સમાજવ્યવસ્થામાં સ્ત્રીઓના વાસ્તવિક હકોની અવગણના કરવામાં આવે છે, એવા પ્રકારના વિચારો પ્રદર્શિત કરી સ્ત્રીઓની પરવશતાની દયા ખાનારા પુરૂષો, સ્ત્રીઓના સમાન હકની બાબતમાં વખતે અને કવખતે, જ્યારે પોતાની ઇચ્છા આવે ત્યારે નકામી અર્થ વગરની ચર્ચા કરતા રહે છે. એનું પરિણામ એવું આવે છે કે શિક્ષણ પામેલી છોકરીઓના મગજમાં કંઇ અનિષ્ટ વિચારના ભૂતનો સંચાર થવા પામે છે. અમારા એક સ્નેહીની અઢાર વર્ષની વયની કુમારીકાએ "મારે તો બીલકુલ પરણવુંજ નથી," એમ પોતાના બાપને ખુલ્લા શબ્દોમાં કહ્યું હતું. આ પ્રૌઢ કુમારીકાના બાપની સુધારા તરફ સંપૂર્ણ સહાનુભૂતિ છે, પણ આવી બળતીજ સુધારણા તેઓને ઇષ્ટ નથી. કારણ ગમે તે કારણથી કાં ન હો, પરંતુ પુખ્ત ઉંમરની છોકરીઓ અવિવાહિત રહેવાથી નીતિ દૃષ્ટિએ તેનું શું પરિણામ આવે એનાથી તેઓ વાકેફ છે

લગ્નના વયની મર્યાદા વધારતાં વધારતાં આ એક નવોજ પ્રશ્ન ઉપસ્થિત ન થયો કે? શિક્ષણ પામેલી બધીજ છોકરીઓ પોતાના **બાપને અમર્યાદિત ઉત્તર આપે છે,** કિંવા **પુનર્વિવાહ કીધા સિવાય નીતિ સંભાળી શકાય નહિ એમ તમામ સુશિક્ષિત વિધવાઓનું માનવું છે એમ અમારૂં કથન નથી.** એવી માન્યતાવાળી છોકરીઓ કે સ્ત્રીઓ સમાજમાં બે ચારજ હશે. પરન્તુ એટલા ઉપરથી પવન કઇ દિશાનો ફુંકાય છે એનો શાંતપણે વિચાર કરી સાવધ થવું જરૂરનું નથી કે?

**હાલના સ્ત્રી શિક્ષણના હિમાયતીને ઉત્તર**—કોઇ સમજુ પુરૂષ આધુનિક સ્ત્રીશિક્ષણની બાબતમાં આક્ષેપ કરે તો 'ગાર્ગી, આત્રેયી અને મૈત્રેયી ભણેલી નહોતી કે? હતીજ. તો પછી સ્ત્રીશિક્ષણને માટે હમણાંજ કાં આક્ષેપો લઇ કોલાહલ મચાવી, મુકોછો?' એવું કહેવાને આધુનિક સ્ત્રીશિક્ષણના હિમાયતીઓ બહાર આવેછે. એમનું કહેવું સરલ છે. તેમ તેનો ઉત્તર આપવો પણ તેટલોજ સરલ છે. **ગાર્ગી, આત્રેયી અને મૈત્રેયી શિક્ષણ પામેલી યુવતીઓ હતી. અને તેઓને મળેલું શિક્ષણ પણ તેટલુંજ નિર્દોષ હતું.** તે સંબંધે તકરાર કે વાદ છેજ નહિ. હમણાંના સ્ત્રીશિક્ષણની બાબતમાં કોલાહલ મચે છે. આ કોલાહલ શાંત કરવાને માટે આધુનિક સ્ત્રીશિક્ષણ પદ્ધતિમાં જણાઇ આવતા વ્યંગો દૂર કરવા સારૂ સ્ત્રીશિક્ષણના હિમાયતીઓએ તેનો પુખ્ત રીતે બારીકાઇથી વિચાર કરવો પડે છે; ગાર્ગી ભણી હતી માટે દુર્ગાએ ભણવું જોઇએ. બાબુ અભ્યાસ કરે છે તો બેબીએ શા સારૂ તેમ ન કરવું? આ વિચારશ્રેણી નિર્દોષ નથી. ગાર્ગીને શા માટે અને શું શિખવવામાં આવ્યું હતું તેનો વિચાર નહિ થવો જોઇએ કે? અમારા મત પ્રમાણે તો એજ તપાસવું મહત્વનું છે. કારણ કે તે સમયની શિક્ષણ પદ્ધતિથી હમણાંના જેવા વિચિત્ર વિચારો સ્ત્રીઓના મગજમાં પેદા હોય એવું અમારા વાંચવામાં કે સાંભળવામાં નથી. પરંતુ આ મહત્વની બાબત તરફ સ્ત્રીશિક્ષણના પુરસ્કર્તાઓનું લક્ષ ખેંચાતું નથી એજ દુર્દૈવ છે.

**પદ્ધતિ સુધારો:**--સ્ત્રીશિક્ષણ આ બહુજ મહત્વનો વિષય છે. સ્ત્રીશિક્ષણની જરૂરજ નથી એમ તો કોઇ કહેતુંજ નથી. શિક્ષણ એજ સમાજોન્નતિનું મૂળ છે, પણ શિક્ષણનો મૂળ હેતુ કે જે સમાજનું શીલ બાંધવાનો છે તે હેતુ અપેક્ષાઅનુસાર સિદ્ધ થએલો ન દેખાતો હોવાથી સ્ત્રીશિક્ષણના કટ્ટા અભિમાનીઓ પણ હવે સાશંક થવા લાગ્યા છે. ઘણાઓને પોતાની છોકરી ભણી ગણી હોંશીયાર બને એવી ઉત્કટ ઇચ્છા હોય છે, છતાં શિક્ષણ પદ્ધતિમાં ઉપર જણાવેલા દોષો અને વિશેષતઃ સુશિક્ષિત વર્ગના અવળા યત્નથી છોકરી કદાચિત હિન્દુ સમાજના વિશેષત્વને ગુમાવી બેસે એવા ભયથી છોકરીઓને શિક્ષણ આપવાનો વિચારજ માંડી વાળે છે.

પાશ્ચાત્ય સંસ્થા, રીતરિવાજ કિંવા આચારવિચાર વગેરેનું અનુકરણ નજ કરવું એવો અમારો આગ્રહ નથી. અનુકરણ કરવું; પણ તે **આંધળું કે વિચારશૂન્ય** હોવું ન જોઇએ. આપણી પુર્વપરંપરા, આપણા આચારવિચાર, આપણી મનોવૃત્તિ કાયમ રાખીનેજ પાશ્ચાત્ય સંસ્થાઓ કે રીતરિવાજનું અનુકરણ કરવું જોઇએ. પ્રત્યેક નવી સંસ્થા કિંવા સુધારણા રૂઢ કરતાં પહેલાં આપણું પોતાનું સ્વત્વ નષ્ટ ન થાય એ બાબત ખાસ કરીને લક્ષમાં રાખવી આવશ્યક છે.

પાશ્ચાત્ય સંસ્કૃતિના પ્રખર પ્રકાશમાં સુધારકોની પેઠે, આપણો તરૂણ વર્ગ પણ થોડા ઘણા પ્રમાણમાં અંજાઇ ગયો છે. આપણી આર્ય સંસ્કૃતિ માટે એ સુધારક ગણાતા સભ્યોના હૃદયમાં અદ્યાપિ જોઇએ તેવું માન દેખાતું નથી. પરંતુ રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ અને સ્વામી રામતીર્થ જેવી પરમપૂજ્ય વિભૂતિઓના દિવ્ય ઉપદેશથી તેઓનામાં કેટલાકોને હવે આપણું ખરૂં સ્વરૂપ ઓળખાવા લાગ્યું છે, અને મહત્વના પ્રત્યેક સામાજિક પ્રશ્ન તરફ આર્ય સંસ્કૃતિની દ્રષ્ટિથી જોવાની ટેવ પડવા લાગી છે. આ પૂજ્ય વિભૂતિઓના ઉપદેશનો સમાજમાં જેમ જેમ અધિકાધિક પ્રચાર થશે તેમ તેમ સમાજની દ્રષ્ટિ વિશેષ નિર્મળ થતી જશે, અને અત્યારે થતી દિશાભૂલ ફરીથી ન થતાં સમાજને ખરોજ રસ્તો દેખાવા લાગશે. આર્યસમાજ દ્વારા સ્થાપન થયેલાં ગુરૂકુલો અને કન્યા મહાવિદ્યાલયો, રાષ્ટ્રીય કવિ રવિંદ્રનાથ ટાગોરનું સ્થાપેલું શાંતિનિકેતન અને ભાવી હિન્દુ વિશ્વવિદ્યાલય તેનાં ચિન્હ છે.

આર્યસમાજે પાશ્ચાત્ય સંસ્કૃતિમાંથી યોગ્ય અને આવશ્યક ભાગનો આર્ય સંસ્કૃતિની સાથે મેળાપ કરી આર્યાવર્તની પ્રાચીન પદ્ધતિ પ્રમાણે શિક્ષા આપવાની પ્રસંશનીય પ્રણાલિકા શરૂ કરી છે. બંને સંસ્કૃતિનું યોગ્ય સંમિશ્રણ કરી પરિસ્થિત્યનુરૂપ શિક્ષણ પદ્ધતિની નવીન દિશા આપવાનો ગુરૂકુલનો દેશદાઝવાળા વિદ્વાન સંચાલકોએ જે અત્યંત પ્રસંશનીય પ્રયત્ન આદર્યો છે, તે પ્રયત્ન કેટલે પ્રમાણમાં ફતેહમંદ નીવડે છે એ તરફ સમસ્ત ભારતવર્ષ આશાભરી દ્રષ્ટિથી જોઇ રહ્યો છે, છતાં ગુરૂકુલની આજ પર્યંતની યશસ્વી કારકિર્દી અને શિક્ષણપ્રણાલિકાથી મુગ્ધ થઇ અમો એટલું કહેવાને સાહસ કરીએ છીએ કે ગુરૂકુલોનું ભવિષ્ય ઉજ્વળ અને આશાજનક હોઇ અખિલ ભારતમાં તે એક આદર્શ વિદ્યાલય તરીકેનું પ્રથમ પદ મેળવવાને સંપૂર્ણ ફતેહમંદ નિવડશે એ નિસ્સંદેહ છે. શાન્તિનિકેતન માત્ર થોડાજ સમય પહેલાં નવા રૂપમાં સ્થપાયું હોવાથી અને હિન્દુ વિશ્વવિદ્યાલય યદ્યપિ

કાલગર્ભમાંજ હોવાથી તે સંબંધે અભિપ્રાય આપવો વહેલો લેખાશે, છતાં એટલું તો કહેવાને હરકત નથી કે તે સંસ્થાઓ પણ ગુરૂકુલની પેઠેજ કામ કરી બતાવશે.

આધુનિક સ્ત્રીશિક્ષણ પદ્ધતિમાં કેવળ દોષોજ છે અને તેજ બતાવવાનો અમારો હેતુ છે એમ સમજી લેવાની ભૂલ નહિ કરી લેવા પ્રાર્થના છે. એ પદ્ધતિમાં જેમ દોષો છે તેમ મહત્વના ગુણો પણ છે. આ શિક્ષણ પદ્ધતિદ્વારા આપણી કન્યાઓને જ્યોતિષ, રસાયન, ઇતિહાસ, ભૂગોળ, આરોગ્યશાસ્ત્ર અને ખગોળવિદ્યા વગેરે મહત્વના અને આવશ્યક વિષયોનું પણ જરૂર જોગું જ્ઞાન મળે છે એમ સર્વ કોઇ અભિમાનપૂર્વક કબુલ કરશે. પાશ્ચાત્યોએ ભૌતિક શાસ્ત્રમાં આખા જગતને ચકિત કરી નાંખવા જેટલી પ્રગતિ કરી છે. આગગાડી, તારયંત્રો, વિજળીની ટ્રામગાડીઓ, મોટર, આકાશમાન વગેરે સુધારણાઓ આ પ્રગતિનાંજ દૃશ્ય ફળો છે. પરિચયથીજ એ સર્વ સાધનોનો આપણે યથેચ્છ ઉપભોગ કરી શકીએ છીએ. એ અત્યંત મહત્વનો લાભ છે.

આવા લાભની ઇચ્છા કોણ નહિ કરે? સૌ કોઇ કરશે; પરંતુ તે લાભની સાથે આવનારા દોષોનો તો પ્રતિબંધ થવોજ જોઇએ. આ આનુષંગિક દોષો આવવાનાં કારણ તરીકે પાશ્ચાત્ય પરંપરા, આચારવિચાર અને ધાર્મિક માન્યતાઓ કે જે આપણા કરતાં કેટલીક બાબતોમાં ભિન્ન છે, ત્યાંના સમાજમાં જે કાંઇ શિષ્ટસંમત અને સર્વમાન્ય લેખાતું હોય, તે સઘળું કદાચિત આપણે ત્યાં ત્યાજ્ય-વર્જ્ય મનાતું હોય તો તેમાં કાંઇ નવાઈ નથી. કારણ કે જે પ્રમાણે પ્રત્યેક વ્યક્તિની પ્રકૃતિ ભિન્ન હોય છે તે પ્રમાણે સમાજ સમાજની પ્રકૃતિ પણ ભિન્નજ હોય છે. અને તેને લીધેજ આ ફરક કિંવા વિરોધ ઉત્પન્ન થાય; પરંતુ તેમ થવાનાં કારણોનો વિચાર આપણને કર્તવ્ય નથી. છતાં વિરોધ હોય છે એ તો ખુલ્લું છે. આ વિરોધદ્વારા ઉત્પન્ન થતા દોષોને ધીમે ધીમે નિર્મૂળ કરવાનો માત્ર એક ઉપાય છે. અને તે એજ કે આર્ય શિક્ષણપ્રણાલિની સાથે આધુનિક શિક્ષણપ્રણાલિની એકવાક્યતા કરવી જોઇએ. એટલે કે આર્યોની શિક્ષણપદ્ધતિમાં પાશ્ચાત્ય શિક્ષણપદ્ધતિમાં સ્પૃહણીય બાબતોનો સ્વીકાર કરી તેનો ઉમેરો કરવો જોઇએ.

વળી કન્યાશિક્ષણના અભ્યાસનું ધોરણ નક્કી કરતાં પહેલાં તેઓના પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ પ્રતિના શિક્ષણક્રમમાં કયા કયા વિષયોનો સમાવેશ થવો જોઇએ વગેરે બાબતોનો આજ સુધી મળેલા અનુભવના પ્રકાશમાં વિચાર કરવો જરૂરનો છે.

સ્ત્રીશિક્ષણની પદ્ધતિમાં દેખાઇ આવતી ખામીઓનો વિચાર કરી યોગ્ય સુધારણા કરવી એ આપણા હાથનું કાર્ય છે. આર્યોના કુટુંબ પોષણનો બોજો સ્ત્રીવર્ગના ઉપર નહિ હોવાને લીધે તેઓને અપાતું શિક્ષણ નિર્વાહના સાધન તરીકેનું નહિ પણ તેઓની આધ્યાત્મિક માનસિક ઉન્નતિને સારૂજ આપવાનુ હોય છે. પ્રાચીન અને અર્વાચીન સ્ત્રીશિક્ષણના હેતુમાં આ **મહત્વનો** ફરક છે. શું આ ફરકને ધ્યાનમાં રાખી સ્ત્રીશિક્ષણની ખાનગી સંસ્થાઓમાં અપાતા શિક્ષણમાં યોગ્ય ફેરફાર કરવામાં આવે છે કે? ના.

કેવળ શિક્ષણનીજ બાબતમાં નહિ પણ સમાજ સુધારણાની દરેક બાબતમાં અન્ય સમાજને લાભકારક નિવડતા માર્ગમાં આપણાથી આગળ જઇ શકાય નહિ. આપણે તો માત્ર આપણા ઋષિ મુનિઓએ હદ બાંધી આપી નક્કી કરેલા માર્ગપરજ જવું હિતકર છે

અને એજ માર્ગે આગળ વધવું સમાજને કલ્યાણપ્રદ છે; એવું પૂજ્યપાદ સ્વામી શ્રી વિવેકાનંદે આપણા સમાજ સુધારકોને પોતાની અધિકારયુક્ત વાણીથી બાપોકાર જાહેર કર્યું છે. સ્વામીજી કહે છે કે "જે કાર્યની દિશાઓ પરકીય સમાજે પોતાની ઇચ્છાનુસારે નક્કી કરી આપી હોય તે દિશામાં જવાનો આપણે પ્રયત્ન કરવો એ વ્યર્થ છે. એ પ્રયત્ન અશક્ય છે. ભલેને આપણને અનેક પ્રકારની અનુકૂળતાઓ આપી રાજી રાખવામાં આવે છતાં આપણને બીજા રાષ્ટ્રના જેવો આકાર આપી શકાય તેમ નથી. માટેજ આ પ્રયત્ન અશક્ય છે, અને પરમેશ્વરનો એ મોટો ઉપકાર છે. હું અન્ય સમાજની સંસ્થાઓને દોષ આપતો નથી. તેઓને તે સંસ્થાઓ કલ્યાણકારકજ છે, પણ તે જેઓને અમૃતતુલ્ય હોય છે તે કદાચિત આપણને વિષરૂપ હોઇ શકે. આપણે શીખવાનો પ્રથમ પાઠ તે આ છે. તેઓની વિદ્યમાન પદ્ધતિ આપણા કરતાં ભિન્ન એવી પરંપરા, તેઓની સંસ્થાઓ અને તેઓની શિક્ષણ પ્રણાલી તેઓનાં શાસ્ત્રોમાંથી નિર્માણ થએલી છે. આપણી પરંપરા જુદી છે. હજારો વર્ષનાં કર્મો આપણી પાછળ છે એવી સ્થિતિમાં આપણા સ્વાભાવિક અને પૂર્વ પરિચિત માર્ગેજ આપણાથી જઇ શકાય એ ખુલ્લું છે, અને એમજ કરવું આપણને પ્રાપ્ત છે, તેમજ ઇષ્ટ પણ છે."

સ્વામીજીના આ ઉપદેશ પ્રમાણે શું સ્ત્રીશિક્ષણની બાબતમાં સાવચેતી લેવામાં આવે છે? અમો કહીએ છીએ કે ના, તેવી સાવચેતી રાખવામાં આવતી નથી અને આ બાબતની દિશાભૂલ કાયમ રહે છે. એ બીના આપણા સમાજની દૃષ્ટિ આગળ લાવવાને માટે
અમોએ આ લેખ લખ્યો નથી. કારણ અમો તમાસો જોનારા તટસ્થ નથી પણ બધા એક
"ટીટેનીક બોટ"ના ઉતારૂ છીએ. સ્ત્રીશિક્ષણના પુરસ્કર્તાઓ આ આગબોટના કર્ણધાર-સુકાની છે. ટીટેનીક અજસ્ર છે, ઉંચામાં ઉંચી ઢબની છે, જલનિરોધક છે એવું સમજીને તેના સુકાનીઓએ ખડક વગેરેના ભયથી બેફીકર નહિ રહેવું જોઇએ એવો ઇસારો આપવાના
કેટલાકોને આ લેખ લખ્યો છે. કર્ણધારની દિશાભૂલ થઇ તે બળતાજ માર્ગમાં આગળ વધે
પ્રશ્ન તરફ આપ ઉતારૂઓની ખાત્રી થયા પછી એ બાબત તેને સાવધ કરવો એ દક્ષ ઉતા-
ઉપદેશનો સમાજધર્મ અમો માનીએ છીએ. અને આ કર્તવ્ય તરફ નજર રાખીનેજ અમો
નિર્મળ થતી જશે, એમ છીએ. કારણ કે જો દૈવવશાત્ કદાચિત કર્ણધારની નિષ્કાળજીથી
દેખાવા લાગશે. આપત્તિ આવી પડે તો તેમાં માત્ર કર્ણધારનોજ નાશ ન થતાં તેની સાથેના
રાષ્ટ્રીય વૃત્તિ રવિંદ્રનાથ ટાગોર ઉતારૂનો નાશ થાય તેમ છે. સમાજનું કલ્યાણ થાય એજ અમારી
તેનાં ચિત્તશુદ્ધિ રે. માટે અમોને ભૂલભરેલા જણાતા વિચારો અને કાર્યો સમાજ
આર્ય વિદ્યાને પાશ્ચાત્ય સંસ્કૃતિએ લીધી છે.
માથે મેળાપ કરી આર્યાવર્તની પ્રાચીન રૂ યા ન રૂચે, પણ અમો કહેવાની જરૂર ધારીએ છીએ
લિકા શરૂ કરી છે. અને સંસ્કૃતિનું દેશાભૂલજ થાય છે એમાં લેશ પણ શંકા નથી.
નવીન દિશા આપવાનો ગુરૂકુલનો ઉદ્દેશ મનન કરવા લાયક હોવાથી તેમજ આપણા હાલના
આદર્શો છે તે પ્રયત્ન કેટલે પ્રમાણમાં શકે તેવો હોવાથી અમે અત્ર ટુંકમાં મુનાસબ પ્રસિદ્ધ
આશાભરી દૃષ્ટિથી જોઇ રહ્યો એ, છતાંય જગત'ના વિદ્વાન તંત્રી મહાશયના લેખમાંથી આ
શિક્ષણપ્રણાલિકાથી મુગ્ધ થઇ અમો એ છીએ.] સંપાદિકા.
ભવિષ્ય ઉજ્વળ અને આશાજનક છે
કેનું પ્રથમ પદ મેળવવાને સંપૂર્ણ કૃતે
થોડાજ સમય પહેલાં નવા રૂપમાં

# સ્ત્રીઓની હાલની સ્થિતિ.

સુજ્ઞ બંધુ !

લેખ લખવાનો આ મારો પહેલોજ પ્રયાસ છે. તેમજ મારું જ્ઞાન પણ અલ્પ છે, જેથી મારો આ લેખ તદ્દન નિર્માલ્ય જણાશે; પરંતુ અમારી અજ્ઞાન દશામાં પણ જે કાંઇ અલ્પ જ્ઞાન હોય તે વિદ્વાન બંધુઓ આગળ રજુ કરતાં અને ધર્મ બંધુઓના તરફથી તેમાં કાંઇ પણ સુધારો થતાં અમારી અજ્ઞાન દશા દુર થવા સંભવ છે. બલ્કે એ પ્રયાસથી કોઇ સારી પંક્તિમાં મુકાવાની લાયકાત મેળવી શકાય છે. જો કે અત્યારે મારું જ્ઞાન તદ્દન અપૂર્ણ છે, તોપણ મારી અજ્ઞ ભાષામાં મારો આ પહેલો લેખ આપ પાસે રજુ કરૂં છું. તેનું પ્રથમ ખાસ કારણ તો એજ છે, કે આપણા દેશમાં સ્ત્રીઓ કેળવણીમાં અપૂર્ણ છે. તે અપૂર્ણતાને લઈ તે અપૂર્ણતા દુર કરવાના પ્રયત્ન કરવાને બદલે તે આવાં કાર્યોમાં સામેલ નહિ થતાં, અટકે છે. તે નહિ અટકતાં મારા જેવી અજ્ઞ અબળાના અનુકરણથી મારી ધર્મ બહેનોમાં નવું બળ આવે, અને અપૂર્ણ જ્ઞાનથી નિરાશ નહિ થતાં આગળ વધવા પ્રયત્ન કરી, ઉત્તમ વિષયો શોધી લેખો મોકલવા તેમજ બીજાં એવાંજ સારાં કામો કરવા ઉત્સાહી બને. મહાત્મા મનુ ભગવાનનું મહાવાક્ય છે કે,—

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।

ઉપરના વાક્યનો પોકાર કરી-કરી પ્રાચીન ઋષીઓ, મહાત્માઓ, અને મુનિરાજો સ્વર્ગવાસી થયા, વર્તમાન કાળે પણ ઘણા વિદ્વાનો-વક્તાઓ-ને લેખકો એ શબ્દને ઉંગરથી માન આપે છે; જાહેર સભા વિષે તેનો ઉદ્ગાર કરી શ્રોતા જનનાં કર્ણ પવિત્ર કરે છે: પરંતુ તે મહાવાક્યનો અપૂર્વ અર્થ યથાર્થ રીતે આપણા આર્ય દેશમાં ક્યારે સમજાશે ? સ્ત્રીઓ ક્યારે પૂજાશે ? પૂજાવાનો અર્થ શું ? જ્યારે મારી સર્વ બહેનો ધાર્મિક અને સાંસારિક કેળવણીથી અલંકૃત થઇ બીજી અજ્ઞ બહેનોના ઉદ્ધાર માટે સતત પ્રયાસ કરી સરસ્વતી દેવીની સહચરીઓ બનશે ત્યારેજ તે સ્ત્રી નામ કે જે સન્નારીને શોભાવે તેવા ઉચ્ચ સમાજમાં ગણાશે; ને ઉચ્ચ પદ ધારણ કરી, અન્ય બહેનોને એ રસ્તે દોરી, એમના અમૂલ્ય આશીર્વાદ લેશે. અને ધર્મબંધુઓ કે જેઓ સ્ત્રી ઉન્નતિ માટે પ્રયાસ કરી, સારાં સારાં ખાતાંઓ ધર્મ બહેનોના હિતની ખાતર ખોલવા-ખોલાવવા તન-મન ને ધનથી મદદ કરતા હશે તેઓના તે સતત પ્રયાસની કાંઇ પણ સાર્થકતા કરી તે બંધુઓના સત્કારને પ્રાપ્ત થવું, ઉચ્ચ આચરણથી ઘરમાં-કુટુંબમાં ને સમાજમાં સારી છાપ બેસાડી, સહુ કોઇને સંતોષી, આનંદ આપી, તેઓના સત્કારને પાત્ર થવું એજ સ્ત્રીઓની પૂજા છે. જે ગૃહમાં સુલક્ષણા સન્નારી હોય ત્યાં દેવતા સંતુષ્ટ થઇ રમ્યાંજ કરે છે. પણ આપણા દેશમાં એ સુખનો સૂર્ય અસ્ત થયો જણાય છે; તેનું કારણ શું ? માત્ર કેળવણીનોજ અભાવ, રૂઢીનું બંધન, અજ્ઞાન માવીત્રાનો એવો વહેમ કે કેળવણીથી લાભ નથી બલ્કે ગેરલાભજ છે, ને કેળવણીથીજ છોકરીઓ ઉધરી જાય છે. આવા અનેક વહેમોથી વહાલાં મા-બાપોજ ઉપર પ્રમાણે દીકરીઓનું હિત માની અજ્ઞાન રાખે

છે; પણ એ વહાલ વખત જતાં શત્રુ જેવુંજ કામ કરે છે ને એ માનેલું હિત પરિણામે અતિ દુઃખ ઉત્પન્ન કરે છે. જ્યાં સુધી એ અજ્ઞાનતામાંજ મગ્ન રહી, અજ્ઞાની સમૂહમાં જંગલી રીવાજોને આધીન થઇ રહેતાં હોઇએ, ત્યાં સુધી તે અજ્ઞાનતાનું દુઃખ જણાતું નથી; પરન્તુ જ્યારે કેળવાયલી કાન્તાઓને સુધરેલી સન્નારીઓ દૃષ્ટિગોચર થાય છે; જ્યારે એ બહેનોના સુમધુર શબ્દો કર્ણ પર અથડાય છે, જ્યારે એ બહેનો પોતાના જ્ઞાનનો એકલપેટાની માફક ઉપયોગ નહિ કરતાં તેના તરફથી સહુ કોઇને લાભ આપવા પરમાર્થ વૃત્તિએ સહુને તેઓનાં વચનામૃતોનું પાન કરાવતી જોવામાં આવે છે, ત્યારેજ તે અજ્ઞાન બહેનો પોતાને બેનશીબ સમજે છે, અને તે બહેનોના જ્ઞાનને જોઇ પોતે અજ્ઞાન રૂપી અંધકારમાં અથડાતી હોય એમ માલૂમ પડે છે. અત્યાર સુધીના ગુમાવેલા વખત ને ગયેલી જીંદગીના ગેર ઉપયોગ માટે પસ્તાય છે, ને તેમાં કમભાગ્યે જો દુઃખદ દશા-વૈધવ્ય જીવન કર્મયોગે પ્રાપ્ત થયું તો તે રંક બહેનના ઉકળતા અંતઃકરણના ને નિત્યના નિસાસાનાં મહા પાપના ભાગીદાર તેનાં માવીત્રોજ બને છે. કેળવણીના અમૂલ્ય લાભને નહિ સમજનાર યાતો સમજવા છતાં તેનો અમલ નહિ કરનાર મા-બાપો પછી જીંદગી પર્યન્ત પસ્તાય છે; પરંતુ પાછળનો પસ્તાવો શું કામનો? પહેલાંજ કેળવણીને કલંકિત માની, કુમળા મનની કન્યાઓના કોમળ મગજ ઉપર કેળવણીનો અભાવ ઉપજા કરાવી પછીથી પસ્તાવું નકામું છે. આવાં અનેક કારણોને લઇ સ્ત્રીઓ અજ્ઞાન રહી ત્યારે પુરૂષ પ્રયત્ન અતિ છતાં અપૂર્ણજ રહે છે; કારણ એક ચક્રથી રથ ચાલી શકેજ ક્યાંથી? આગળ સ્ત્રીઓ ચોસઠ કળાનું જ્ઞાન મેળવતી. એમણે આ જગતમાં શું ખરાબ કામ કરેલાં છે? કેળવાયલી કાન્તાઓએ કદી પણ કેળવણીને કલંકિત કરેલી સંભળી છે? કોઇ પણ સંસ્કાર પામેલી સન્નારીને સ્વતંત્ર મીજાજી, ઉછાંછળી કે આડે રસ્તે દોરાયલી જોવામાં આવેલ છે? નહિજ. આગળની સ્ત્રીયો કેળવણી લઇ પૂર્ણ જ્ઞાનથી એટલે કે તેને ઉપયોગી થાય તેવા જ્ઞાનનો અમૂલ્ય લાભ મેળવી, અન્યને તેમાંથી ભાગ આપી, ધર્માર્થે જીવન ગાળવામાં સંતોષ માનતી હતી. તેનામાં સર્વ ગુણાલંકૃત એવા શીલનો ગુણ તો ખાસ વાસ કરીનેજ રહેતો; વળી તેઓમાં શાન્તતા, દયા, ક્ષમા, ધૈર્ય, મર્યાદા, સભ્યતા ને સત્યતા વિગેરે ગુણોનું સંગ્રહસ્થાન રહેતું. એક બાજુ કેળવાયલી બહેનો વિનય અને વિવેકથી સહુ કોઇને વશ કરે છે, ઘણીજ કુશળતાથી ગૃહવ્યવહાર ચલાવી પતિનાં કાર્યમાં મિત્રરૂપે મદદગાર બને છે, વડીલોની નમ્રભાવે સેવા બજાવી તેઓને સંતુષ્ટ કરી, તેમના અંતઃકરણની અનેક શુભાશીષો મેળવે છે, એટલુંજ નહિ પરન્તુ પરોપકાર પ્રત્યે પ્રેમ હોવાથી તેના તેવા ઉચ્ચ આચરણથી સહુ બહેનોનાં હૃદયમાં છાપ પાડી, બુદ્ધિ પ્રમાણે સદ્‌બોધ આપી, પોતાની ધર્મ બહેનોને પોતાના જેવીજ જોવા ઇચ્છે છે, બલ્કે તેમ કરવામાં બનતો પ્રયાસ કરી તે પરમાર્થમાં ખર્ચાયલા સમયનેજ તે શુભ ક્ષણ ગણે છે. આજુબાજુ આપણી હાલની અપૂર્ણ કેળવણીમાં ઉછરતી બાળાઓ સ્વછંદી, સ્વતંત્ર વિચારની, મરજીમાં આવે તેમ વર્તનારી, આજ્ઞાઓને નહિ સમજનાર, કદાચ સમજે તો પણ તેનું ઉલ્લંઘન કરી ફાવે તેમ હરવા ફરવામાં, આળસુ રહી ઉદ્યોગીને પણ તે માથાકુટ ગણી તેવાં સારાં કામો નહિ કરવાનું ઠરાવમાં ને નવરાં બેઠાં માત્ર અન્યનીજ કર્મકથાઓનું કથન કરવામાંજ પોતાની જીંદગીની સાર્થકતા સમજી, માત્ર ઉપરનાજ એશઆરામથી આનંદ માને છે. છતાં દીલગીર કે કેળવણીના

ઉપરજ હોય મૂકી પુત્રીઓને અજ્ઞાન રાખવામાંજ માવીત્રો પોતાની ફરજથી વિમુખ થાય છે. પુત્રને કેળવણી આપવામાં હજારો રૂપીઆનો વ્યય કરે છે ને શક્તિ ન હોય તો કરજ કરીને પિતા પુત્રને કેળવણી અપાવે છે; ત્યારે મંદભાગ્ય તો માત્ર અમારાંજ કે એજ પિતા અને એજ માતા છતાં અમારા માટે એવી ઉચ્ચ ભાવનાથી કેળવણી આપવાને કૃપાવંત થતા નથી. જાણે કેમ દીકરા પ્રત્યે માવીત્રોની જેટલી ફરજ છે, તેટલી દીકરી પ્રત્યે નજ હોય, અને છે તોપણ અત્યારે તો તેથી ઉલટુંજ જવાય છે, એ સહુ કોઇ જાણે છે; આનું પરિણામ કંઇ નથીજ. જો કે પુત્રીને સંસ્કારી બનાવવામાં પહેલાં માતાનેજ પુત્રીના જન્મ સાથે વિચારવાનું છે; એ બોજો પિતા કરતાં માતા ઉપર વધુ છે. એ માતાની એક જાતની ફરજ યાને તેના ઉપર એ એક જાતનું ઇશ્વરી ફરમાન છે. પુત્રી સારી કે નરસી નીવડે એની જવાબદારી માતા ઉપરજ છે. પરંતુ દીલગીરી કે અમારામાં હજી એવી લાયકાત નથી; માતા થતાં પહેલાં માતામાં જે ગુણો જોઇએ તે અમારા હતભાગ્યે અમો પ્રાપ્ત કરી શક્યા નથી. અમારી જીંદગીમાં અમારે શું શું કરવાનું છે, શું કર્યું છે, કેટલું અપૂર્ણ છે, વિગેરે સમજવાનું સામર્થ્ય અમારામાં હજી સુધી આવી શક્યું નથી-આવ્યું હશે તોપણ અમારા અજ્ઞાનના આવરણ નીચે દબાઇ ગયું છે, તેથીજ પિતાઓને અને ધર્મ બંધુઓને વિનંતિ કરવામાં આવે છે કે સ્ત્રી કેળવણી માટે કાંઇ પણ સારાં ખાતાંઓ જેમકે વનિતા વિશ્રામ, શ્રાવિકા શાળા, કન્યાશાળા વિગેરેની યોગ્ય રીતે સગવડ કરી તેમાં અજ્ઞ અબળાઓની અજ્ઞાન -દશા દૂર કરી, કેળવાયલી કાંતાઓથી ને જ્ઞાનવિભૂષિત ગૃહદેવીઓથી આ મરૂ ભૂમિ કે જે અજ્ઞાનના અંધકારથી છવાઇ ગએલી છે, તેને જ્ઞાનથી પ્રકાશિત કરી, અમારા અજ્ઞાનથી અમારા ઉકળતા અંતઃકરણને જ્ઞાનરૂપ શીતળ જળથી શાન્ત કરી, અમારા અંતરની આશીષથી સુખી થાવ અને ઘેર ઘેર કેળવાયલી કંતાઓ ને સુખી દંપતી આનંદથી સંતુષ્ટ બનો, ઘેર-ઘેર વિદુષી વનિતાના વિનોદમાં તેઓનાં સદ્કાર્યમાં ને તેઓનાં વચનામૃતોના પાનથી સુખી થઇ-તૃપ્ત થઈ, અન્ય ધર્મ બંધુઓને ને બહેનોને તેવા જ્ઞાનનો લાભ આપી, પરમાર્થ કાર્યમાં જોડાઇ, વખતનો સદુપયોગ કરી, આ માનવ જન્મની સાર્થકતા કરી, તેનો શુભ વારસો સંતાનોને આપી, પોતાના જીવનને કીંમતી બનાવી, આત્મસાધન કરી, અન્ય બહેનોને દૃષ્ટાંત રૂપ આપણી ધર્મ બહેનો ક્યારે થાય એજ નમ્ર ભાવના છે. એવા ઉંચ કોટિના જીવનથી સ્ત્રીઓ પૂજાય છે ને તેજ ગૃહમાં દેવતા સંતુષ્ટ થઇ આનંદમગ્ન બને છે. પ્રાચીન કાળની માફક આજે પણ મહાત્મા મનુમહારાજના વાક્યને સસ્નેહ વધાવી, તેનો યથાર્થ અર્થ સમજી, તેજ પ્રમાણે તેજ વાક્યને સત્ય ઠરાવવાના દૃષ્ટાંતરૂપ બની આર્ય મહિલાના ઉદ્ધાર અર્થે પ્રયત્ન કરવા મારા ધર્મ બંધુઓમાં નવું બળ આવે તેમજ તન-મન-ધનથી એ શુભ કાર્યમાં સામેલ થઇ સ્ત્રી સમાજમાં સરસ્વતી દેવીનો વિજય વાવટો ફરકાવે એવી સદ્બુદ્ધિ મારા ધર્મ બંધુઓમાં જાગૃત થાઓ એજ મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. કોઇ ધર્મબંધુ માત્ર ધર્મનાજ વિષયને પસંદ કરનાર ધર્મચુસ્ત હશે તેને એમજ લાગશે કે આ માસિક જૈનો તરફથી બહાર પડતું હોવાથી આમાં ધર્મ વિષયનાજ લેખો હોવા જોઇએ, ને તે માનવું અમુક અંશે ખરૂં પણ છે; પરંતુ અમારી સ્ત્રી જાત હજી તદ્દન અજ્ઞ દશામાં જ દબાયલી હોવાથી ધર્મ રહસ્ય સમજી તેમાંના અપૂર્વ તત્ત્વને ગ્રહણ કરી શકે તેવું

સામર્થ્ય હજી સ્ત્રીજાતમાં નથી, ને તેથીજ પહેલાં કેળવણીની જરૂર છે. કેળવાયલી કાંતાઓ સાંસારિક-ધાર્મિક ને નૈતિક જ્ઞાન ગ્રહણ કર્યા બાદ ધર્મ રહસ્યને બહુ સહેલાઇથી સમજી શકશે એટલુંજ નહિ પરંતુ અન્ય બહેનોની અજ્ઞાનતા દૂર કરી, તેઓને એક નવી જીંદગીમાં લાવી મુકશે-એટલે કે જે બહેનને સાધારણ જેવું જ્ઞાન નથી હોતું ને જેઓને એક શુદ્ધ ઉચ્ચાર ઉચ્ચારવો પણ અશક્ય હોય છે એવી ઘણી બહેનો જ્ઞાની જનના સહવાસથી તદન નવસંસ્કારી બને છે; અજ્ઞાન જીવનથી મુક્ત થઇ જ્ઞાનીની પંક્તિમાં મુકાય છે; ગુમાવેલા વખતના પસ્તાવાથી પછીના સમય માટે અત્યંત કાળજી રાખી વખતનો સદુપયોગ કરતાં શીખે છે વિગેરે ઘણા ઉત્તમ ગુણો અર્ધી જીંદગી વ્યતીત થયા બાદ પણ પછીથી સારી સોબતને અંગે તેવી બહેનો પ્રાપ્ત કરી શકે છે. તો પછી જેને પહેલેથીજ એટલે કે બાળપણથીજ ઉત્તમ જ્ઞાનથી બાળાને વિભૂષિત કરી હોય, ઉંચી કોટીની કેળવણીથી અલંકૃત કરી હોય, તે બાળા પોતાના સદાચારથી સહુ કોઇને સંતોષી પોતાની જીંદગીની સાર્થકતા કરે એમાં આશ્ચર્ય શું? મારેજ બધુઓ! મારી એજ વિનંતિ છે કે, હજી સ્ત્રીઓ અજ્ઞાન હોવાથી પડેલા બોજાને આપજ ઉચકી પહેલાં સ્ત્રીઓને કેળવો અને તે કાંતાઓ કેળવાયા બાદ તમારા તે કાર્યમાં મદદગાર થઇ અથવા તો પોતે તે બધો ભાર પોતાને માથે લઇ પોતાની કન્યાઓને કેળવણી આપવા જાતેજ શક્તિવાન થશે. જો પિતા તરફથી પુરતી મદદ કેળવણી માટે પુત્રીને મળે તો બેશક તે બાળા ઉચ્ચ સંસ્કારીજ બને. પરંતુ દીલગીરી કે આપણા દેશમાં દીકરીની કીંમતજ નથી. માવીત્રોની ફરજ પુત્ર પુત્રી માટે એકજ સરખી હોવી જોઇએ; આપણે તો દીકરીનો જન્મ થતાંજ નીરાશા, તો પછીથી તેની પાછળ ખર્ચ કરી કેળવણી આપવાનું તો ક્યાંથીજ બને? હોંસીલા માબાપો દીકરીને સાસરે મોકલતાં દાગીના વિગેરેનો ને લગ્નોત્સવમાં ખોટા ઉપરના ડોળ માટે જે ખર્ચ કરે છે તે કરતાં જો પોતાની કન્યાને કેળવણી આપવામાં તે પૈસાનો સદુપયોગ કરતા હોય તો કેવું સારૂં! પણ અફસોસ કે જમાનો બદલાયો, માણસોના આચાર વિચાર બદલાયા; ખોરાક, હવા, દવા, શારિરિક સ્થિતિ, પુરૂષોની કેળવણી ને તેને લગતા દરેક રીત રીવાજો-સઘળું બદલાયું; પરંતુ માત્ર અમારૂંજ હતભાગ્ય કે સમયની પાછળ અમારે રખડવાનું રહ્યું. માટે ફરી-ફરી એજ વિનંતી છે કે કન્યાઓને કેળવો —કન્યાઓને કેળવો ને મહાત્મા મનુ ભગવાનના મહાવાક્યને વધાવો! અસ્તુ!

—સમર્થ બહેન.

[ શ્રી વાંચનવિભાગ સમાપ્ત. ]

# જૈનોમાંથી ગરીબાઈ અને લાચારી દૂર કરવાની જરૂર.

---

જૈનોની સંખ્યા દિન પ્રતિદિન ઘટતી જાય છે એ સંબંધેના પોકારો ઘણા વખત થયાં થતા રહ્યા છે. એનાં કારણોમાં ઉતરતાં ગરીબાઇ અને લાચારી જૈનોની ખુવારી સારી રીતે કરતી રહી છે એ વાત પણ એક કારણ છે. તો તેના સબંધમા શ્રીમંતો તથા સમજુ જૈનોએ યોગ્ય ઉપાયો યોજવાની જરૂર છે

આપણી માતબર ગણાતી કોમમાં અનેક કુશળ માણસો રોજી અને નોકરીથી વિહીન છે, કેટલાક અપંગ અને નિરાધાર છે, અને કેટલાક રોગી અને અશક્ત છે તેથી તેઓના કુટુંબો જે હાડમારી ભોગવે છે તે જો ઉંડી તપાસવામા આવે તો હૃદય ખિન્ન થાય તેમ છે. આ સ્થિતિ દૂર કરવા માટે (૧) નિરાશ્રિતાશ્રમો (Destitute Asylums) અને (૨) કાર્ય-ગ્રહો (work-houses) સ્થાપવાની જરૂર છે.

જૈન ધર્મમા ધર્મનાં ચાર પગથીઆ જણાવ્યા છે તેમાંનું પ્રથમ દાન છે. જૈન ધર્મ ગમે તેવો તત્ત્વવાળો, અને આધ્યાત્મિક પ્રગતિ કરાવનારો હોય, જૈન સાહિત્ય ગમે તેવું ઉમદા અને, શાંતિ પોષક હોય છતા જ્યા સુધી તે સર્વ એક જૈનની આધ્યાત્મિક જીંદગીને વ્યવહારૂ રીતે પોષી ન શકે ત્યા સુધી તેની કિંમત આંકી શકાય કે કેમ તે સમજી શકાતું નથી. ખરી પ્રગતિના સાધનોમા ભાવના, સાક્ષાત્કાર અને કૃતિ એ ત્રણ મુખ્ય છે. આ ત્રણમાથી બીજા દેશો કરતા આ દેશમા ભાવના અને સાક્ષાત્કાર અથવા તો હૃદય-પ્રતીતિ પુષ્કળ જોવામા આવશે, પણ કૃતિની તો ઓછપજ જણાશે. આનું કારણ તપાસીશુ તો જણાશે કે બીજા દેશોએ પોતાના ધર્મની ત્વરિતતા પદ્ધતિ પુરઃસર મૂકી છે, જ્યારે આપણે તે કર્તવ્યથી વિમુખ રહ્યા છીએ તો હવે દરેક ધર્મોપદેશક, સાધુ અને શ્રાવકે આપણા ધર્મના આદેશ અને ઉપદેશને યોગ્ય કાર્ય-પ્રણાલીપર મૂકવાની અતિ આવશ્યકતા છે, તેમ નહિ થાય તો જૈન ધર્મના હાલ જે અનુયાયીઓ છે તે અન્ય ધર્મમા જશે, તેમ ખીજી રીતે સંખ્યા ઘટતી જશે અને પરિણામે નહિવત્ જેવો જૈન ધર્મ રહેશે

સરકાર રોજીના વધુ સાધનો, નવા ઉદ્યોગ અને નવી જગ્યાઓ ઉઘાડે તો તો કાર્ય ઘણુ સરળ અને અસરકારક થઇ શકે તેમ છે, તો પણ તે સાથે ખાનગી ગૃહસ્થોએ જાગ્રત રહેવાની અને પોતાના વર્ગને ઉપયોગી કાર્યો ઉપાડી લેવાની જરૂર છે આ દેશ ધર્મ ભાવનાવાળો છે, તેથી ત્યા અનેક જાહેર તેમજ ખાનગી સસ્થાઓ છે કે જે સદાવ્રત આપી લોકોને ખવરાવે છે, ગરીબને અન્ન આપે છે, પરંતુ તેમા જે ડહાપણ અને પદ્ધતિનો ઉપયોગ થવો જોઇએ તે નથી થતો તેથી હજારો માણસો તેનો લાભ લઇ શકતા નથી અને ભૂખે મરે છે. કેટલાક સધને અન્ન પુરૂ પાડવામાં રૂપીઆ ખર્ચે છે યા વીલ કરી કાઢી જાય છે, કેટનાક નાત જમણો કરે છે એમ જૂદી જૂદી રીતે અન્ન પુરૂં પાડવા અર્થે ધન વપરાય છે, પણ આથી જે ગરીબને મદદ મળે તે ક્ષણિક છે અને અલ્પ છે, તો એવી યોજના કરવી જોઇએ કે જેથી ગરીબો કાયમ અને મહાન્ મદદ મેળવી પોતાની સ્થિતિ

એવી ઉચ્ચ કરી શકે કે પછી તેને સહાય લેવાની જરૂરજ ન રહે. જેમ જીવદયા પાળવા અર્થે અમુક જીવોને તેના ઘાતક પાસેથી છોડાવી લાવવા તેના કરતાં તેના ઘાતક અને માંસભક્ષીને જીવદયાનો ઉત્તમ સિદ્ધાંત પ્રમાણદ્વારા સમજાવી તેના જ્ઞાનનો પ્રચાર કરવો-કરાવવો ઉત્તમ છે, તેવીજ રીતે એક વખત અનેકગણું ધન જમણવારાદિમાં ખર્ચી ગરીબોને તે દ્વારા લાભ આપવા કરતાં ગરીબોને યોગ્ય રસ્તે ચડાવવા, તેઓને ધંધા રોજગારમાં મદદ કરવી, અને તેઓ ઉદ્યોગાદિ શીખી શકે તે માટે સંસ્થાઓ ખોલવી અનેક રીતે ઉત્તમ છે.

શ્રીમંતોના અણુજુગતા ખર્ચ માટે એક વિચારક બહુ સુંદર રીતે જણાવે છે કે:—

It would be no exaggeration to urge that the ruffings and redundant laces of the vain should go to clothe the naked, and the portion that the costly dinners of the aristocrat cost should be spared to feed the starving; that the useless nay hazardous hoards of ornaments of the Indian should be contrasted with the starving, the naked and the homeless brother in the street. Is this no sin against humanity and against God?

—મિથ્યા આડંબર બતાવવા વપરાતાં લટકણીઆં, જૂદી જૂદી જાતની નકામી કોરો વાપરવામાં થતા ધનથી નગ્નને લૂગડાં પૂરાં પાડી શકાય તેમ છે, અને શેઠીઆઓનાં કીંમતી ભોજનો અને જમણવારોના ખર્ચ મૂકી દેવામાં આવે તો તેમાંથી ભૂખ્યાઓને અન્ન પુરૂં પાડી શકાય તેમ છે અને હિંદીઓ જે નકામાં અને જોખમવાળાં ઘરેણાંઓ સંઘરી રાખે છે તે સાથે રસ્તે ફરતા, ભૂખે મરતા, નગ્ન રહેતા અને ઘર વગરના આપણા બંધુઓની સ્થિતિ સરખાવો તો શું તે મનુષ્ય જાત અને પ્રભુ સામે એક પાપ નથી? આમ કહેવામાં કોઇ જાતની અતિશયોક્તિ નથી.

આપણામાં જે ઉપયોગી કાર્યો કરે છે તેની યાદગીરીના સ્તંભો તરીકે તેમની છબીઓ તથા પુતળાં કે બાવલાં આપણે કરાવીએ છીએ. આવાં સ્મારકો મહાનને પગલે ચાલવા અને તેઓનાં કાર્યોમાંથી પ્રેરણા મેળવવા માટે આપણી પ્રજા માટે ઉત્તમ સાધનો ગણી શકાય, છતાં અમોને લાગે છે કે તેવી સ્થિતિમાં આવવા માટે આપણે ઘણા સૈકાઓ જોઇશે. તો તેના કરતાં ગરીબોને મદદ કરવામાં કાંઇ પણ થાય તે અત્યારે વધુ અગત્યનું જણાય છે.

અન્ય ધર્મીનાં મંદિરમાં ભરેલાં દ્રવ્યોનો વ્યય જે રીતે થાય છે તેના કરતાં જૂદીજ રીતે જૈન મંદિરોમાં રહેલાં દ્રવ્યનો ઉપયોગ કરવામાં આવે છે કારણ કે તેને 'દેવ દ્રવ્ય' કહેવામાં આવે છે. છતાં પણ અન્યધર્મી મંદિરોમાં ભરેલાં અને આવતાં દ્રવ્ય સંબંધે ઉપરનોજ વિચારક જે વાત કહે છે તે ઉપેક્ષણીય નથી. તે જણાવે છે કે:—

Temple hoards—It is no exaggeration to remark that these hoards serve no very useful purpose as they are at present being used. They only feed the fed. Would it be

against the economics of the contributors to, and the originators of, these institutions, to snatch a morsel from the mouth of the glutton to appease the hunger of his brother who is sinking in the street, along with a number of helpless and harmless ones, whose souls are conscious they are the sparks of Him?

છેલ્લે જૈન એસોસીએશન ઑફ ઇન્ડિયાના ઑન. સેક્રેટરી શેઠ રતનચંદ તલકચંદ માસ્તરે તે સંસ્થાના વાર્ષિક મેળાવડામાં જે ઉદ્‌ગાર કાઢયા હતા તેમાંના નીચેના પર ધ્યાન ખેંચીએ છીએ:—

"**જૈન શ્રીમંતોને અરજ**—ગરીબ અને દુઃખી જૈન ભાઇઓ તરફથી જે શ્રીમંત જૈન ઝવેરીઓ મીલમાલેકો તથા આગેવાન શરાફો અને વહેપારીઓને એક અરજ કરવાની મને જરૂર જણાય છે. સારે નસીબે જેઓ ઉંચી સ્થીતીમા મેલાયલાં છે, જેઓ બીજાનું ભલું કરવા શક્તિ અને લાગવગ ધરાવે છે તેઓએ પોતાની દોલત, સત્તા, અને સાધનો અને લાગવગનો ઉપયોગ ગરીબ જૈન ભાઇઓ માટે નહી કરશે તો બીજા શું કામમાં કરશે? મને ખાત્રી છે કે બીજી કોઇ રીતે નહી પણ તે એકજ રીતે અને તે એ કે જો આપણા મીલમાલેકો, ઝવેરીઓ, શરાફો, વેપારીઓ વીગેરે પોતાની નોકરીમાં બની શકે ત્યાંસુધી જૈનજ રાખે તોપણ હજારો ગરીબ અને દુઃખી કુટુંબોમાં સુખ અને શાંતી ફેલાય. કેટલાએક શેઠીઆઓ જૈનોને નોકર તરીકે રાખવાની નાજ પાડે છે. જ્યારે બીજાઓ રાખે છે ત્યારે તેઓ બીજા નોકરો કરતાં જૈન નોકરોને વધારે આપવાને બદલે જાણે કે જૈને કાંઇ પાપ કર્યું હોય યા તો કાંઇ ગુન્હેગારી કરી હોય તેમ તેઓને ખાસ ઓછો પગાર આપવાની માગણી કરે છે, **ખચીતજ આવા શેઠીઆઓ જૈન કોમને એક શરમ અને કલંક સમાન છે.** તેઓ કોમના ભલાના થાંભલાઓ નથી પણ ફક્ત કોમને પોતાના નામ અને કામથી બીજી કોમો આગળ હલકી પાડે છે. જૈન કોમ પોતાના શેઠીઆઓને માન આપે છે અને અગ્રેસર તરીકે સ્થાપે છે, તેનું કારણ તેમની શ્રીમંતાઇ અને દોલતનો દમામ નથી પરંતુ તેઓના બાપદાદાઓની શરમે, અને તેઓના વડવાઓના માનમાં તેઓને માન આપે છે, એ બાબત હાલના શ્રીમંત આગેવાનોએ વિસરવી જોઇતી નથી. તેઓએ સમજવું જોઇએ કે પોતાના બાપદાદાઓ ગરીબો તરફ દાઝ રાખતા હતા અને જૈનોને મદદ કરવા દરેક વખતે તૈયાર થતા હતા તેથ [illegible] પુન્યવાન ગણાતા હતા અને તેઓને માન મળતું હતું. હાલના શેઠીઆઓ [illegible] બાપદાદાઓની કીર્તિ અને ખાનદાનીના નામે માન ખાટે છે [illegible] તશે, અને પોતાની મીલકત અને લાગવગનો લાભ જૈન કોમને [illegible], અને જૈન કોમ તરફ બેપરવા અને બેદરકારી બતાવશે તો જૈન કોમને પેછી તેઓની પરવા અગર દરકાર રાખવાને કાંઇ કારણ નથી. આ જમાનો "કરે તેવું પામે" તેવો છે તેઓના ભલા અને મહાન વડવાઓના પગલે ચાલવાની ફરજ ફરીફ વિચારવી જોઇએ અને એવી કોઇ જાતની ગફલતી પોતાની જુવાન અગર કાર્યથી નહિ બતલાવવી જોઇએ કે જેથી તેઓના ભલા અને કીર્તિવંત નામને એબ લગાડે. જેઓ વગર પર-

લેવે, વગર મેહેનતે, અને એકબી ભલા કાર્ય વિના બાપીકી દોલત, શેઠાઇ, અને ખાનદાનીના વારસ થયા છે તેઓને ખચીતજ આ મારા શબ્દો ધ્યાનમાં લેવાની હું અંતઃકરણપૂર્વક અરજ કરૂં છું. મને ઉમેદ છે કે તેઓ પોતાના માન, મોભા, અને ખાનદાનીની ખાતર મારી અરજ સાંભલશે અને જૈન કોમ માટે જરૂર કાંઇક કરશે. જૈન કોમને મોભાદાર અને માનવંત કોમ બનાવવી એ તેમની ફરજ છે કે જેથી પારસી કોમની માફક તેઓનો અવાજ અને બોજ સરકાર દરબાર અને બીજી કોમોમાં પણ સન્માનનીય ગણાય. "

— તંત્રી.

---

# श्री जैन श्वेतांबर एज्युकेशन बॉर्ड.

તા. ૨૬-૧૨-૧૯૧૬ના રોજે

## श्री जैन श्वेतांबर कोन्फरन्सना नामे पुरुष वर्गनी लेवायेल परीक्षानुं पारिणाम.

### ધોરણ ૧ લું.

| નંબર, | નામ. | સેન્ટર. | માર્કસ. | ઇનામ. |
|---|---|---|---|---|
| ૧ | શાહ કાનજી કલ્યાણજી | પાલીતાણા | ૯૧ | રૂા. ૨૧ |
| ૨ | ,, રાયચંદ આલમચંદ | ચાણસ્મા | ૮૮ | ૧૭ |
| ૩ | વહોરા દલીચંદ હરખચંદ | ઝીંઝુવાડા | ૮૬ | ૧૫ |
| ૪ | શાહ ઉમેદ અમૃતલાલ | લીંચ | ૮૫ | ૧૧ |
| ૫ | ,, આણંદજી દેવસીંહ | મહેસાણા | ૮૩ | ૭ |
| ૬ | ,, નહાલચંદ ડાકરસી | લીંચ | ૮૩ | ૭ |
| ૭ | વહોરા મણીલાલ પ્રશંસનિ મ. | ઝીંઝુવાડા | ૮૩ | ૭ |
| ૮ | શેઠ ડાહ્યાલાલ | પાલીતાણા | ૮૨ | ૩ |
| ૯ | શાહ અમૃતલાલ મેઘા ભરે | પીલોજ | ૭૯ | ૧ |
| ૧૦ | દોશી મણીલાલ કસ્તુરચંદ | ઝીંઝુવાડા | ૭૯ | ૧ |
| ૧૧ | દલાલ વાડીલાલ અંબાલાલ | સુરત | ૭૮ | ૧ |
| ૧૨ | મેતા પોપટલાલ મગનલાલ | લીંચ | ૭૬ | |
| ૧૩ | શાહ જીવરાજ હંસીચંદ | અમદાવાદ | ૭૪ | |
| ૧૪ | ગધી વીરચંદ માનચંદ | મહેસાણા | ૭૪ | |
| ૧૫ | મી. ઉમીયાશંકર પોપટલાલ | ,, | ૭૦ | |

| | | | |
|---|---|---|---|
| ૧૬ | શાહ હીમતલાલ કેશવલાલ | સુરત | ૭૦ |
| ૧૭ | મી. સ્વરૂપચંદ ધરમચંદ નાણાવટી. | ,, | ૬૯ |
| ૧૮ | ,, રતીલાલ પ્રભુદાસ | પાલીતાણા | ૬૯ |
| ૧૯ | મોદી મણીલાલ અમૃતલાલ. | ઝીંઝુવાડા | ૬૪ |
| ૨૦ | મી. વિઠલજી પ્રાણજીવન બાબરા. | પાલીતાણા | ૬૪ |
| ૨૧ | મોદી મશાલાલ અમૃતલાલ (નાનો) | ઝીંઝુવાડા | ૬૪ |
| ૨૨ | શાહ ઉજમશી ભીખોવન | સુરત | ૬૩ |
| ૨૩ | મી, જગજીવન મોતીચંદ | રાજકોટ | ૬૦ |
| ૨૪ | ,, પાનાચંદ જયમલદાસ મહેતા | સુરત | ૫૯ |
| ૨૫ | મહેતા ખીમચંદ મુલચંદ | અમરેલી | ૫૬ |
| ૨૬ | શાહ ધીરજલાલ હીરાચંદ | અમદાવાદ | ૫૪ |
| ૨૭ | મી. મણીલાલ જસરાજ | પાલીતાણા | ૪૬ |
| ૨૮ | શાહ પોપટલાલ અમથાદાસ | વડસમા | ૪૬ |
| ૨૯ | ,, હીરાલાલ ભુલાદાસ | ,, | ૪૪ |
| ૩૦ | ,, ભીખાભાઇ રવચંદ | ,, | ૪૨ |

## ધોરણ ૨ જું અ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | મી બાબુલાલ જગજીવન | ધીણોજ | ૬૬ | રા. ૨૧ |
| ૨ | ,, હીમતલાલ લલ્લુભાઇ | અમદાવાદ | ૬૦ | ૧૫ |
| ૩ | ,, વાડીલાલ માણેકલાલ ફુડીઆ | ,, | ૫૨ | ૯ |
| ૪ | શાહ નેમચંદ તારાચંદ | પાલીતાણા | ૫૦ | ૨॥ |
| ૫ | ,, બબલદાસ બાદરચંદ | વડસમા | ૫૦ | ૨॥ |
| ૬ | મી નેમચંદ ચીમનલાલ | અમદાવાદ | ૪૯ | |
| ૭ | ,, વાડીલાલ મગનલાલ | ,, | ૪૯ | |
| ૮ | ,, હરીલાલ મણીલાલ કવાડીયા | ,, | ૪૭ | |
| ૯ | ,, ચંદુલાલ જેઠાલાલ | સુરત | ૪૬ | |
| ૧૦ | ,, બબલદાસ ગોદડદાસ | ચાણસ્મા | ૪૪ | |
| ૧૧ | ,, નેમચંદ દાદાભાઈ | અમદાવાદ | ૪૨ | |
| ૧૨ | ,, બબલદાસ ભીકાદાસ | વડસમા | ૪૧ | |
| ૧૩ | ,, સોમચંદ ગીરધરદાસ | ,, | ૪૦ | |
| ૧૪ | ,, વનમાલીદાસ મોહનલાલ | સુરત | ૩૭ | |
| ૧૫ | ,, પ્રેમચંદ ત્રિકમલાલ | વડસમા | ૩૬ | |
| ૧૬ | ,, બાદલાલ નાનશા | અમદાવાદ | ૩૫ | |
| ૧૭ | ,, મંગળદાસ વાડીલાલ | ,, | ૩૫ | |
| ૧૮ | ,, મણીલાલ સુખલાલ શ્રુ. | ,, | ૩૪ | |
| ૧૯ | ,, રતીલાલ જેસંગભાઇ | ,, | ૩૪ | |
| ૨૦ | ,, ભોગીલાલ લલ્લુભાઈ | ,, | ૩૪ | |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૧ | ,, વાડીલાલ નાથજી | ,, | ૩૩ | |
| ૨૨ | ,, રતિલાલ બાલાભાઇ | ,, | ૩૩ | |
| ૨૩ | ,, વાડીલાલ સોમચંદ | સુરત | ૩૩ | |

### ધોરણ ૩ જુ. ब

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | મી. લક્ષ્મિચંદ હરજીવનદાસ. | વડરમા | ૭૫ | રૂ. ૨૧ |
| ૨ | ,, વેણીચંદ મયાચંદ | ,, | ૬૦ | ૧૫ |
| ૩ | ,, કેશવલાલ જીવરામ | ,, | ૫૭ | ૮ |

### ધોરણ ૩ જુ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | મી. પુરૂષોત્તમ જયમલદાસ મહેતા | સુરત | ૭૦॥ | ૨૫ |
| ૨ | ,, નગીનચંદ જગજીવનદાસ શાહ. | ,, | ૫૪॥ | ૧૫ |
| ૩ | ,, વ્રજલાલ તારાચંદ મહેતા | અમરેલી | ૪૫॥ | |

### ધોરણ ૪ થું.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | મી. ત્રિભોવન દલીચંદ | ચાણસ્મા | ૬૬ | ૩૦ |
| ૨ | ,, શાંતિલાલ માણેકચંદ | ધીણોજ | ૫૫ | ૨૦ |

### ધોરણ ૫ મું. अ

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | સંઘવી જગજીવન પોપટલાલ | બનારસ | ૯૪ | ૩૦ |

### ધોરણ ૫ મું. ब

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | મી. મણીલાલ કાનજી | મહેસાણા | ૫૬ | ૩૦ |

### ધોરણ ૫ મું. क

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | મી. કસ્તુરચંદ ભીખાચંદ | ધીણોજ | ૮૩ | ૩૦ |
| ૨ | ,, કેશવલાલ જીવણચંદ | બનારસસીટી | ૩૪ | |
| ૩ | ,, લાલચંદ ભગવાન | ,, | ૩૪ | |

### ધોરણ ૫ મું ड.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | મી. પ્રભુદાસ દીપચંદ | બનારસ | ૪૭ | રૂ. ૨૦ |
| ૨ | ,, હરગોવિંદ નથુભાઇ | ધીણોજ | ૬૫ | ૫ |
| ૪ | ,, સુખલાલ રવજીભાઇ | ઝીંઝુવાડા | ૬૫ | ૫ |

કુલ ૬૯ વિદ્યાર્થીઓ પાસ થયા છે. અને ઇનામ રૂ. ૪૦૬ અપાયા છે.

# श्री जैन श्वेतांबर एज्युकेशन बॉर्ड.

તા. ૨૬-૧૨-૧૯૧૫ ના રોજ લેવાએલ

## बाई रतन-शेठ उत्तमचंद केशरीचंदनी पत्नि-जैन स्त्री धार्मिक

## हरीफाइनी परीक्षानुं परिणाम.

### અવિવાહિત કન્યાઓનું ધોરણ ૧ લું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | બેન | મંગુ મનસુખ | પાટણ | ૭૬ | રૂ. ૧૫ |
| ૨ | ,, | કેસર મણીલાલ | ,, | ૭૫ | ૭ |
| ૩ | ,, | મંગુ લલ્લુભાઇ | ,, | ૭૫ | ૭ |
| ૪ | ,, | મંગુ લલ્લુચંદ ગોપાળ | ,, | ૭૫ | ૭ |
| ૫ | ,, | ચંપા કસ્તુરચંદ | ,, | ૭૪ | ૫ |
| ૬ | ,, | હીરા લહેરૂચંદ | ,, | ૭૦ | ૪ |
| ૭ | ,, | મોતી પદમશી | ,, | ૬૯ | ૨॥ |
| ૮ | ,, | રેવા પાનાચંદ | ખંભાત | ૬૯ | ૨॥ |
| ૯ | ,, | ચંપા ખુબચંદ | ,, | ૬૬ | ૨ |
| ૧૦ | ,, | નારંગી વાડીલાલ | અમદાવાદ | ૬૪ | ૨ |
| ૧૧ | ,, | ચંપા રતનચંદ | પાટણ | ૬૨ | ૨ |
| ૧૨ | ,, | શ્રીમતી બાપુલાલ | સુરત | ૬૧ | ૨ |
| ૧૩ | ,, | વસંતી ફત્તાચંદ | પાટણ | ૬૦ | ૨ |
| ૧૪ | ,, | ચંપા મંગળદાસ | અમમદાવાદ | ૬૦ | ૨ |
| ૧૫ | ,, | ગાંડી નાથાલાલ | ખંભાત | ૬૦ | ૨ |
| ૧૬ | ,, | ચંપા ભોગીલાલ | પાટણ | ૫૯ | ૨ |
| ૧૭ | ,, | હીરી કેશવલાલ | અમદાવાદ | ૫૬ | ૨ |
| ૧૮ | ,, | જાસુદ ભીખાચંદ | પાટણ | ૫૫ | ૨ |
| ૧૯ | ,, | પાર્વતી ઉકા | પાલીતાણા | ૫૫ | ૨ |
| ૨૦ | ,, | મોતી જગજીવનદાસ | અમદાવાદ | ૫૪ | ૨ |
| ૨૧ | ,, | વિમળા ત્રીકમદાસ | ,, | ૫૨ | ૨ |
| ૨૨ | ,, | ચંપા ફુલચંદ | ખંભાત | ૫૧ | ૨ |
| ૨૩ | ,, | મોતી હીરાચંદ | સુરત | ૫૧ | ૨ |
| ૨૪ | ,, | સીતા બાલુચંદ | પાટણ | ૫૦ | ૨ |
| ૨૫ | ,, | મણી ફકીરચંદ | ખંભાત | ૫૦ | ૨ |
| ૨૬ | ,, | મેના નગીનદાસ | ખંભાત | ૫૦ | ૨ |

૨

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૭ | ,, | કાન્તા વરજીવનદાસ | અમદાવાદ | ૫૦ | | |
| ૨૮ | ,, | જથી નાથાલાલ | અમદાવાદ | ૪૭ | | |
| ૨૯ | ,, | ચીની નગીનદાસ | | ૪૫ | | |
| ૩૦ | ,, | વિમળા મગનલાલ | ,, | ૪૪ | | |
| ૩૧ | ,, | જડી મોહનલાલ | ,, | ૪૪ | | |
| ૩૨ | ,, | કાન્તા શકરચંદ | ,, | ૪૩ | | |
| ૩૩ | ,, | શાન્તા ત્રીકમલાલ | ,, | ૪૨ | | |
| ૩૪ | ,, | માણેક જીવાભાઈ | ,, | ૪૧ | | |
| ૩૫ | ,, | ચંપા ચુનીલાલ | ,, | ૪૧ | | |
| ૩૬ | ,, | રમણુ નગીનદાસ | ધીણોજ | ૪૧ | | |
| ૩૭ | ,, | અજવાળી ત્રીભોવન | સુરત | ૪૦ | | |
| ૩૮ | ,, | શકુ ત્રીભોવનદાસ | પાણીતાણા | ૪૦ | | |
| ૩૯ | ,, | સમરત ઉકા | ખભાત | ૩૯ | | |
| ૪૦ | ,, | લલિતા હીરાભાઈ | પાલીતાણા | ૩૮ | | |
| ૪૧ | ,, | મણિ પાનાચંદ | ઝીંઝુવાડા | ૩૮ | | |
| ૪૨ | ,, | કંચન નાનચંદ | ખંભાત | ૩૬ | | |
| ૪૩ | ,, | વીજી મોતીલાલ | સુરત | ૩૫ | | |
| ૪૪ | ,, | અજવાળી રગનાથ | અમદાવાદ | ૩૪ | | |
| ૪૫ | ,, | ઝવેર મનજી | પાલીતાણા | ૩૩ | | |
| ૪૬ | ,, | રૂક્ષ્મણી ગેનમચંદ | રાજકોટ | ૩૩ | | |
| | | | મુબઈ | | | |

## અવિવાહિત કન્યાઓનું ધોરણ ૨ જું

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | બેન | જાસુદ જેસીંગભાઈ | અમદાવાદ | ૭૮ | ૩૧ | ૧૫ |
| ૨ | ,, | સીતા અમીચંદ | ,, | ૭૩ | | ૭ |
| ૩ | ,, | ચંપા ચુનીલાલ | ,, | ૬૩ | | ૪॥ |
| ૪ | ,, | મણી નથુભાઈ | ધીણોજ | ૬૩ | | ૪। |
| ૫ | ,, | કંચન ફુલચંદ | અમદાવાદ | ૬૦ | | ૩ |
| ૬ | ,, | ચંપા માણેકલાલ | ઝીંઝુવાડા | ૫૯ | | ૨ |
| ૭ | ,, | અંજુ નરસીંહદાસ | અમદાવાદ | ૫૪ | | ૨ |
| ૮ | ,, | ચંદ્રમણી લખુભાઈ | | ૫૨ | | ૨ |
| ૯ | ,, | બબુ વીરચંદ | ,, | ૪૮ | | |
| ૧૦ | ,, | સમરત ઝુંઝાભાઈ | ,, | ૪૭ | | |
| ૧૧ | ,, | હરી ચમનલાલ | ઝીંઝુવાડા | ૪૧ | | |
| | | | અમદાવાદ | | | |

## સ્ત્રીઓનું ધોરણ ૧ લું

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | બેન | જાસુદ હીરાલાલ | અમદાવાદ | ૭૭ | ૩૧ | ૨૧ |
| ૨ | ,, | માણેક મહાસુખભાઈ | ,, | ૭૫ | | ૧૭ |
| ૩ | ,, | મણી સાંકળચંદ | ધીણોજ | ૭૧ | | ૧૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪ | ,, | સીતી દલસુખરામ | ,, | ૭૦ | ११ |
| ૫ | ,, | ગજરી માનચંદ | ,, | ૬૮ | ૪ |
| ૬ | ,, | જોઇતી લલ્લુભાઇ | ચાણસમાં | ૬૩ | ૮ |
| ૭ | ,, | કેસી ત્રિભોવનદાસ | ધીણોજ | ૬૦ | ૫ |
| ૮ | ,, | શાંતા ફતેચંદ | અમદાવાદ | ૫૪ | ૩ |
| ૯ | ,, | બબુ કાલીદાસ | ,, | ૫૩ | ૨ |
| ૧૦ | ,, | પીજી પ્રેમચંદ | ચાણસમા. | ૪૭ | |
| ૧૧ | ,, | ચંચળ આલમચંદ | ,, | ૪૫ | |
| ૧૨ | ,, | ચંચળ ભીખાભાઇ | ,, | ૪૦ | |

## સ્ત્રીઓનું ધોરણ ૨ જું

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | બેન | હરકોરબાઇ વાડીલાલ | મુંબઇ | ૭૫ | રૂા. ૨૮ |
| ૨ | ,, | ફીઇબેન નાનચંદ ભાઇચંદ | સુરત | ૭૫ | ૨૮ |
| ૩ | ,, | રૂખીબાઇ ઉત્તમચંદ | મુંબઇ | ૬૦ | ૧૩॥ |
| ૪ | ,, | ફુલકોરબાઇ રૂપચંદ | સુરત | ૬૦ | ૧૩॥ |
| ૫ | ,, | બીજકોરબાઇ જેચંદ | ,, | ૫૦ | ૫ |
| ૬ | ,, | મંગુબાઇ સાંકલચંદ | અમદાવાદ | ૪૫ | |
| ૭ | ,, | લીલાવંતી કેશરીચંદ | સુરત | ૪૨. | |
| ૮ | ,, | નવલબેન ઉત્તમચંદ | ,, | ૪૨ | |
| ૯ | બાઇ | શકરીબાઇ મંછારામ. | અમદાવાદ | ૩૫ | |
| ૧૦ | ,, | મણીબાઇ જેઠાલાલ | ,, | ૩૪ | |

## સ્ત્રીઓનું ધોરણ ૩ જું

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | બેન | સમરથ સુખરામ | લીંચ | ૫૬ | રૂા. ૨૫ |
| ૨ | ,, | ચંચળ હઠીસંગ | અમદાવાદ | ૫૦ | ૧૫ |

## સ્ત્રીઓનું ધોરણ ૪ થું

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | બેન | મણી છગનલાલ. | પાટણ | ૭૧ | રૂા. ૨૫ |
| ૨ | ,, | નેમકોર કસ્તુરચંદ | સુરત | ૫૭ | ૧૫ |
| ૩ | ,, | મણી નહાલચંદ | પાટણ | ૫૬ | ૧૦ |
| ૪ | ,, | સમરથ ફુલચંદ | અમદાવાદ | ૪૨ | |
| ૫ | ,, | માણેક મહાખભાઇ | ,, | ૩૫ | |

## સ્ત્રીઓનું ધોરણ ૫ મું

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | બેન | પુરી ઉમેદચંદ | અમદાવાદ | ૩૭ | ૫ |
| ૨ | ,, | ચંપા ડાહ્યાભાઇ | ,, | ૩૬ | ૫ |
| ૩ | ,, | ચંપા કેશવલાલ | ,, | ૩૪ | ૫ |

કુલ ૮૯ ઉમેદવાર પાસ થયા છે અને ઇનામના રૂા. ૪૧૧ આપવામાં આવ્યાં છે.

# પાટણના જૈન ભંડારો.

( અનુસંધાન ગતાંકથી )

## (૧૪) ઢંઢેરવાડાનો પ્રસિદ્ધ ભંડાર.

આ ભંડાર પુનમીઆ ગચ્છના શ્રી પૂજ્યનો હતો તે હાલ જણાતો નથી. હાલના શ્રી પૂજ્ય અને પાટણના જૈન સંઘ વચ્ચે એક મુકદ્દમો થયો હતો તેમાં આ ભંડાર સંબંધી તકરાર હતી. આથી તેને ખસેડી અન્ય સ્થળે લઈ જવામાં આવ્યો છે. થોડી ઘણી આશા રહે છે કે આ પ્રકાશમાં આવશે. એમ કહેવાય છે કે આ ભંડારમાં મૂળ ૪૦૦ દાબડા હતા. સ્વ૦ સ્વરૂપચંદ યતિના હાથમાં આ ભંડાર હતો, તે કોઇને પણ પ્રત જોવા દેતા નહીં. તેમના મરણ પછી શ્રી પૂજ્યની ગાદી સંબંધી તકરાર ઉઠી અને તેનું ઉવટ આવે તે પહેલાં ઉપયોગી કેટલાંક હસ્તલિખિત પુસ્તકોને તેને ખરીદવાને ફરતા બ્રીટિશ અમલદારોના એજંટોને વેચી દેવામાં આવ્યાં. પ્રો૦ મણિલાલ નભુભાઇ દ્વિવેદીને આ ભંડાર જોવા દેવામાં આવ્યો હતો, પણ તેમના મનમાં પણ સંદેહ રહ્યો હતો કે કેટલાંક પુસ્તકો તેની નજરથી દુર રાખવામાં આવ્યાં હતાં. યુરોપીઅન વિદ્વાનો એમ માનતા આવ્યા છે અને હજી પણ માને છે કે આ મહાન હેમચંદ્રાચાર્યનો ભંડાર હતો, પણ તે ખોટું છે. હેમચંદ્ર પૂર્ણતલ ગચ્છના હતા. ઢંઢેરવાડામાં પૂર્ણિમા ગચ્છના શ્રીપૂજ્ય નામે મહીંદ્રપ્રભે અંબડરાસ રચ્યો છે તેમાં તે વિજયસુંદરથી ઉતરી આવેલા છે એવું જણાવ્યું છે, નહીં કે શ્રી હેમચંદ્રથી. આ ગચ્છની બે શાખા હતી એક ચાણસમામાં અને બીજી લાડોલમાં. આભંડારનો વિસ્તાર બહોળો જણાય છે અને તેમાં સંસ્કૃત, પ્રાકૃત અને ગુજરાતી હસ્તલિખિત પુસ્તકોનો મોટો સંગ્રહ હતો એમ લાગે છે. આમાંના ઘણા ખરા તે ગચ્છના યતિઓએ લખેલાં હોઇ શુદ્ધ જ હતાં. આમાં તાડપત્ર ઉપર લખેલું એક પણ પુસ્તક હતું નહીં, અને તેમાંનાં કાગળ ઉપર લખેલાં પુસ્તકો પણ ત્રણ સૈકા કરતાં વધુ પ્રાચીન નહીં હોય એમ માનવાને કારણ રહે છે.

## હસ્ત લિખિત પ્રતોની સ્થિતિ અને બીજી હકીકત

પાટણના ભંડારોમાંનાં પુસ્તકો ઉપર વિદેશી તેમ જ બીજાનો ડોળો કર્નલ ટોડના વખતથી રહ્યો છે. મૂળ પાટણના ભંડારો યતિઓના તાબામાં હતા અને તેમની પાસે ખાનગી મીલકત તરીકે ઘણી હસ્તલિખિત પ્રતો રહેતી. ઘણી મોટી નાણાંની રકમોથી લલચાઇ તેઓ તે આપી દેતા. ખબર પ્રમાણે સંઘના આઢબ્બુ મુનિએ પણ ઘણી પ્રતો વેચી નાંખી હતી. કેટલાક સ્વાર્થી કેટલીક પ્રતોને ચોરી પણ લઇ ગયા છે આ રીતે કાગળ તેમ જ તાડપત્ર ઉપરની પ્રતો મુંબઇ, પુના અને વિદેશોમાં ગયેલી છે. હાલમાં આ ભંડારો જૈન શ્રાવકોના હાથમાં છે તેથી તેમાંથી પ્રતો વેચાણથી ચાલી જવાનો ઘણો ઓછો સંભવ છે.

ભંડારોને ઉપાશ્રયમાં અથવા તો સામાન્ય ઘરોમાં રાખવામાં આવ્યા છે. વાડી પાર્શ્વનાથ મંદિરના ભંડારો હાલમાં તે મંદિર નવું બંધાય છે તેના અન્ય મકાનમા સંઘરવામાં આવશે. પ્રતોને નાની લાકડાની કે કાગળની પેટીઓ કે જેને દાબડા કહેવામા

આવે છે તેમાં રાખવામાં આવે છે અને તે દાબડાને કપાટમાં કે મોટી પેટીઓમાં મુકવામાં આવે છે. જ્યારે નવું મકાન રૂ. ૪૧૦૦૦ નું પાટણમાં તૈયાર થશે ત્યારે તેમાં બધા ભંડારો રાખવામાં આવશે એ જાણી ઘણો આનંદ પામવા જેવું છે.

પુરી સંભાળની ખામીને લીધે તેમ જ એક તાબામાંથી બીજા તાબામાં જવાને લીધે તાડપત્ર ઉપર લખેલાં પુસ્તકો ઉપર ખરાબ અસર થઇ છે; પરંતુ કહેવું જોઇએ કે સામાન્ય રીતે તેને ઘણો વખત લખાયાં થયો હોવા છતાં ઘણી સારી રીતે સંભાળીને રાખવામાં આવ્યાં છે. કેટલાક ઉપર શાહી ઝાંખી થઇ છે છતાં એકે તાડપત્રની નકલ ઉધઇથી ખવાઇ ગઈ નથી. તેમાં સુગંધી પદાર્થ રાખવામાં આવે છે તેથી જંતુઓથી તેમને રક્ષણ મળે છે. કેટલાંક તાડપત્રનાં પુસ્તકો એવાં છે કે તેને યોગ્ય રીતે જાળવી રાખવામાં આવે તો હજુ બીજાં પાંચસો વર્ષ સુધી ટકી શકે તેવાં છે.

. પાટણમાંના તાડપત્ર ઉપરનાં પુસ્તકો દક્ષિણ હીંદનાં તાડપત્રોથી કદમાં, પત્રોની જાતમાં અને લેખન પદ્ધતિમાં ઘણાં ભિન્ન પડે છે. મદ્રાસના તાડપત્રો હમેશાં જાડાં અને ઘટ્ટ હોય છે જ્યારે પાટણનાં પાતળાં છે. તેમ છતાં જાડાં તાડપત્રો મલબારમાંથી લાવવામાં આવતાં એમ સ્પષ્ટ રીતે મધવીના પાડાના ભંડારની એક પ્રતમાં એક બાજુએ કરેલા ઉલ્લેખ ઉપરથી જણાય છે. દક્ષિણમાં તાડપત્ર ઉપર ખીલાથી લખવામાં આવે છે. જ્યારે ગુજરાતની પ્રતોમાં કલમ વડે શાહીથી અક્ષરો લખવામાં આવ્યા છે. દક્ષિણમાંનાં પુસ્તકો ગુજરાત જેટલાં પ્રાચીન નથી; કારણ કે ડાક્ટર બર્નેલના જણાવવા પ્રમાણે દક્ષિણમાં જુનામાં જુનાનું વર્ષ ૧૪૨૮ મને છે. તેની લીપિ જુની દેવનાગરી હોય ગુજરાતના તાડપત્રના પુસ્તકોની છે અને અક્ષરો તે સમયના શિલાલેખોમા જોવા જણાય છે તેના છે.

હસ્તલિખિત પ્રતો યતિઓ અથવા જેનો લહીઆ તરીકેનો ધંધો હતો એવા લહીઆઓ કે જે પ્રાયઃ બ્રાહ્મણો, કાયસ્થો અને વાણીઆઓ હતા તેના હાથથી લખાતી હતી. આવી રીતે લખાવવાનો, તાડપત્રો વગેરેનો ખર્ચ ઘણો વધુ આવતો. આની બક્ષીસ કે વેચાણ થતું હતું તેથી પ્રતો એકના તાબામાંથી બીજાના તાબામાં જતી હતી.

' સર્વ તાડપત્રો ઉપર લખાયલી પ્રતોમાં તો એક કાણુ રાખવામાં આવતું અગર તો જમણી બાજુએ એક અને ડાબી બાજુએ એક એમ બે કાણાં રાખવામાં આવતા કે જેમાં દોરી રાખવામાં આવતી કે જેથી આખું પુસ્તક અખંડ રહે. ઉપર લાકડાનાં પાટીઆં કે ચામડાંનાં પુંઠાં રાખવામાં આવતાં અને તેમાંથી દોરી પસાર કરવામા આવતી. દોરી સુતરની અગર તો રેશમની હતી અને તે આખી પ્રતને બાંધવામા આવતી પછી તે પ્રતને લુગડાંના કે રેશમના કટકામાં વીંટાળવામાં આવતી અને ગંજમાં ગોઠવી મોટી લાકડાંની પેટીઓમાં મુકવામાં આવતી મોટામા મોટી પ્રતનું કદ ૩૬×૨½ ઇંચ અને નાનામાં નાનીનું (પુસ્તિકાનુ) કદ ૪⅜×૧½ ઇંચનું હોય છે.

જોકે જુનામાં જુનાં તારીખવાળા પુસ્તકોની નકલ મને ૧૧૩૫ માં કરવામાં આવી હતી; પરંતુ આશરે છ પુસ્તકો તારીખ વગરનાં છે તેની નકલ તેના કરતાં પણ આગળ કરવામાં આવી હોય એમ જણાય છે. દમયન્તી, ઓત્તરી ઉપર ચંદ્ર મહત્તરની પ્રાકૃત ટીકા અને બીજાં પુસ્તકો ઉપરથી જણાય છે કે તેની નકલ મસ્વીસનના દસમાં સૈકામાં લખાયેલ છે, ઘણોખરો ભાગ તપાગચ્છના સૂરિ દેવેંદ્ર અને તેમા શિષ્ય સોમસુંદરની આજ્ઞાથી

૧૫મા સૈકામાં લખાયલો છે. તાડપત્રનાં પુસ્તકોનો મોડામાં મોડો કાળ ૧૪૯૭ વિક્રમ સંવત્નો છે.

જે જે સ્થળોએ પુસ્તકો લખાવવામાં આવ્યા હતાં તેના ઉલ્લેખ ઉપરથી પાટણ, ખંભાત, ધોળકા, કર્ણાવટી, ડુંગરપુર, વીજાપુર, ચંદ્રાવતિ અને પ્રલ્હાદનપુર (પાલણપુર) એ સ્થળો માલુમ પડે છે. જે રાજાના સમયમાં તે લખાયાં હતાં તેમાં સિદ્ધરાજ, કુમારપાલ, વીશલદેવ અને સારંગદેવનાં નામ બહુ જણાય છે.

આ તાડપત્ર ઉપર લખાયલા પુસ્તકોના પૃષ્ઠ નોંધવાની રીત વિલક્ષણ છે. ડાબી બાજુએ સંખ્યા મુકવામાં આવે છે; પરંતુ જમણી બાજુએ જુદા જુદા સાંકેતિક અક્ષરોથી પૃષ્ટની સંખ્યા જણાવવામાં આવે છે. સ્વ એટલે એક, સ્તી એટલે બે, શ્રી એટલે ત્રણ, સુ એટલે સો, સૂ એટલે બસો વગેરે. જુનાં કાગળ ઉપર લખેલાં પુસ્તકોની સંખ્યા આંકડાથી મુકવામાં આવે છે. પણ વાડી પાર્શ્વનાથના ભંડારમાં ઘણાં પુસ્તકોમાં ઉપર મુજબ તાડપત્ર ઉપર લખાયલાં પુસ્તકોની પેઠે પૃષ્ઠ સંખ્યા મુકવામાં આવી છે. આ તાડપત્ર ઉપરથીજ પરબારી નકલ કરવાને લઇને છે.

તાડપત્રના પુસ્તકોમાં સમજણ સાથના ચિત્રો પણ રહેતાં, પણ આ ભંડારોમાં ફક્ત એકજ તાડપત્રનું પુસ્તક છે કે જેમાં સમજણ સહિત ચિત્રો છે. તે ચિત્રો તીર્થંકરોનાં છે. ચિત્રવાળાં તાડપત્રના પુસ્તકો ઠીક સંખ્યામા મળી આવે છે. પાટણના ભંડારોમાં બાર કરતાં વધુ છે કે જેમાં ચિત્રો છે. કલ્પસૂત્ર અને કલિકાચાર્યની પ્રતોમાં સામાન્ય રીતે ચિત્રો લાયજ છે. ૧૨૯૪ માં ઉતારેલી તાડપત્ર ઉપરની નકલમાં હેમાચાર્ય અને કુમાર[illegible]નાં ચિત્રો હતાં કે જે હમણાના છેલ્લા આ માસિકના ઇતિહાસ--સાહિત્યના ખાસ [illegible]માં પ્રસિદ્ધ થયાં છે, એક પુસ્તકમાં હેમાચાર્યના વ્યાકરણની રચના અને પ્રસાર સં[illegible]ની વિગત આપતા ચિત્રો છે. આ બધી વાત તાડપત્રના અંગે થઇ.

કપડાં ઉપર લખેલાં એવાં પાટણના ભંડારોમાં બે પુસ્તકો છે એક સં૦ [illegible]૮ માં લખેલુ ૨૫x૫ નાં કદવાળાં ૯૨ પૃષ્ટનું છે. તે સારી રીતે રાખવામાં આવ્યું છે. [illegible] તે ઉપરના અક્ષરો ઘણા સ્પષ્ટ છે સામાન્ય જાડા ખાદીના કપડાંના બે કટકા ભેગા [illegible]ડીને પૃષ્ટો કરવામાં આવ્યાં. હમણાં પણ ભાગ્યેજ ગણે એવાં પુસ્તકો માટે [illegible]પડાંનાં પાના પસંદ કરવામાં આવે છે. વડોદરાના જૈન ભંડારમાં જયપ્રાભૃતનું લખાણ [illegible]ર્ટસીગ ક્લોથ ઉપર કરવામાં આવ્યું છે.

કાગળ ઉપર લખેલાં પુસ્તકોનો સંગ્રહ આ ભંડારોમાં બધો થઈ બાર હજાર કરતાં [illegible] છે. સંઘવીના પાડાનો ભંડાર છે જેમાંના કાગળ ઉપરનાં પુસ્તકો તાડપત્રનાં પુસ્તકો જેવાં જ કાપેલાં પાનાં ઉપર છે. એમ કહેવામાં આવે છે કે ગુજરાતમાં પહેલવહેલો કાગળનો પ્રવેશ કુમારપાલના સમયમાં થયો; પરંતુ તેના એટલે ૧૩ મા સૈકામાં લખાયલાં કાગળ ઉપરનાં પુસ્તકો આ ભંડારોમાં નથી માત્ર એક બે તે સમયનાં જોવામાં આવે છે, પણ તેની લીપિ ઉપરથી તેનો સમય ખોટો લાગે છે, જેકે સં૦ ૧૩૨૯ નું એક પુસ્તક જોવામાં આવે છે છતાં ભંડારોમાં જુનામાં જુનાં પુસ્તકો સં૦ ૧૩૫૬-૫૭ માં લખાયલાં [illegible] છે. [illegible] કાગળ ઉપરનાં પુસ્તકોમાં ચિત્રો સોનેરી રંગથી ચીતરવામાં અને તેવાં ચિત્રવાળાં પુસ્તકોની સંખ્યા ભંડારોમાંથી ઠીક ઠીક નીકળે છે.

આ સર્વ હમણાં વિજયાદશમી ઉપર વડોદરા જવાનું થતાં ત્યાં વાંચવા મળેલા રા૦ ચીમનલાલ દલાલના રીપોર્ટ ઉપરથી પ્રાપ્ત થયું છે તે અહીં જણાવવામાં આવે છે. તેમણે આ ભંડારોમાં કેવાં અને કયાં અલભ્ય ઉપયોગી અને અપૂર્વ ગ્રંથો મળે તેમ છે તેનુ ટૂંક રેખાદર્શન ઉક્ત રીપોર્ટમાં કરેલું છે અને તેમાંથી ઘણુ સંક્ષિપ્ત સુચના તેમણે હમણાં ભરાયલી પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં મોકલેલા "પાટણના ભંડારો અને ખાસ કરીને તેમાં રહેલુ અપભ્રંશ તથા પ્રાચીન ગુજરાતી સાહિત્ય" એ નામના નિબંધમાં કહેલી છે એટલે તેની અહીં અગત્ય ધારી નથી.

છેવટે સર્વ સાહિત્યરસિક જન એજ ઇચ્છશે કે શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી આ સબંધેનો વિગતવાર સંપૂર્ણ રીપોર્ટ વહેલો બહાર પડે અને તે પછી તેમાના અલભ્ય પુસ્તકો મૂળ અને ભાષાંતર સહિત તે નામદાર મહારાજાની તરફથી પ્રસિદ્ધ થાય, કે જેથી તેમનો ઉપકાર સર્વ જગત ઉપર સ્થાયી તરીકે રહે અને તેમણે રસ લઇ આરંભ કરાવેલુ કાર્ય સિદ્ધિને પ્રાપ્ત થાય. તેમણે લાયબ્રેરીઓ સ્થળે સ્થળે કહાડી જે નામના પ્રાપ્ત કરી છે તે અવર્ણનીય છે. આ પાટણના ભંડારો પણ સાર્વજનિક લાયબ્રેરી તરીકે થાય એવો દિન ક્યારે આવશે? કે જ્યારે તેના સબંધે એવું કહી શકીએ કે—

Behold the doors wide open stand,
The varied throng inviting.
Each comes to seek within these halls,
A book, his mind delighting.

અને તે ભંડારોમાંનાં પુસ્તકોના કર્તાઓ સબંધે એવુ બીજાને કહી તેમના આભારી થઇ શકીએ કે:—

Your thanks pay not to those who searched
To-day each shelf and nook,
But honour him we honour here,
The man behind the book.

—તંત્રી.

૧૫મા સૈકામા લખાયલો છે તાડપત્રના પુસ્તકોનો મોડામા મોડો કાળ ૧૪૯૭ વિક્રમ સવતનો છે

જે જે **સ્થળોએ** પુસ્તકો લખાવવામા આવ્યા હતા તેના ઉલ્લેખ ઉપરથી **પાટણ, ખંભાત, ધોળકા, કર્ણાવતી ડુગરપુર, વીજાપુર, ચદ્રાવતિ અને પ્રલ્હાદનપુર (પાલણપુર)** એ સ્થળો માલુમ પડે છે જે રાજાના સમયમાં તે લખાયા હતા તેમા **સિદ્ધરાજ, કુમારપાલ, વીશલદેવ અને સારગદેવના** નામ બહુ જણાય છે

આ **તાડપત્ર** ઉપર લખાયલા પુસ્તકોના પૃષ્ઠ **નોંધવાની રીત** વિલક્ષણ છે ડાબી બાજુએ સખ્યા મુકવામા આવે છે, પરતુ જમણી બાજુએ જુદા જુદા સાકેતિક અક્ષરોથી પૃષ્ઠની સખ્યા જણાવવામા આવે છે સ્વ એટલે એક, સ્તી એટલે બે, શ્રી એટલે ત્રણ, ત્ત એટલે સો, સૂ અટલે બસો વગેરે જુના કાગળ ઉપર લખેલા પુસ્તકોની સખ્યા આકડાથી મુકવામા આવે છે પણ વાડી પાર્શ્વનાથના ભડારમા ઘણા પુસ્તકોમા ઉપર મુજબ તાડપત્ર ઉપર લખાયલા પુસ્તકોની પેઠે પૃષ્ઠ સખ્યા મુકવામા આવી છે. આ તાડપત્ર ઉપરથીજ પરબારી નકલ કરવાને લઇને છે

તાડપત્રના પુસ્તકોમા સમજણ સાથના **ચિત્રો** પણ રહેતા, પણ આ ભડારોમા ફક્ત એકજ તાડપત્રનું પુસ્તક છે કે જેમા સમજણ સહિત ચિત્રો છે તે ચિત્રો તીર્થંકરોના છે ચિત્રવાળા તાડપત્રના પુસ્તકો ઠીક સખ્યામા મળી આવે છે પાટણના ભડારોમા બાર કરતા વધુ છે કે જેમા ચિત્રો છે કલ્પસૂત્ર અને કલિકાચાર્યની પ્રતોમા સામાન્ય રીતે ચિત્રો હોયજ છે ૧૨૮૪ મા ઉતારેલી તાડપત્ર ઉપરની નકલમા હેમાચાર્ય અને કુમારપાળના ચિત્રો હતા કે જે હમણાના ઉત્થા આ માસિકના ઇતિહાસ--સાહિત્યના ખાસ અકમા પ્રસિદ્ધ થયા છે, એક પુસ્તકમા હેમાચાર્યના વ્યાકરણની રચના અને પ્રસાર સંબધીની નિગત આપતા ચિત્રો છે આ **બધી વાત તાડપત્રના** અગે થઇ.

**કપડાં ઉપર લખેલાં** એવા પાટણના ભડારોમાં બે પુસ્તકો છે એક સં૦ ૧૪૧૮ મા લખેલુ ૨૫×૫ ના કદવાળા ૯૨ પૃષ્ઠનુ છે તે સારી રીતે ગખવામા આવ્યુ છે અને તે ઉપરના અક્ષરો ઘણા સ્પષ્ટ છે સામાન્ય જાડા ખાદીના કપડાના બે કટકા ભેગા ચોંટાડીને પૃષ્ઠો કરવામા આવ્યા હમણા પણ ભાગ્યેજ મળે એવા પુસ્તકો માટે કપડાના પાના પસદ કરવામા આવે છે વડોદરાના જૈન ભડારમા જયપ્રાભૃતનું લખાણ ત્રેસીગ કતોય ઉપર કરવામા આવ્યુ છે

**કાગળ ઉપર લખેલાં પુસ્તકોનો** સમહ આ ભંડારોમાં બધો થઈ બાર હજાર કરતા વધુ છે સઘવીના પાડાનો ભડાર છે જેમાના કાગળ ઉપરના પુસ્તકો તાડપત્રના પુસ્તકો જેવા જ કાપેલા પાના ઉપર છે એમ કહેવામા આવે છે કે ગુજરાતમા પહેલવહેલા કાગળોનો પ્રવેશ કુમારપાળના સમયમા થયો, પરતુ તેના એટલે ૧૩ મા સૈકામાં લખાયલા કાગળ ઉપ ના પુસ્તકો આ ભડારોમા નથી માત્ર એક બે તે સમયનાં જોવામા આવે છે, પણ તેની લીપિ ઉપરથી તેનો સમય બોગો લાગે છે, જેકે સ૦ ૧૩૨૧ નુ એક પુસ્તક જોવામા આવે છે આ ભડારોમા જુનામા જુનાં પુસ્તકો સ૦ ૧૩૫૬–૫૭ મા લખાયલા નજરે પડે છે આના કાગળ ઉપરના પુસ્તકોમા ચિત્રો એનેની સંખ્યા ચીતરવામા આવેલા અને તેવા ચિત્રવાળા પુસ્તકોની સખ્યા ભડારોમાથી દશેક વધુ નીકળે છે.

આ સર્વ હમણાં વિજયાદશમી ઉપર વડોદરા જવાનું થતાં ત્યાં વાંચવા મળેલા રા૦ ચીમનલાલ દલાલના રીપોર્ટ ઉપરથી પ્રાપ્ત થયું છે તે અહીં જણાવવામાં આવે છે. તેમણે આ ભંડારોમાં કેવાં અને કયાં અલભ્ય ઉપયોગી અને અપૂર્વ ગ્રંથો મળે તેમ છે તેનું ટુંક રેખાદર્શન ઉક્ત રીપોર્ટમાં કરેલું છે અને તેમાંથી ત્રણ સંક્ષિપ્ત સુચના તેમણે હમણાં ભરાયલી પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં મોકલેલા "પાટણના ભંડારો અને ખાસ કરીને તેમાં રહેલું અપભ્રંશ તથા પ્રાચીન ગુજરાતી સાહિત્ય" એ નામના નિબંધમાં કહેલી છે એટલે તેની અહીં અગત્ય ધારી નથી.

છેવટે સર્વ સાહિત્યરસિક જન એજ ઇચ્છશે કે શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી આ સંશોધનો વિગતવાર સંપૂર્ણ રીપોર્ટ વહેલો બહાર પડે અને ને પછી તેમાંના અલભ્ય પુસ્તકો મૂળ અને ભાષાંતર સહિત તે નામદાર મહારાજાનાં તરફથી પ્રસિદ્ધ થાય, કે જેથી તેમનો ઉપકાર સર્વ જગત ઉપર સ્થાયી તરીકે રહે અને તેમણે શ્રમ લઇ આરંભ કરાવેલું કાર્ય સિદ્ધિને પ્રાપ્ત થાય. તેમણે લાયબ્રેરીઓ સ્થળે સ્થળે કહાડી જે નામના પ્રાપ્ત કરી છે તે અવર્ણનીય છે. આ પાટણના ભંડારો પણ સાર્વજનિક લાયબ્રેરી તરીકે થાય એવો દિન ક્યારે આવશે? કે જ્યારે તેના સંબંધે એવું કહી શકીએ કે—

Behold the doors wide open stand,
The varied throng inviting;
Each comes to seek within these halls,
A book, his mind delighting.

અને તે ભંડારોમાંનાં પુસ્તકોના કર્તાઓ સંબંધે એવું બીજાને કહી તેમના આભારી થઇ શકીએ કે:—

Your thanks pay not to those who searched
To-day each shelf and nook;
But honour him we honour here,
The man behind the book.

—તંત્રી.

જયના દુંદુભિ વાગે,
સંશય ભીતિ સૌ ભાગે,
વીર ! પહેરો વિજયની માળ— પધારો.

## હૃદય ઉલ્લાસ.

( રાગ—હોરી. )

આજને દિન આનંદકારી, સુખકારી રે—આજનો.
સ્થળ સ્થળના સંઘો મળિયા છે, કોમતણું હિત ધારી,
જ્યાં ત્યાં છે અંધકાર રહેલો, મૂળથી તેને વિદારી,
કરો જ્યોતિ જ્ઞાન પ્રસારી—આજનો.

આ પરિષદ્‌થી લાભ થયા છે, વિશેષ થવાની તૈયારી,
આપ સહુની પુષ્ટ મદદથી, શંકા બીક નિવારી,
લઇશું અમે લ્હાવો ભારી—આજનો.

મારૂં તારૂં મમતા મૂકી, ઐકય હૃદયમાં ધારી,
ધારા સુધારા કરજો સારા, સહુના મત સુવિચારી,
વિનતિ એ નમ્ર અમારી—આજનો.

## વિનતિ.

( રાગ સોરઠ. )

કરજો કંઇ કોમ ઉદ્ધાર,
તમે વીર ધર્મતણા સરદાર.
નિજ કોમના ઉદ્ધારમાં, નિશ્ચય તમારો હાથ છે,
પ્રગતિ થશે જો કોમની, તેમાં તમારો સાથ છે-કરજો.

જેનું શરણુ અમને તમોને, એજ પ્રભુ વીતરાગ છે,
જાગે અને જગવે સદાયે, તે ખરા મહાભાગ છે-કરજો.

શૂરા ! ધરી હિમ્મત કરો કુચ, સાધ્ય તો મળનાર છે,
કરી એક દિલ કૃતિ વચનથી, જીવન સફળ થનાર છે-કરજો.

તંત્રી.

# કૉન્ફરન્સનું દશમું અધિવેશન.

## મુંબઇમાં ચાલુ રહેલી તૈયારી.

[ એપ્રિલની તા. ૨૧-૨૨-૨૩ ભુલતા નહિ. ]

મુબઇમાં સને ૧૯૧૬ ના એપ્રિલ તા. ૨૧, ૨૨, અને ૨૩, મી શુક્ર, શનિ અને રવિવારે માધવબાગમાં ભરવાનું નક્કી થયું છે અને તેના પ્રમુખ તરીકે લાયક નર ડાકટર બાલાભાઇ મગનલાલ નાણાવટી L. M. & S. ની પસંદગી કરવામાં આવી છે. સ્વાગત કમીટીના પ્રમુખ તરીકે શેઠ કલ્યાણચંદ શોભાગચંદ ઝવેરી અને ચીફ સેક્રેટરી તરીકે રા. મકનજી જૂઠાભાઇ મહેતા B. A. LL. B. Bar-at-Law અને રા. મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ B. A. LL. B. Solicitor ની નિમણુક કરવામાં આવી છે. આ બધી નિમણુક થોડા સમય ઉપરજ થઇ તેથી ગયા અંકમાં આ સંબંધી એક શબ્દ પણ આવ્યો નથી તેનું કારણ સમજી શકાશે.

એક ગ્રેજ્યુએટ મહાશય કૉન્ફરન્સનું પ્રમુખપદ શોભાવે એ આ પહેલોજ પ્રસંગ છે. પ્રમુખ સાહેબે શ્રીમંત ગાયકવાડ સરકારના સંમાનનીય મેડિકલ ઑફીસર તરીકે પ્રતિષ્ઠિત પદ ભોગવ્યું છે અને તેમની પસંદગી માટે મુબઇના સંઘને મુબારકબાદી ઘટે છે.

સમય ટુંકો હોવાથી કામ ધમધોકાર લેવા માટે કાર્યવાહકોને ધન્યવાદ ઘટે છે. ડેલીગેટો ચુંટવા માટે દરેક ગામ ને શહેરના સંઘ ઉપર આમંત્રણ પત્રિકાઓ મોકલાવી દીધી છે. તેને અનુસરી ડેલીગેટોનાં નામો જૂદા જૂદા સંઘો તરફથી આવવા લાગ્યાં છે. બનતી સંભાળ લેવા છતાં પણ જો કોઇ પણ ગામના સંઘ ઉપર આમંત્રણ મૂકવાનું વિસરી જવાયું હોય તો તે ટુંક સમયપર નજર નાંખી ક્ષંતવ્ય ગણી દરેક ગામ યા શહેર પોતાના પ્રતિનિધિઓ મોકલી આપવાની મહેરબાની કરશે એમ આથી નમ્રતાપૂર્વક જણાવવામાં આવે છે. દરેક ગ્રેજ્યુએટ સ્વતઃ પ્રતિનિધિ છે તો તેમને પણ જણાવવાનું કે ભૂલથી આમંત્રણ આપવાનું રહી જાય તો તે ક્ષંતવ્ય ગણી પધારવું.

ડેલીગેટો માટે ઉતારા અને ભોજનની સગવડ માટે એક કમીટી નીમવામાં આવી છે અને તેમણે ચાર મોટા ઉતારા માધવબાગની પાસેજ નક્કી કરી તેમાં સગવડો બધી કરવાનું કામ ચાલુ રાખ્યું છે.

પ્રમુખ સાહેબના ઉતારા માટે પણ સારા મકાનની સગવડ કરવામાં આવી છે. મંડપ કરવા માટેની તેની કમીટીએ કામ શરૂ કરી ઑર્ડર આપી દીધા છે. ડેલીગેટ, વિઝિટરો અને રેસેપ્શન કમિટીના મેમ્બરોના માટે ટિકીટો બહાર પાડવાની ગોઠવણ થઇ ગઇ છે. ડેલીગેટની ફી રૂ. ત્રણ અને ભોજન સહિત પાંચ, વિઝિટર ની રૂ. બે અને રિસેપ્શન કમિટીના મેંબરની રૂ. દશ રાખવામાં આવી છે અને તે ટીકીટો ફીના રૂપીઆ મોકલી અનેક ઉત્સાહી જૈનો મંગાવતા જાય છે.

કૉન્ફરન્સ સમક્ષ મૂકવાના ઠરાવો સંબંધનો તથા કૉન્ફરન્સના બંધારણનો કાચો ખરડો સ્ટેન્ડિંગ કમીટી તરફથી નક્કી કરવામાં આવી તેને છપાવી જૂદા જૂદા વિદ્વાનો

ને આગેવાનોને તેમના વિચારો તથા સુધારા વધારા માટે મોકલાવી આપવામાં આવ્યા છે. અને તે સૌ આવ્યે વક્તાઓ તથા ઠરાવોને ફરી સભા બોલાવી નકકી કરી સબ્જેક્ટ કમીટીમાં રજુ કરવામાં આવશે. ઠરાવોમાં કેળવણી અને બંધારણ ઉપર મુખ્ય મદાર બાંધવામાં આવ્યો છે.

વૉલંટીઅર માટે પણ એક કમિટી નીમવામાં આવી છે અને સો ઉપરાંત નામ આવી ગયાં છે અને વધુ આવતાં જાય છે.

આ સર્વનું ટુંક બ્યાન, ઠરાવો તથા બંધારણનો કાચો ખરડો વગેરે આ અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવેલ છે તે પર ધ્યાન ખેંચવામાં આવે છે.

આમ ટુંક સમયમાં એકદમ ઝડપી કામ સૌ ભાઇઓની મદદથી કરવામાં આવ્યું છે અને તેમાં જે ઉત્સાહ જોવામાં આવે છે તે ઉપરથી સુપ્રતીત થાય છે કે આ કૉન્ફરન્સ ઘણી વિજયી અને બલવાળી નીવડશે.

કૉન્ફરન્સ દેવીએ જૈન સમાજને અનેક લાભો કરી આપ્યા છે અને વધુ કરી આપવા પોતાની શક્તિ બતાવી છે. આમ થવામાં સકલ જૈન સંઘ અને સર્વ ભાઇઓ તથા બહેનોની એકત્રતાજ નિમિત્તભૂત છે તો સૌ પ્રત્યે અમારી પ્રાર્થના છે કે તેઓ કૉન્ફરન્સમાં પધારી તન, મન, અને ધનથી સહાય આપી કૉન્ફરન્સને શક્તિવાળી બનાવી પોતાનું કલ્યાણ સાધશે. તથાસ્તુ.

—તંત્રી.

---

# આપણી શિલ્પકળા.

*Architecture is a history of National life and Thought.*

—HAVELL.

શિલ્પકલા એ પ્રજાકીય જીવન અને વિચારનો ઇતિહાસ છે.

જ્યારથી શિલ્પશાસ્ત્રીએ સર્વ શિલ્પકાર અને કલાવાનો બીજભૂત નિયમો ઘડી આપ્યા છે ત્યારથી જૂદી જૂદી શિલ્પ પદ્ધતિઓ થતી આવી છે. દ્રાવિડ હિંદ-આર્ય પુરાની, બૌદ્ધ, જૈન, રાજપુત, મોગલાઇ—આ દરેક પદ્ધતિએ એક યા બીજા સ્વરૂપમાં પ્રબલ અને સુંદર સ્મારકો પૂરાં પાડી પોતાનું અસ્તિત્વ કાયમ રાખ્યું છે.

આપણા પૂર્વજોએ આપણી પ્રાચીન જાહોજલાલી અને ધર્મ પ્રબલતાનાં કીર્તિસ્થંભો એવા ચિરસ્થાયી કરી મુકી ગયા છે કે તે જો ન હત તો જૈન ધર્મની પ્રાચીનતાના મળતાં સબળ ઐતિહાસિક પ્રમાણ વિલુપ્ત થાત અને જૈન ધર્મ હિંદુ ધર્મ યા બૌધ ધર્મની શાખા છે એવું જે કેટલાક ઉપરચોટીઆ અનુમાન ઉપરથી નિર્ણય બાંધનાર પાશ્ચાત્ય વિદ્વાનોએ માની લીધું હતું તે કાયમ રહેત અને તેનો પ્રભાવ નહિવત્ થાત.

આબુપરના વસ્તુપાલ તેજપાલે બાંધેલાં મંદિરો એટલા બધા અદ્ભુત છે કે તેની કારીગરી અને શિલ્પકળા સંબંધે ઉંચામાં ઉંચો મત પાશ્ચાત્ય શિલ્પશાસ્ત્રીઓ ધરાવે છે. આ સિવાય અનેક સ્થળોએ મંદિરો, ઉપાશ્રયો મારવાડ મેવાડમાં જોવામાં આવે છે, પરંતુ અફસોસની વાત છે કે તેની બરાબર સારસંભાળ લેવાતી નથી. પૂર્વાચાર્યોએ અથાગ પરિશ્રમ કરી જૂદે જૂદે સ્થળે પ્રતિષ્ઠા કરાવેલી એવું શિલાલેખો જોઇ તપાસતાં માલુમ પડી આવે છે અને આ સ્થલોની સંખ્યા સંબંધે આખા હિંદમાં પરિભ્રમણ કરીશું તો મહિસુર, ઉત્તર હિંદુસ્તાન, દક્ષિણ હિંદુસ્થાન વગેરેમાં અનેક અનેક મળી આવશે. તો પૂરી તપાસ આર્કીઓ લૉજીકલ ( પુરાતત્વ ખાતા ) તરફથી કરાવવાનો પ્રબંધ આપણા ખર્ચે કરાવવો ઘટે છે.

મૉડર્ન રિવ્યુના સપ્ટેંબર ૧૯૧૫ ના અંકમાં મી. ઇ. વૉટસ નામનો વિદ્વાન્ ગ્વાલીઅરના પર્વતમાંથી કોતરેલ શિલ્પકામ-Rock Sculptures of Gwalior નામનો લેખ લખે છે તેમાં, ઇલોરાની ગુફા સંબંધે લખે છે કેઃ—

In the famous caves of Ellora, so frequently visited by those interested in this branch of Indian architecture, we find, the Rock Caves were worked out by all three faiths, the earliest by the Buddhist, the next in age by the Brahmans, and the latest by the Jains. Each cave has its own particular style, though in some there are evidences of the strong influence of the preceding type. In Badami a small fort, near Bijapur, there are four very fine caves out of the solid rock in which again we find the three types of religion side by side,......The Buddhist and the Brahmans seem to have been especially fond of this particular kind of architecture, and it would be difficult to imagine any fine piece of work than the world-famed Kailasa in the Ellora group but the work of the Jains in this direction is worthy of serious attention. It is true their work is limited and as far as one can judge, generally of a later period and indebted to the work of the architects of the other faiths. Yet it has its distinctive features. The Jain caves of Ellora contain some of the finest carvings of the whole series, but little can be said of the one example which is to be seen at Badami. Whatever other features a Jain temple cut out of the rock may possess, there are always to be a considerable number of Tirthankaras, naked images of the founder of their faith. The Jains have made use of the rocks for the representation of their Gods in another way.

and this is best illustrated by the wonderful carved figures which have been wrought on the rocks of the Gwalior fort, perhaps the finest of their kind to be seen any where in India. They have received considerable attention at the hands of archaelogists and we are indebted to the careful description of Cunningham for much of our information regarding them.

આ લેખમાં ગ્વાલીઅરના કિલ્લામાંની જૈન પ્રતિમા તથા ગુફાઓ વગેરેનું ઠીક પણ ઘણું સુંદર વર્ણન આપેલુ છે. કેટલાક પ્રતિમાપરના લેખ તપાસતાં સં. ૧૪૯૭-૧૫૧૦ ( ઇ. સ. ૧૪૪૦. ૧૫૫૩ જોવામાં આવે છે ) એ પરથી જણાય છે કે તે તુઆર જાતના રાજાઓએ કરાવેલ છે. આમ ૯૦ વર્ષ રહ્યા પછી બાબરે આવી તેને છિન્નભિન્ન કરેલ છે કે જેનુ વર્ણન તેણે પોતેજ પોતાના લેખોમાં આપેલું છે. તીર્થંકરોની મૂર્તિઓનાં ચિત્રો પણ આ લેખમા આપેલા છે, કે જેમાંની આદિનાથની મૂર્તિ છે કે જે ૫૭ ફીટ કરતાં વધારે ઉંચી છે. આ જોઇને કોઇને પણ આવું મહાભારત કાર્ય કેમ થઇ શકે એ વિચારથી તેના કરનારની સહનશીલતા અને કુશલતા માટે અચંબો થયા વગર રહે તેમ નથી.

મૉડર્ન રિવ્યુના જાન્યુઆરી ૧૯૧૬ ના અંકમાં રાજગૃહ ( મગધનું પાટનગર ) એ પર મીસીસ મેબલ હોમવુડ નામની એક વિદુષી બાઇએ ઉત્તમ લેખ લખ્યો છે તેમાં છેવટે જૈનો સંબંધે જે ઉદ્ગાર કાઢ્યા છે તે આ પ્રમાણે છેઃ—

The Buddhist day has passed, but dim memories of the great Sage still haunts these hills. It is not to the Muhammadans or the Hindus, though each claim a sacred place in Rajgir, but to the Jains that the heritage of the hills has come. It is their Shrines we see to-day shining white on each crest and spur. To them Rajgir ranks with Parasnath (hills) and Pawapuri. The latter village is not far off on the Banks of Panchana river, south of the town of Bihar. Here Mahavira Vardhamana, their great and last Jina ( conqueror saint ) died. Large numbers of Jain pilgrims come to all these places from every part of India and their subscriptions keep the Shrines in good repair. These shrines, however, are all comparatively modern and have been built mostly with materials taken from older temples and stupas. Carved fragments and pillars are used freely in this construction, and Buddhist statues are often found in them. Every shrine contains the " Charana Paduka " of a Tirthankara. On Vaibhara there is a Jain Shrine below the Pippal Stone

house. Above on the hill are six or more temples. One dedicated to the 15th and 16th Tirthankars, Dharmanath and Shantinath, is interesting from the tradition connecting it with that of the Maniyar Nath. Mr. Broadley says it contains two images and charana with an inscription about 200 years old. The Pujari (temple-priest) has corrupted the names Dhanaji and Sathadraji and describes them as two wealthy bankers who lived in the house at the Nirmal Kund, i. e., the house that stood on the mound in the south-east corner of the ancient city. This is identified with the mound on which stands "the Maniyar Math." Mr. Broadly was also told that it was in honour of these two wealthy bankers, Dhanaji and Sathadraji, that the Math was built....... Above the Stupa mound on which the Mahadeva temple stands on a spur of Vipula, are two Jain temples, one of which is dedicated to the Great Mahavira. On the summit of Vipula there is a platform about 130 feet long, 30 wide and 6 feet above the rocks made of the materials from the Buddhist Mounds including 30 pillars. On this stand four modern Jain temples with fine pieces of Buddhistic carvings inset. Udayagiri has also debris of Buddhist buildings and now five Jain temples crown it, each with its Buddha statue engraved with the Buddhist formula "Ye Dharma hetu" &c. Over the ruins of the Vihara on Sonagiri is also a Jain Shrine. So all the hills are claimed for the Buddha's greatest rival, and only the Girdhrakuta is left.

બરાબરની ગુફા સંબંધી સર જોહન માર્શલ કે જે હિંદના પુરા તત્વ વિભાગનો ડાયરેકટર જનરલ છે તેણે બૌદ્ધ બ્રાહ્મણ અને જૈન શિલ્પશાસ્ત્રની સરખામણી કરી છે તે નીચે પ્રમાણે છેઃ—તે કેટલે અંશે ખરી છે તે તે શાસ્ત્રમાં જે નિપુણ હોય તેજ કહી શકે તેમ છે.

બૌદ્ધકલા સૌથી પ્રાચીન જે છે, તે ઉચ્ચતમ કોટિની છે—it is almost at its zenith. You mark its graceful lines, its rich but restrained decoration, its transparent sincerity, and above all its peace and tranquility. પછી તે પતિત થાય છે ત્યારે its creative force is stifled, it is becoming stiff, sterile and atrophied, and further you miss the intellectual and spiritual feeling of the earlier

sculptures. There are life-like figures—some solemn and majestic, others hideous and revolting.

પછી હિંદુકલા—તેમાં ઘણો ફેર પડે છે. forms are copied from the Buddhist but their eternal peacefulness is gone. *ethos* has given way to pathos. They have been galvanised into life of. action and have become incarnation of the dread forces of nature, of passion and of lust, of suffering and of death. Forms are sombre and relentless, peering from dark recesses. You surrender yourselves involuntarily to the prevailing gloom. Lofty spiritual beauty of Buddhist earlier caves were forsaken for the dread cult of Siva.

જૈનકલા—And so you make your way almost with a sigh of relief to the temples of the Jains, all of them very perfect, all very elaborate, and all very sumptuous, but one and all destitute of creative genius. You admire them for their rich decoration but you cannot help being struck with their narrow nerveless design; and you gaze unmoved at their composed and icy images. It has always been so with the Jains. They have produced wonderful edifices—like the Dilwara Temple of Mount Abu—each a *tour de farce* in its own way—but wonderful by reason of its lavish and costly ornamentation rather than any mastery over design. The Jains, as you know followed the Buddhists at an early date in adopting iconism in their religion, but even at the beginning of the Christian era their sculptures displayed the same nerveless character that thay do in midaeval and later times. They are stone and nothing more than stone executed with great precision and just as well finished as Buddhist work, but they are flat, schematic and lifeless, and almost at any given stage you will find that they anticipate the decline which subsequently overtook the art of the Buddhists. This fact I may mention, (which has only recently been recognised) renders it dangerous to utilise Buddhist works as a basis for determining on grounds of style the age of Jain Works or *vice versa*.

—અપૂર્ણ.

# ज्ञान चर्चा.

**પ્રશ્ન ૧ લો.**—સમકિત મોહની એટલે શું ? કર્મ ગ્રંથમાં એમ લખ્યું છે કે ઝીણી વાતમાં મુઝાવું એનું નામ સમકિત મોહની; તો ઝીણી વાત તે કઇ ?

કલકત્તાથી હિરાચંદ શેવકરણનો આ પ્રશ્ન છે.

ઉત્તર—કર્મગ્રંથમાં લખ્યું કે ઝીણી વાતમાં મુઝાવું તેનું નામ સમકિત એ વાત સાવ સાચી છે. ઝીણી વાત તે આત્મજ્ઞાનની વાત. મોટા મોટા સાધુરાજો, વિદ્વાનો, તપસ્વીઓ અને સંપ્રદાયના આગ્રહીઓ તથા ભગજાળમાં ગુંથાઇ ગએલા મુનિઓ પણ જ્યારે શુદ્ધ ચૈતન્ય આત્મસ્વરૂપની વાત આવે છે ત્યારે સંપૂર્ણ સમજી શકતા નથી અને મોહ પામી જાય છે. જગતમાં સૌથી ઝીણી એટલે સૂક્ષ્મ વાત તે અધ્યાત્મવાત છે. જે મુમુક્ષુ આત્મજ્ઞાનને સમજીને સમાઇ ગયો તે તરી ગયો જાણવો. આત્મજ્ઞાનની વાતની સાચી સમજણ તો પૂર્વના બળવાન્ શુભ સંસ્કારો હોય તોજ થાય છે. જે આત્મજ્ઞાનની વાતને સમજીને સમાઇ ગયો તે કૃતાર્થ છે અને એથી બીજી મોટી પ્રાપ્તી કોઇ પણ દર્શનકારે બતાવી નથી. સર્વ દર્શનકારો આત્મજ્ઞાનને સંપૂર્ણ સમજવું એનેજ સર્વોત્કૃષ્ટ પ્રાપ્તિરૂપ જણાવે છે. જ્યાં સુધી જીવ આત્મસ્વરૂપને પ્રભુ રૂપમાં ઓળખતો નથી ત્યાં સુધી જ તે ભવસાગરમાં ભૂલવણીમાં ગોથાં ખાય છે. ગમે તો આત્માનંદનો અનુભવ હમણાં કરે અથવા તો અનંત જન્મ પછી કરે પણ જ્યારે આત્માનંદની પ્રાપ્તિ થશે ત્યારે જ મોક્ષ મળવાનો-છે તે પહેલાં કદિ પણ કોઇનો મોક્ષ થયો નથી, થવાનો નથી અને થશે પણ નહિ આત્મજ્ઞાનને સમજવું જેમ અગત્યનું છે તેમ તે જ્ઞાન સૂક્ષ્મ પણ અત્યંત હોવાથી તેને મોટા મોટા સંપ્રદાય–સંઘાડાના ગચ્છાધિપો પણ ઘણે ભાગે હાલમાં સમજી શકતા નથી. વસ્તુસ્થિતિ આવી હોવાથી ઝીણી વાતમાં એટલે આત્મજ્ઞાનમાં મુઝાવું એવા આશયવાળું સમકિત મોહનીનું લક્ષણ કર્મગ્રંથમાં આપેલું છે તે પરમ સત્ય છે. કર્મ ગ્રંથની પ્રવૃત્તિ આત્માને પ્રભુરૂપે ઓળખવા માટે જ થએલી છે તેને માટે ગ્રંથને છેવટે દેવેંદ્રસૂરિ ફરમાવે છે કે "આયસરટ્ટા" આત્માને સંભાળવા માટે આ કર્મગ્રંથની પ્રવૃત્તિ છે. આત્માને ઓળખવા માટે જ દેવેંદ્રસૂરિએ કર્મગ્રંથ લખ્યો છે. આત્મા એ પ્રભુ છે, સિદ્ધ છે, અનંતજ્ઞાની છે, અનંત દર્શની છે, અનંત સુખ નિધાન છે, વગેરે વાત જ્યારે થાય છે ત્યારે સંપ્રદાયના ઝપાટામાં સપડાઇ ગએલા ક્રિયાજડત્વીઓ તે વાતની પકડ કરી શકતા નથી એવું જ્યારે દેવેંદ્રસૂરિના જાણવામાં આવ્યું ત્યારે તેમણે લખ્યું કે ઝીણી વાતમાં મુઝાવું તેનું નામ સમકિત મોહની. મોહની ત્રણ પ્રકારે છે મિથ્યાત્વ મોહની, મિશ્ર મોહની અને સમકિત મોહની કેવળ દેહદૃષ્ટિ કે બહિર્દૃષ્ટિ અને કેવલ બહિર્દૃષ્ટિ એ ક્રિયાજડત્વ તે મિથ્યાત્વ મોહની છે, જગતના ઘણા જીવોને મિથ્યાત્વ મોહનીનો ઉદય હોવાથી તેઓને આત્મજ્ઞાન સંબંધી ગમે તેવી પવિત્ર વાત કરવામાં આવે તો પણ તે વાત તેને ગમે ઉતરેજ નહિ; એ તો પોતાનો કક્કોજ ઘુંટયા-કરે, પોતાના વાડાને જ સર્વોપરી સમજીને અને તેમાં જ દુરાગ્રહ બુદ્ધિ રાખીને બહિર્દૃષ્ટિએ ભગજાળ, ક્રિયાજડત્વ, મમત્વબુદ્ધિ, વગેરેમાં પોતાની અમૂલ્ય જીંદગી પુરી કરે છે અને આખી જીંદગીમાં તે આત્માનંદનો અનુભવ મેળવી શકતો નથી. કેટલાક

તો મિથ્યાત્વ મોહના ઉદયથી પોતાના વાડામાં બતાવેલી ક્રિયામાં–રચ્યા રહેવાનો દંભ રાખવાને–આત્મજ્ઞાન માની લે છે અને તેથી તેઓ ઘણા કાળમાં પણ સત્ય આત્મજ્ઞાનને મેળવી શકતા નથી. આમ થવાનું કારણ મિથ્યાત્વની બહુલતા છે અને તેમને સમર્થ આત્મજ્ઞાની પુરૂષો મળ્યા નથી એ પણ કારણ છે, કેટલાક મિથ્યાત્વ મોહનીના ઉદયવાળા કંઇક સરળ હોય છે અને તેમને આત્મજ્ઞાન સંબંધી કાંઇક ઉપદેશ આપવામાં આવે છે ત્યારે તેમને તે વાતની કાંઇક રૂચિ થાય છે અને પોતે જો વગર સમજ્યે અથવા અંધ પરંપરાએ પોતાના વાડાની જાળમાં ગુંથાઇ ગયો હતો અને કેવલ દેહદષ્ટિ કે બહિર્દષ્ટિએ વર્તતો હતો તેમાં શંકા પડી જાય છે ત્યારે તેમનું વલણ કેવલ બહિર્દષ્ટિએ નહિ જતાં કાંઇક આત્મજ્ઞાન તરફ વળે છે એટલે કે આત્મા એ કાંઇક વસ્તુ છે એને જાણવાની સહેજ ઇચ્છા પ્રકટે છે અને તેની સાથે પોતે ઘણાં વરસો સુધી બહિર્દષ્ટિએ ક્રિયાજડત્વાદિ રૂપે પ્રવૃત્તિ કરી પણ તેમાં તેને કાંઇ અલૌકિક પ્રાપ્તિ નહિ થવાથી તે દેહદષ્ટિ એટલે બહિર્દષ્ટિમાં શંકા પડી જાય છે. આવા સંયોગોમાં તેવા સાધકોની વૃત્તિ મિશ્રપણે વરતે છે. એટલે કે પ્રવૃત્તિ મિથ્યાત્વ મોહનીરૂપ બહિર્દષ્ટિમાં કે આત્મવિમુખત્વમાં હોય છે છતાં શંકા પણ પડેલી હોય છે ત્યારે તે મિશ્ર મોહની કહેવાય છે. જ્યારે બહિર્દષ્ટિરૂપ કેવલ ક્રિયાજડત્વમાંથી નિવૃત્તિ પામી આત્મજ્ઞાન તરફ વળે છે પણ તેમાં કાંઇક શંકા રહ્યા કરે કે આત્મા તે પ્રભુ હશે કે નહિ હોય, દરેકનો આત્મા સિદ્ધ ભગવાન રૂપ હશે કે નહિ હોય, આત્મામાં અનંત જ્ઞાન છે તો કાં જણાતું નથી એવી કાંઇક શંકા જેવું રહે તથાપિ પ્રવૃત્તિ તો આત્મજ્ઞાન તરફ જ અંતર્મુખ ઉપયોગ રાખવામાં જ હોય તે સમકિત મોહની કહેવાય છે. જ્યારે શંકા કંખાદિ વગર આત્મા એ જ પ્રભુ છે, સચ્ચિદાનંદમય છે, વગેરે સમજાણુ આવે છે ત્યારે સમકિત સ્પર્શ્યું કહેવાય છે. આત્માની પ્રતીતિ થયા છતાં પણ આત્મા એ જ શું સિદ્ધ હશે? એવી જે કાંઇક મુંઝવણ તે જ સમકિત મોહની. સમકિતમોહની ગઇ એટલે કામ થયું જાણવું. સમકિત મોહનિમાં પણ ઘણા જીવો મુંઝાયા કરે છે. આત્મા એ જ પ્રભુ છે એ વાત સમજાવી એ કાંઇ જેવી તેવી વાત નથી. અંતર્દષ્ટિના ઉપયોગદ્વારા અને સંત સમાગમથી સમકિત મોહની જાય છે અને આત્મા એજ સર્વ શક્તિવાન પ્રભુ છે એવો પ્રત્યક્ષ અનુભવ થાય છે. આ અનુભવ કેવલ આનંદમય છે. જેને એનો અનુભવ થયો છે તે પ્રભુતુલ્ય છે. આત્માનંદને પામેલાને અખિલ વિશ્વમાં સર્વત્ર આનંદનો જ અનુભવ થાય છે. તે જ્યાં જુએ ત્યાં આનંદ, આનંદ ને આનંદ જ. અખંડાનંદનો અનુભવ મેળવવા માટે અંતર્દષ્ટિને મેળવી જોઇએ. સંઘાડામમત્વ ધર્યા વગર અને સરળતા આવ્યા વગર સત્ય અનુભવ થવો મુશ્કેલ છે માટે જે મુમુક્ષુઓને આત્માનંદમાં મહાલવાની ઇચ્છા થાય તેમણે સંઘાડા-મમત્વને તજી દઇ સરળ થઇને આત્મનિષ્ઠ પુરૂષો પાસેથી વિનયપૂર્વક શિષ્ય બની અંતર્દષ્ટિ ઉપયોગની પ્રક્રિયા શિખી લઇને સાદરપૂર્વક તેનો યત્ન સેવવો. અંતર્દષ્ટિના પ્રયાસવડે વાણી, મન, શરીર, શ્વાસ, વગેરેની સ્થિરતા થશે અને છેવટે આત્માનંદરૂપ પરમ શાન્તિની પ્રાપ્તિ થશે આત્માને પ્રભુ રૂપે ઓળખવાનો સરળ ઉપાય તો સત્સમાગમ મુખ્યત્વે કરીને ઉત્તમ છે. સત્સમાગમવડે સમકિત મોહનીનો પ્રલય થાય છે અને આત્મા જાતે પ્રભુ હશે કે કેમ? હોય તો કાં નથી જણાતો? વગેરે વહેમો દૂર થઇ જાય છે એટલુ જ નહિ પણ તે સાધક આત્માને ઇશ્વર રૂપે જ જોઇ દાતાને સંપૂર્ણ ભાગ્યશાળી બને છે.

**પ્રશ્ન બીજો:**—જૈનોમાં સમાધિ ચડાવવાનો માર્ગ બતાવ્યો છે? બતાવ્યો હોય તો હાલના કોઈ જૈન સાધુ અગર શ્રાવક કેમ સમાધિ ચડાવતા નથી? તમે જે સમાધિયોગ જાણો છો તે જૈન શૈલી પ્રમાણે છે કે વેદાન્ત શૈલી પ્રમાણે છે?

આ સ્વામી કેવલાનંદજીનો પ્રશ્ન છે.

**ઉત્તર:**—જૈન માર્ગ એજ સમાધિ માર્ગ છે. જ્યાં અસમાધિ છે એટલે સમાધિ નથી ત્યાં જૈન માર્ગ પણ નથી. જૈન સૂત્રો પણ સમાધિ માર્ગ ઉપરજ રચાયાં છે. જૈન ધર્મના પહેલા તીર્થંકર શ્રી ઋષભદેવજીએ આખા ભરતક્ષેત્રમાં સૌથી પ્રથમ સમાધિ માર્ગનો ફેલાવો કર્યો હતો. ચરમ તીર્થંકર શ્રી મહાવીર સ્વામીએ તો સંસાર ત્યાગ કરીને લગભગ લાગલાગટ સાડાબાર વર્ષ સુધી જંગલાદિમાં વિચરીને આત્મધ્યાન રૂપ સમાધિ માર્ગનીજ સાધના કરી હતી. જૈનોમાં સમાયિક છે તે પણ ધ્યાનરૂપ સમાધિ સાધવા માટેજ કહેલ છે. ખુદ મહાવીર સ્વામી ત્રાટક મુદ્રા સાધતા હતા તેને માટે શ્રી ભગવતી સૂત્રમાં કથન છે કે જ્યારે ચમરેંદ્ર, શક્રેંદ્રના ભયથી ભાગ્યો અને શ્રી મહાવીર પ્રભુના ચરણમાં નીચે પેશી ગયો ત્યારે શ્રી મહાવીર સ્વામી મેષોન્મેષરહિત—મટકાં માર્યા સિવાય એક પુદ્ગલ ઉપર દૃષ્ટિ સ્થાપીને ઉપવાસો સહિત ઉભા હતા. જૈનોમાં ૭ પ્રકારનાં બાહ્ય તપ અને ૭ પ્રકારનાં અભ્યંતર તપ કહેલાં છે તેમાં બાહ્ય તપ કરતાં અભ્યંતર તપની કીંમત ઘણીજ વિશેષ છે. અભ્યંતર તપોમાં પણ ધ્યાન અને કાયોત્સર્ગ એટલે સમાધિની કિંમત સર્વોત્કૃષ્ટ છે. એ બતાવી આપે છેકે દરેક જૈનોએ ધ્યાન અને કાયોત્સર્ગ—સમાધિ અવશ્ય જાણવાંજ જોઇએ. ધ્યાન સિદ્ધ થાય ત્યારેજ દેહદૃષ્ટિનો વિલય અને કેવલ આનંદરૂપ સમાધિ માંપડે છે માટેજ ધ્યાન પછી કાયોત્સર્ગ એટલે કાયાનો ઉત્સર્ગ એટલે દેહભાવના અભાવરૂપ દેહદૃષ્ટિ કે દેહાધ્યાસની વિલયતા કહેલી છે. કાયોત્સર્ગ એટલે દેહભાવના અભાવ રૂપ સમાધિને જૈન સૂત્રોમાં સૌથી ઉત્તમ કહેલ છે. શ્રી મહાવીરાદિ તીર્થંકરો પણ કાયોત્સર્ગરૂપ સમાધિ માર્ગને અનુસર્યા હતા. ધ્યાન અને કાયોત્સર્ગ એટલે સમાધિદ્વારા કેવલ આત્માનંદને પામવા રૂપજ જિન સિદ્ધાંત છે માટે શ્રી સમાધિ માર્ગ એજ કેવલ વીતરાગનો અભિમત છે. જૈનોમાં જે જે મોક્ષ પામ્યા છે તે તે ધ્યાન અને સમાધિ વડેજ મોક્ષ પામ્યા છે એમ શ્રી વીતરાગદેવે પોતાના અભેદમાર્ગમાં કહેલું છે તે પરમ સત્ય છે. સર્વ જૈન સૂત્રો અને ગ્રંથોનો સારાંશ માત્ર એટલોજ છે કે ધ્યાન અને સમાધિદ્વારા આત્માનંદનો અનુભવ મેળવવો. દૃષ્ટિ સ્થિર કરવી, આસન જય કરવો, શ્વાસ જય કરવો, મનોજય કરવો, વિગેરે વિષયો જૈન સૂત્રોમાં જોવામાં આવે છે એટલુંજ નહિ પણ પરંપરામાં થએલા સમર્થ વિદ્વાનો પૈકી ૧૪૪૪ ગ્રંથના રચનારા હરિભદ્રજી મહારાજે યોગબિંદુ, યોગદૃષ્ટિ, વગેરે ગ્રંથો લખ્યા છે; કલિકાલ સર્વજ્ઞ શ્રીમાન્ હેમચંદ્રસૂરિએ યોગ શાસ્ત્ર બનાવેલ છે; શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયે યોગદૃષ્ટિની સજાય બનાવેલ છે; શ્રીમાન્ આનંદઘનજી મહારાજે પણ સમાધિયોગ ઉપર પદો બનાવેલાં છે; વર્તમાન સમયમાં કેટલાંક કારણોને લઇને સમાધિ માર્ગ બંધ પડેલો જણાય છે. સાધુ ઉપર ધ્યાન કરવાની મોટી ફરજ છે છતાંપણ હાલમાં ઘણે ભાગે સાધુ લોકો તેમ કરતા નથી ત્યારે શ્રાવકો તો તે વાત જાણેજ ક્યાંથી!!! આવી સ્થિતિ છતાં પણ પંન્યાસજી શ્રી કેશરવિજયજી મહારાજ તથા આત્મનિષ્ઠ શ્રી પદ્મવિજયજી મહારાજ

વગેરે-શાન્ત જૈન મુનિઓ સમાધિ માર્ગને શ્રી મહાવીરાદિ-જે પ્રમાણે અનુસર્યા હતા તે પ્રમાણે અનુસરે છે અને તે તેમની શાન્તિ દ્વારા પ્રત્યક્ષ અનુભવાય છે. હાલમાં ઘણે ભાગે જૈન સમાજમાંથી ધ્યાન અને સમાધિમાર્ગ વિચ્છેદ ગએલો ઘણાને જણાય છે પણ તેથી જૈન ધર્મમાં સમાધિ માર્ગ નથી એમ કહેવાયજ નહિ. સમાધિ ઉપર તો શ્રી વીતરાગનાં અભેદમાર્ગનો પાયો છે,

હું જે કાંઇ સમાધિયોગ જાણું છું તે સંબંધી વધારે વાતચીત રૂબરૂમાં થઇ શકે તેમ છે તો પણ અત્રે જણાવું છું કે હું શ્રી વીતરાગના અભેદ માર્ગમાં બતાવેલ સમાધિયોગને અનુસરૂં છું કે જે સમાધિયોગ વેદાન્તને પણ પરમ માન્ય છે. શ્રી વીતરાગ દેવે બતાવેલો સમાધિમાર્ગ સર્વ પ્રાણી અને સર્વ દર્શનથી અવિરૂદ્ધ છે. અવીતરાગનાં વચનોમાંજ વિરૂદ્ધતા અને લડાલડી છે પણ શ્રી વીતરાગના અભેદ માર્ગમાં તો અવિરૂદ્ધતા એટલે સમાનતાજ છે. इत्यलम् ॐ शान्तिः शान्ति शान्तिः

તા. ૨૭-૩-૧૯૧૬
રાજકોટ-કાઠિઆવાડ. } ગોકુલદાસ નાનજીભાઇ ગાંધી.

# ઈતિહાસ-સાહિત્ય અંકની સમાલોચના.

પર્યુષણ પર્વના ખાસ અંક તરીકે નીકળેલ "જૈન ઇતિહાસ-સાહિત્ય અંક" અત્રે સવેળા મળેલ હતો, આખો લેખ વાંચવા વિચારવા જેવો છે. જૈન તપગચ્છની પટ્ટાવલી, વગેરે મોટા મોટા લેખો તંત્રી તરફથીજ બહાર પડેલા હોઈ તે માટે વિદ્વાન્ તંત્રી સાહેબ મોહનલાલ ભાઇને ધન્યવાદ ઘટે છે. શ્રીયુત નાથુરામ પ્રેમી તરફથી દિગંબરસંપ્રદાયના ઐતિહાસિક લેખો જોઇને આનંદ થાય તેવું છે. આ લેખમાં જો કયા કયા જૈન સંપ્રદાય, ઉપસંપ્રદાયો ક્યારે ને કોણે કાઢયા અને તે વાત ઐતિહાસિક દષ્ટિએ બરાબર છે કે નહિ? તે સવિસ્તર લખવામાં આવ્યું હોત તો ખાસ કરીને જૈન સમાજને ઉપયોગી થાત. જો કે પટ્ટાવલીમાં કેટલીક હકીકત આવી જાય છે પણ તેથી સંપૂર્ણ સંતોષ વાચક વર્ગને થાય એમ જણાતું નથી. જૈન કોમમાં ઇતિહાસ સાહિત્યની ખાસ ખામી છે. પટ્ટાવલીઓમાં જે ઇતિહાસાંશ જોવામાં આવે છે તે પણ સંતોષકારક નથી. દરેક પટ્ટાવલીમાં પોતપોતાની પરંપરાની બડાઇ અને બીજાની હલકાઇ જોવામાં આવે છે. ઇતિહાસ લખનારાઓ નિષ્પક્ષપાતી હોવા જોઇએ. પક્ષપાતી ઇતિહાસો કેટલીક વખત બીજાઓને અન્યાય આપવા જેવું કરે છે. ઇતિહાસાદિના સંબંધમાં જૈનોની કફોડી સ્થિતિ છતાં હેરલ્ડના અધિપતિ સાહેબ મોહનલાલ દલીચંદ દેશાઇ બી. એ. એલ. એલ. બી. તરફથી સચિત્ર જે ખાસ અંક બહાર પડેલ છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

આ અંકમાં મહાવીર પ્રભુનાં, હેમચંદ્રાચાર્યજીનાં અને તાડપત્રના ચિત્રો જોઇ આનંદ થાય છે. આ ચિત્રો દરેક રીતે મોહક છે એટલુંજ નહિ પણ કુદરતી ભાવ પણ ઘણોજ સારો આવ્યો છે. આ ચિત્રોની આશાતના નહિ કરતાં દરેક જણે તે ચિત્રોને મહાવીને ઘરમાં રાખવા લાયક છે. નગ્ન સત્યનું ચિત્ર પણ ખાસ ઉપદેશક છે. સત્યના રૂપમાં સત્ય કહેવાથી અત્યારે આપણી જૈન કોમના દરેક સંઘાડા-વાડા વાળાઓ ભડકી ઉઠયા વગર રહેતા નથી. સત્યથી નહિ ભડકનાગ વિરલ અને ભડકનારાના ટોળે ટોળાં છે.

એકંદરે આ લેખ-અંક ઘણો સારો એટલે મારા લેખોથી ભરપુર અને દળદાર છે. આવો લેખ વાંચી જવાની દરેકને જરૂર છે. હાલમાં જૈનશ્વેતાંબર સંપ્રદાયોમાં જે માસિકો નીકળે છે તેમાં ખાસ અંકની દૃષ્ટિએ જોતાં જૈનશ્વેતાંબર કોનફરન્સ હેરલ્ડ પહેલે નંબરે આવે છે. જૈનોમાં કેટલાંક માસિકો તો ૩૦ વર્ષ થયાં નીકળ્યાં કરે છે પણ તે જૂની રૂઢિનાં અને નીરસ જેવાં નીકળે છે, એટલુંજ નહિ પણ પરમસત્ય કે જે વડેજ મુક્તિ મળે છે તે પરમસત્યાંશ પણ તેમાં જોવામાં આવતો નથી. ભાવાર્થ એવો છે કે જૈનશ્વેતાંબરનાં બીજાં માસિકો કરતાં આ માસિક વધારે સારૂં કામ કરે છે. સ્થાનક વાસી બંધુઓમાં જે ચોપાનીઆ નીકળે છે તેમાં રા. રા. વાડીલાલ મોતીલાલ શાહનું માસિક ત્રિમાસિક ખાસ ધ્યાન ખેંચનારૂં છે.

જૈનકો. હેરલ્ડમાં પૃષ્ઠો વધારવાની જરૂર છે. પર્યુષણના એક પછી એકાદ વખત ૪૦ પૃષ્ઠ આવ્યાં હતાં તે ઉપરથી એવી આશા કેટલાકે બાંધી હતી કે હવેથી ૪૦ પૃષ્ઠજ આવ્યા કરશે પણ પાછાં ૩૨ પૃષ્ઠ થઇ ગયા છે. જો કે હાલમાં કાગળની મોંઘવારી ચાલે છે તો પણ ૪૦ પૃષ્ઠો દરમાસે બહાર પડશે તો વધારે વાચન જૈનકો મેમ્બરે કોનફરન્સ ઓફીસ તરફથી અપાયું ગણાશે.

ડીસેમ્બરના અંકમાં તંત્રીના નિવેદનમાં જણાવવામા આવ્યું છે કે ચાર મહિના પછી લગભગ હાલના તંત્રી સાહેબ પોતાના તંત્રીપદને છોડશે. આ કોઇ પણ રીતે ઇચ્છવા જોગ નથીજ જ્યારથી આ તંત્રી સાહેબના હાથમાં હેરલ્ડ આવ્યું છે ત્યારથીજ આ હેરલ્ડ સુધરતું જાય છે. તંત્રી સાહેબે ગમે તેટલી મુસ્કેલી વેઠીને પણ આ કાર્ય છોડવું નહિ જોઇએ તેમજ જૈન કોમના આગેવાનોએ પણ આ બાબતના રા. રા. મોહનલાલભાઇને આગ્રહ કરીને તંત્રી તરીકેનું કામ તેઓજ કર્યા કરે તેવી ગોઠવણ કરવા જરૂર છે.

પર્યુષણનો ખાસ અંક વાંચી જવાથી ઘણી નવી બાબતો જણવામાં આવશે. **ઇત્યલમ્ ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ**

તા. ૨૭-૩-૧૬     લી.

રાજકોટ-કાઠિઆવાડ.     **ગોકુલદાસ નાનજીભાઇ ગાંધી**

# દશમી શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ, મુંબઈ.

## તેનું થયેલું કામકાજ.

સંવત ૧૯૭૧ ના માહા માસમાં સુજાનગઢ ખાતે નવમી કૉન્ફરન્સ વખતે માંગણી કર્યા મુજબ આપણી મહાન કૉન્ફરન્સનુ દશમુ અધિવેશન મુંબઇમાં ભરવાનુ નક્કી કરવા માટે મુંબઇના-શ્રી સકળ જૈન સંઘની જાહેર સભા તા. ૧૦-૩-૧૯૧૬ સંવત ૧૯૭૨ ના ફાગણ વદ ૧ સોમવારે રાત્રે શ્રી ગોડીજી મહારાજના ઉપાશ્રયમાં સંઘપતિ શેઠ રતનચંદ ખીમચંદના આમંત્રણથી બોલાવવામાં આવી હતી. તે વખતે ઘણા જૈન બંધુઓએ પોતાના અમુલ્ય ટાઇમનો ભોગ આપી ભાગ લીધો હતો. સર્વાનુમતે ઠરાવ કરવામાં આવ્યો કે 'દશમી શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સનુ અધિવેશન મુંબઇ શહેરમાં તા. ૨૧-૨૨-૨૩ એપ્રીલ સને ૧૯૧૬, સંવત ૧૯૭૨ ના ચૈત્ર વદી ૪-૫-૬ શુક્ર, શનિ, રવી ના દિવસોએ કરવું." તે પ્રસંગ માટે રીસેપ્શન કમીટીની નીમણૂક મેમ્બરો વધારવાની સત્તા સાથે કરી ૯૪૦ મેમ્બરોને ચુંટી કાઢવામાં આવ્યા.

રીસેપ્શન કમીટીના પ્રમુખ તરીકે શેઠ કલ્યાણચંદ શોભાગચંદની નીમણૂક કરવામાં આવી તથા ચીફ સેક્રેટરીઓ તરીકે ગ. રા. મોતીચંદ ગીરધરલાલ કાપડીઆ સોલીસીટર તથા રા. રા. મકનજી જુઠાભાઇ મ્હેતા બારીસ્ટર એટ-લૉની નીમણૂક કરવામાં આવી હતી. ઉપ પ્રમુખ તરીકે ૨૦ નામો બીજા નામો વધારવાની સત્તાસાથે ચુંટી કાઢવામાં આવ્યા.

કૉન્ફરન્સના પ્રમુખ તરીકે શેઠ બાલાભાઈ મગનલાલ નાણાવટી એલ, એમ એન્ડ એસ ની પસંદગી કરવામાં આવી. આમંત્રણ કરવા માટે નીચેના ગ્રહસ્થોનું ડેપ્યુટેશન વડોદરે મોકલવાનું નક્કી કર્યું.

| | |
|---|---|
| શેઠ મોતીલાલ મુળજી | શેઠ મોહનલાલ હેમચંદ |
| શેઠ અમરચંદ કલ્યાણચંદ | શેઠ મણીલાલ સુરજમલ. |

કૉન્ફરન્સના ડેલીગેટોની ફી રૂ. ૩) રાખવી, ભોજન ઉતારાની અગવડ સેનાર પાસેથી રૂ. ૫ ફીના લેવા. વીઝીટરની ફી રૂ. ૮, અને રીસેપ્શન કમીટીના મેમ્બરોની ફી ઓછામાં ઓછી રૂ. ૧૦ લેવા નક્કી કર્યું.

વોલંટીઅર કમીટીના પ્રમુખ તરીકે શેઠ નરોતમ ભાણજી અને સેક્રેટરીઓ તરીકે રા. રા. લેહેરૂભાઇ ચુનીલાલ તથા રા. રા. મણીલાલ મહોકમચંદને નીમવામાં આવ્યા. બાદ ગોડીજી મહારાજની જય બોલાવી સંઘ વિસર્જન થયો હતો.

ત્યાર બાદ પાંચ મેમ્બરોનું ડેપ્યુટેશન વડોદરા પ્રમુખ સાહેબને વિનતિ કરવા ગયું હતું. તેને પરિણામે ડૉ. બાલાભાઈ મગનલાલ નાણાવટીએ વિના સંકોચે ખુશીથી પ્રમુખ પદ સ્વીકાર્યું હતું અને તારથી સંમતિ જણાવી હતી.

રીસેપ્શન કમીટીની એક મીટીંગ તા. ૨૨-૩-૧૬ બુધવારે રાત્રે શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ ઓફીસમાં મળી હતી તે વખતે આશરે ૪૦ મેમ્બરો એકઠા થયા હતા. પ્રમુખ સ્થાને શેઠ કલ્યાણચંદ શોભાગચંદ બીરાજ્યા હતા. શરૂઆતમાં આગલી મીટીંગનું કામ

વંચાયા બાદ તૈયાર કરેલો આમંત્રણ પત્રિકાનો ખરડો રજુ કરવામાં આવ્યો તે સર્વાનુમતે પસાર કર્યો. અને બીજા ૫૦ મેમ્બરોનાં નામ રીસેપ્શન કમીટીમાં દાખલ કરવામાં આવ્યા તેમજ શેઠ ખીમજી ડાયાણીનું નામ ઉપપ્રમુખ તરીકે દાખલ કરવામાં આવ્યું. ત્યાર બાદ મેમ્બરો વધારવાની સત્તા સાથે કમીટીઓ નક્કી કરી.

વૉલંટીઅર કમીટીના મેમ્બરોનાં નામ નીચે પ્રમાણે:—

પ્રમુખ—શેઠ નરોત્તમ ભાણજી

સેક્રેટરી—રા. રા. લહેરૂભાઇ ચુનીલાલ અને મણીલાલ મહોકમચંદ

મેમ્બરો—રા. રા. ભગવાનજી હેમચંદ, રા. રા. કરશનદાસ ગોવીંદજી

„ દેવચંદ ભગવાનદાસ „ વીરજી ચત્રભુજ

„ કેશવલાલ લલ્લુભાઇ „ જેઠાભાઇ આણંદજી

„ કાનજી કરમશી માસ્તર „ વાડીલાલ દોલતચંદ-બારોડીયા

„ શીવજી ચત્રભુજ.

ત્યાર બાદ ઉતારા તથા ભોજન કમીટીની નીમણુક મેમ્બરો વધારવાની સત્તા સાથે કરવામાં આવી:—

પ્રમુખ—શેઠ ગુલાબચંદ દેવચંદ

સેક્રેટરી—શેઠ હીરાચંદ વસનજી અને શેઠ મુળચંદ હીરજી

મેમ્બરો શેઠ બાલુભાઇ મોતીચંદ હરખચંદ

„ વાડીલાલ સાંકળચંદ — શેઠ અમૃતલાલ કેવળદાસ

„ હાથીભાઇ કલ્યાણજી — „ ફુલચંદ ખુશાલ

„ હેમચંદ સ્વરૂપચંદ — „ ચુનીલાલ વીરચંદ

„ લલ્લુભાઇ કરમચંદ — „ મણીલાલ કેશરીમંગ

„ વીરચંદ કેવળ — „ નાનચંદ શામજી

„ સવચંદ કચરાભાઇ — „ પરશોતમ ઝવેરચંદ

„ છગનલાલ સવચંદ — „ મણીલાલ સુરજમલ

„ મણીલાલ લહેરચંદ — „ હરીભાઇ અમીચંદ

„ હીરાલાલ બકોરદાસ — „ નવલાજી ડુંગાજી

„ નાનચંદ ગુલાબચંદ — „ હીરજી કાનજી મણશી

„ શીવજી લધા — „ દામજી કેશવજી

હેલ્થ આફીસર તરીકે ડૉ. નાનચંદ કસ્તુરચંદ મોદી તથા ડૉ. પુનશી હીરજી મૈશરીને નીમવામાં આવ્યા.

ત્યાર બાદ મંડપ તથા ટીકીટ કમીટીના મેમ્બરો બીજા મેમ્બરો વધારવાની સત્તા સાથે નીમવામાં આવ્યા.

પ્રમુખ—શેઠ દેવકરણ મુળજી

સેક્રેટરી—રા. ગ. મારાભાઇ મગનલાલ મોદી

„ ચુનીલાલ મુળચંદ કાપડીઆ

મેમ્બરો શેઠ છોટાલાલ વી. સરાફ

„ રત્નચંદ તલકચંદ — શેઠ વીરજી ચત્રભુજ

„ મગનલાલ વાધજી — રા. રા. નરોતમ ભગવાનદાસ શાહ

„ કાનજી કરમશી માસ્તર — શેઠ હાથીભાઇ કલ્યાણજી

„ વીરજી ગાંગજી — „ દલસુખભાઇ વાડીલાલ વીરચંદ

ત્યાર બાદ રેઝોલ્યુશન તૈયાર કરનાર કમીટી મેમ્બરો વધારવાની સત્તા સાથે નીમવામાં આવી. તેના મેમ્બરો નીચે પ્રમાણેઃ—

પ્રમુખ—રા. રા. લખમશીભાઈ હીરજી મૈશરી

સેક્રેટરી—રા. રા. મકનજી જુઠાભાઇ મ્હેતા બારીસ્ટર

„ મોતીચંદ ગીરધરલાલ કાપડીઆ સોલીસીટર

મેમ્બરો—રા. રા. હીરાચંદ લીલાધર ઝવેરી

„ સાકરચંદ માણેકચંદ ધડીઆળી

„ મોહનલાલ દલીચંદ દેશાઇ

„ નરોતમદાસ ભગવાનદાસ — રા. રા. લલ્લુભાઇ કરમચંદ

શેઠ અમરચંદ ઘેલાભાઇ — „ સારાભાઇ મગનલાલ મોદી

„ હાથીભાઇ કલ્યાણજી — „ ડૉ. નાનચંદ કસ્તુરચંદ મોદી

„ જીવરાજ ભીખાભાઇ — „ ચુનીલાલ મુળચંદ કાપડીઆ

„ જેઠાભાઇ આણંદજી — „ ઉમેદચંદ દોલતચંદ બરોડીઆ

રા. રા. ખીમજી હીરજી કાયાણી — „ વેલજી આણંદજી મૈશરી

„ ફકલભાઇ ભુદરભાઇ — „ પુનશી હીરજી મૈશરી

„ ધીરજલાલ પી. સરાફ — „ ડૉ. ત્રીભોવનદાસ લેહેરચંદ

શેઠ ગુલાબચંદ દેવચંદ — „ રાયચંદ દયાચંદ ઝવેરી બારીસ્ટર

રા. રા. ચંદુલાલ નાણાવટી — „ ધનજી ચત્રભૂજ

રેઝોલ્યુશન કમીટીની એક મીટીંગ તા. ૨૪-૩-૧૬ શુક્રવારે રાત્રે રા.રા. મકનજી જુઠાભાઈ મ્હેતાને ત્યાં રાત્રીના ૭ા વાગે મળી હતી. તે વખતે ડૉ. ત્રીભોવનદાસ લેહેરચંદ શાહે પ્રમુખ સ્થાન લીધું હતું. સેક્રેટરી તરીકે કામ કરવાની રા. રા. મકનજીભાઇ તથા રા. રા. મોતીચંદભાઇએ બીજાં સેક્રેટરીનાં કામોના દબાણને લીધે પોતે રાજીનામાં આપવાથી તેમની બદલીમાં સેક્રેટરીઓ તરીકે રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઈ તથા રા. રા. ઉમેદચંદ દોલતચંદ બરોડીઆને નીમવામાં આવ્યા. ત્યાર બાદ ડ્રાફટ રેઝોલ્યુશનનો ખરડો સુધારા વધારા સાથે પસાર કરવામાં આવ્યો. અને તેની ૫૦૦ નકલો છપાવી જાહેર પેપરો તથા જૈન વિદ્વાનો તરફ મોકલવાનું નક્કી કર્યું.

વોલંટીઅર કમીટીની એક મીટીંગ તા. ૨૮-૩-૧૬ ની રાત્રે મળી હતી તે વખતે નીચે મુજબ કામ કાજ કરવામાં આવ્યું:—વોલંટીઅરો મેળવવા માટે વર્તમાન પત્રોમાં જાહેર ખબર આપવી, વોલંટીઅરોની આવેલી અરજીઓના જવાબ જાહેર ખબર મુજબ આપવા. ડ્રેસ-કેશરી ફેંટો, કેશરી ઉત્તરાસણ અથવા ડ્સ, સોટી, ખાદી કોટ, પાટલુન અથવા ધોતીયું રાખવું.

ઉતારા તથા ભોજન કમીટીની એક મીટીંગ તા. ૨૮-૩-૧૬ ની રાત્રે મળી હતી તે વખતે પ્રમુખ માટે એક મકાન તથા જુદા જુદા ઉતારા માટે ૪ મકાનની સગવડ કરવાનું નક્કી કરવામાં આવ્યું. ×

મંડપ કમીટીના સભાસદોની એક સભા સંવત ૧૯૭૨ ના ફાગણ વદ ૮ ને સોમવાર તા. ૨૭ મી માર્ચ ૧૯૧૬ ને રોજ રાત્રીના સાડા સાત વાગે મળી હતી તે વખતે સાત સભાસદો હાજર હતા.

મંડપના સંબંધમાં જુદી જુદી યોજનાઓ રજુ કરવામાં આવી હતી છેવટે માધવબાગમાં મંડપ બાંધવાનું નક્કી કરવામાં આવ્યું. મંડપ કમીટી અને ટીકીટ કમીટીના કામની વહેંચણી કરવાનું નક્કી કરવામાં આવ્યું. વળી મી. નરોતમ બી. શાહ (૨) શેઠ નેમચંદ હકમચંદ (૩) શેઠ દયાળજી દુલભજી (૪) શેઠ નરોતમદાસ હરજીવનદાસ (૫) શેઠ વનમાલીદાસ રાયચંદ અને (૬) શેઠ વાડીલાલ રાઘવજીને મંડપ તથા ટીકીટ કમીટીમાં સભાસદ તરીકે દાખલ કરવામાં આવ્યા હતા છેવટે પ્રમુખનો ઉપકાર માની સભા વિસર્જન થઇ હતી.

મંડપ કમીટીના સભાસદોની એક સભા સં ૧૯૭૨ ના ફાગણ વદ ૧૧ તા ૨૯ મી માર્ચ ૧૯૧૬ બુધવારને રોજ રાત્રીના ૭॥ વાગે શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ ઓફીસમાં મંડપ કમીટી તથા ટીકીટ કમીટીના મેમ્બરો નીમવા તથા કામની વહેંચણી કરવા માટે બોલાવવામાં આવી હતી. સભામાં સત્તર ગૃહસ્થો હાજર હતા.

પ્રમુખસ્થાને શેઠ દેવકરણભાઇ મુળજી બીરાજ્યા હતા. શરૂઆતમાં આગલી મીનીટ વાંચી મંજુર કરવામાં આવી બાદ નીચે મુજબ કામકાજ સર્વાનુમતે થયું હતું.

ટીકીટ કમીટીનું કામ નીચેના ગૃહસ્થોને સોપવામાં આવ્યુ.

(૧) શેઠ દેવકરણભાઇ મુળજી ટ્રેઝરર (૨) શેઠ જીવરાજ. બી. શાહ
(૩) શેઠ નેમચંદ હકમચંદ (૪) શેઠ દયાળજી દુલભજી
(૫) શેઠ વાડીલાલ હેમચંદ (૬) શેઠ વનમાલી રાયચંદ
(૭) શેઠ નરોતમદાસ હરજીવનદાસ (૮) શેઠ સારાભાઇ મગનલાલ મોદી.

ડેલીગેટો, રીસેપ્શન કમીટીના મેમ્બરો તથા વીઝીટરો વિગેરે માટેના બેજીઝ ચીફ સેક્રેટરીઓ તરફથી પુરા પાડવામાં આવે તે વહેંચવાનું તથા ટીકીટો વેચવાનું કામ સદરહુ કમીટીએ કરવું અને તેનો યોગ્ય હિસાબ રાખવાનું નક્કી કરવામાં આવ્યું હતું.

મંડપને લગતું સઘળું કામ પાર ઉતારવા માટે નીચેના ગૃહસ્થોની કમીટી નીમવામાં આવી હતી.

૧ શેઠ દેવકરણભાઇ મુળજી ૨ રા. રા. નરોતમ બી. શાહ
૩ શેઠ ઓટાલાલ વી. શેઠ ૪ શેઠ નરોત્તમદાસ ભવાન શાહ
૫ શેઠ રતનચંદ તલકચંદ માસ્તર ૬ શેઠ મગનલાલ બાપજી
૭ શેઠ છગનલાલ જગલાલ ૮ શેઠ ચુનીલાલ મુળચંદ કાપડીઆ સેક્રેટરી.

મંડપ કમીટીને મંડપ બંધાવવા સંબંધી સઘળી ગોઠવણ કરવાનું એટલે કે તેને લગતા કંટ્રાક્ટ આપવાનું તેમજ પ્લેટફોર્મ ઉભો કરવા અને ખુરશી, કોચ તથા કીટસન લાઇટ ડેકોરેમન્સ વિગેરે મંડપને લગતી સઘળી ગોઠવણ કરવાનું કામ સોંપવામાં આવ્યું હતું. કંટ્રાકટરને પોતાને ખર્ચે વીમો ઉતરાવવાનું સૂચવવાનું નક્કી કરવામાં આવ્યું હતું.

---

# દશમી શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ, મુંબઈ.

# The Tenth Jaina Shvetambara Conference BOMBAY,

પાયધુની પોસ્ટ નં. ૩
મુંબઈ તા. ૨૭ માર્ચ ૧૯૧૬

સુજ્ઞ મહાશય,

આ સાથે ઠરાવોનો કાચો ખરડો છપાવીને આપ પ્રત્યે મોકલવામાં આવ્યો છે તો આપને વિનંતિ કે આપ સાર્વજનિક હિત ધ્યાનમાં લઇ તેમાં જે કંઈ સુધારો વધારો કરવાનું યોગ્ય લાગે તે આ પત્ર મળે ત્યારથી પાંચ દિવસની અંદર સૂચવવાની મહેરબાની કરશો, કે જેથી તેની યોગ્યતાપર અવશ્ય ધ્યાન આપવામાં આવે.

વિશેષમાં આપ કોઇ પણ ઠરાવ પર કૉન્ફરન્સના અધિવેશન પ્રસંગે બોલવા માંગતા હો તો સાથે સાથે જણાવવા કૃપા કરશો, તો વક્તાઓની ચુંટણી કરવામાં ઘણી સગવડ પડશે.

આપ જે વિષય ઉપર બોલવા માંગતા હો તે બાબતનો લેખ પણ તૈયાર કરી મોકલી આપવા કૃપા કરશોજી.

આપના કૃપાકાંક્ષી.
મોહનલાલ હેમચંદ દેશાઇ.
ઉમેદચંદ દોલતચંદ બરોડીઆ.
સેક્રેટરીઓ.
ડ્રાફ્ટ રેઝોલ્યુશન કમીટી.

---

# દશમી શ્રી જૈન શ્વેતાંમ્બર કૉન્ફરન્સ, મુંબઈ.

## ( DRAFT RESOLUTIONS. )

**૧ રાજનિષ્ઠા ( Loyalty )**

હિંદના નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જ પ્રત્યે આ જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ પોતાની અંતઃકરણ પૂર્વક ભક્તિ અને રાજનિષ્ઠા જાહેર કરે છે અને હાલની મહાન લડાઇમાં બલપર નીતિનો વિજય થઇ સર્વત્ર શાંતિ સુખ પ્રસરો અને હિંદને ઉંચ્ચું પદ મળો એમ ઇચ્છે છે.

**૨ જૈન તહેવારો ( Jaina Holidays )**

અન્ય કોમોની સાથે જૈન કોમને સરખાવતા તેની સંખ્યા હિંદના વેપારમા તેનો મોટો ફાળો અને તેની ઉપયોગિતા ધ્યાનમા લઇ મુબઈ સરકાર તથા બીજા ઇલાકાની સરકાર તેમજ મોટા દેશી રાજ્યો જૈનોનાં ઓછામા ઓછાં બે પર્વો ( શ્રી મહાવીરનો જન્મદિવસ અને સંવત્સરી ) જાહેર તહેવારો તરીકે પાળવાનુ જાહેર કરશે એમ તેમને આ કૉન્ફરન્સ નમ્ર અને આગ્રહ પૂર્વક અરજ કરે છે

**૩ ધાર્મિક શિક્ષણ ( Religious Education )**

ધાર્મિક સંસ્કાર વગરની કોઇ પણ જાતની કેળવણી નકામી છે અને હાલ જડવાદનો નિરંકુશ પવન જોસભેર ફેલાય છે તેવા સમયમા દરેક જૈને ધર્મનું તત્વજ્ઞાન જાણવાની જરૂર છે તેમજ પોતાના કુટુંબમાં અને સમાજમા ધાર્મિક શિક્ષણનો પ્રસાર કરવાની જરૂર છે તે માટે,

(૧) દરેક સંઘે પોતાના ગામ યા શહેરમા જૈન બાળકો અને બાળાઓ ધાર્મિક શિક્ષણ સહેલાઇથી અને સંગીન રીતે લે તે માટે સુવ્યવસ્થિત જૈનશાળા-કન્યાશાળા સ્થાપવાની અને વિદ્યમાન શાળાઓને સંગીન પાયાપર મૂકવાની જરૂર છે.

(૨) આવી સર્વ જૈન શાળાઓમાં વ્યવસ્થિત શિક્ષણ માટે તેમાં ચલાવવાનાં પુસ્તકો (ટેક્સ્ટબુકો) અને વાચનમાળા સહેલી ભાષા સ્પષ્ટ અર્થ સાથે ઓછી મહેનતે શિખવી શકાય તેવી હાલની શિક્ષણ પદ્ધતિએ રચી તૈયાર કરવાની અને તેમાં એક જાતનો ( Uniform ) અભ્યાસક્રમ ઘડી તૈયાર કરવાની જરૂર છે તો તેવો પ્રબંધ કરવાની જૈન એજ્યુકેશન બોર્ડને ભલામણ કરવામા આવે છે.

(૩) દરેક જૈન શાળામાં તથા વિદ્યાલયમા અને ત્યાં સુધી સંસ્કૃત અને પ્રાકૃત ભાષાનું જ્ઞાન આપવાનું અને ધાર્મિક પુસ્તકાલય રાખવાનુ આવશ્યક છે એ પર તેના કાર્યવાહકોનું લક્ષ ખેંચવામા આવે છે.

(૪) ધાર્મિક શિક્ષકો અને શિક્ષિકાઓ તૈયાર થાય તે માટે ઉચ્ચ સંસ્કૃત-પ્રાકૃત ભાષાનું તથા ધાર્મિક જ્ઞાન જૈન યુવકો અને સ્ત્રીઓને આપવાની જરૂર આ કૉન્ફરન્સ સ્વીકારે છે.

૪ જૈન એજ્યુકેશન બૉર્ડનું કાર્ય ( Function of Jaina Education Board )

કેળવણી સંબંધી સર્વ કાર્ય કરવા માટે પુના કૉન્ફરન્સ વખતે નિમાયેલી જૈન એજ્યુકેશન બૉર્ડે જ કાર્ય આજ દિવસ સુધી કર્યું છે તે માટે આ કૉન્ફરન્સ પોતાનો સંતોષ જાહેર કરે છે અને એવી જ બૉર્ડ તેના બંધારણ સહિત નીચેના ગૃહસ્થોની (તેની સંખ્યામાં વધારો કરવાની સત્તા સાથે ) નીમે છે અને તે બૉર્ડને આ ઠરાવમાં જણાવેલ કાર્યો કરવા સત્તા આપે છે.

( અહીં મેંબરોનું લિસ્ટ મૂકાશે. )

કાર્યો-(૧) જૈનોમાં હસ્તી ધરાવતી ધાર્મિક તેમજ વ્યવહારિક કેળવણીની સંસ્થાઓ સંબધે વિગતવાર હકીકત મેળવવી અને તે સારા પાયાપર મૂકાય તેવાં પ્રયાસો કરવા.

(૨) દરેક ધાર્મિક પાઠશાળામાં એકજ જાતનો અભ્યાસક્રમ ચલાવવામાં આવે તેવી ગોઠવણ કરવી.

(૩) જૈન વાંચનમાલા તૈયાર કરવી.

(૪) જીવવિચાર, નવતત્વ, દંડક, ક્ષેત્રસમાસ, સંગ્રહીણી, કર્મગ્રંથ તેમજ પ્રતિક્રમાદિ પુસ્તકો સરલ અર્થ સહિત હાલની શિક્ષણ પદ્ધતિપર તૈયાર કરવાં યા કરાવવાં.

(૫) ઉપર જણાવ્યા પ્રમાણે એકજ જાતનો અભ્યાસક્રમ જે જે શાળામાં ચાલે તે તેની વાર્ષિક પરીક્ષા એકી વખતે લેવી.

(૬) તેની વાર્ષિક પરીક્ષામાં પાસ થનાર વિદ્યાર્થીઓને પ્રમાણપત્ર ( સર્ટીફિકેટ ) ઈનામો વગેરે આપવાં

(૭) ગરીબ તથા સામાન્ય સ્થિતિના વિદ્યાર્થીઓને વ્યવહારિક શિક્ષણ લેવા માટે સ્કોલરશિપો તથા પુસ્તક ફી વગેરેની મદદ આપવી.

(૮) આવા વિદ્યાર્થીઓને જે જે સ્થળે જૈન બોર્ડિંગ હોય તેમાં દાખલ કરાવવા પ્રયત્ન કરવો.

૫ જૈન સાહિત્ય પ્રસાર ( Spread of Jaina Literature )

(૧) જૈન આગમો પ્રસિદ્ધ કરાવવા તથા જૈન સાહિત્યનો ફેલાવો કરવા આપણા જે જે પૂજ્ય મુનિ મહારાજે પ્રયત્ન કરે છે તેને માટે આ કૉન્ફરન્સ તેઓશ્રીનો આભાર માને છે અને તેવો પ્રયત્ન ચાલુ રાખવા વિનંતિ કરે છે.

(૨) જૈન સાહિત્યના પ્રચાર માટે જે જે પુસ્તક પ્રકાશક સંસ્થાઓ અને ગૃહસ્થો પ્રયાસ કરે છે તેનાં કાર્યની આ કૉન્ફરન્સ કદર કરે છે અને તેમને ધન્યવાદ આપે છે.

(૩) પાટણ, જેસલમીર, ખંભાત, અમદાવાદ, લીંબડી વગેરે સ્થલે આવેલાં પ્રાચીન જૈન ભંડારોમાંથી અલભ્ય અને ઉપયોગી પુસ્તકોની નવી પ્રત લખાવવાની તથા તેને મુદ્રિત કરાવવાની આવશ્યક્તા આ કૉન્ફરન્સ સ્વીકારે છે અને નામદાર શ્રીમંત ગાયકવાડ સરકારને પાટણમાં આવેલા આપણા અમૂલ્ય ભંડારોમાંનાં પુસ્તકોનો તેમની આજ્ઞાનુસાર

કરવામાં આવેલો રિપોર્ટ તથા તેમાંના જીર્ણ અલભ્ય ગ્રંથો, છપાવી બહાર પાડવા અથવા તેના ગ્રંથોની નકલ કરાવી લેવા આ કૉન્ફરન્સ નમ્રતાપૂર્વક વિનતિ કરે છે અને જૈન સાહિત્યના પ્રચાર અર્થે તે નામદારશ્રીએ જે ઉમદા કામ અત્યાર સુધીમા કરેલુ છે તેને માટે તેઓશ્રીનો આ કૉન્ફરન્સ અંતઃકરણપૂર્વક આભાર માને છે.

**૬ માગધી ભાષાનો ઉદ્ધાર ( Resuscitation of Magadhi Language )**

આપણાં શાસ્ત્રોની ભાષા માગધી (પ્રાકૃત) હોવાથી તે યથાર્થ સમજી શકાય તે માટે તેને સજીવન રાખવાની અતિ આવશ્યકતા છે માટે

(૧) માગધી ભાષાનો સરલ અભ્યાસ થઇ શકે તેને માટે માગધી (પ્રાકૃત) ભાષાનો કોષ તૈયાર કરાવવા તમામ જૈનોનુ લક્ષ આ કૉન્ફરન્સ ખેંચે છે, તથા

(૨) માગધી ભાષાનું સંપૂર્ણ વ્યાકરણ સરલ પદ્ધતિથી તૈયાર કરવાની અતિ જરૂર આ કૉન્ફરન્સ સ્વીકારે છે અને આ બાબતમાં જે પ્રયાસ અત્યાર સુધીમા થયો છે તેને માટે ધન્યવાદ આપી તે દિશામાં વધારે પ્રયાસ કરવા ખાસ ભલામણ કરે છે.

(૩) જૈનો હસ્તક ચાલતી સંસ્કૃત પાઠશાળાઓમાં તેમજ ઉંચી જૈન ધાર્મિક શાળાઓમાં માગધી ભાષાનુ ખાસ શિક્ષણ આપવુ જોઇએ એવો આ કૉન્ફરન્સ આગ્રહ કરે છે.

(૪) હિંદુસ્તાનની જુદી જુદી યુનિવર્સિટીઓમાં માગધી ભાષા બીજી ભાષા તરીકે જૈન વિદ્યાર્થીઓ લઇ શકે તેને માટે પ્રયાસ કરવા જૈન સાક્ષરો તથા સંસ્થાઓને આ કૉન્ફરન્સ આગ્રહપૂર્વક ભલામણ કરે છે

**૭ જૈનો અને હિંદુ યુનિવર્સીટી ( Jainas and the Hindu University )**

આપણા ત્રેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથની જન્મભૂમિ તરીકે પવિત્ર ગણાતી **કાશી** નગરીમાં હિંદુ યુનિવર્સીટી સ્થાપિત થવાથી આ કૉન્ફરન્સ પોતાનો આનંદ પ્રદર્શિત કરે છે અને તેના કાર્યવાહકોને તે માટે ધન્યવાદ આપે છે.

આપણા જૈન વિદ્યાર્થીઓ ઉક્ત યુનિવર્સીટીમા મારી સંખ્યામાં જોડાશે તેની આશા આ કૉન્ફરન્સ રાખે છે અને જૈન ધર્મનુ ઉચ્ચ તત્વજ્ઞાન મેળવી શકાય તે માટે એક પ્રોફેસરશિપ-ચેઅર ( Chair ) સ્થાપવા તે વિશ્વવિદ્યાલયના કાર્યવાહકોને વિનંતિ કરે છે.

**૮ યુનિવર્સિટીઓ અને જૈન સાહિત્ય ( The Universities and Jaina Literature )**

(૧) મુંબઇ, કલકત્તા તથા મદ્રાસ યુનિવર્સીટીમાં જૈન સાહિત્ય દાખલ થયેલું છે તે ઉપર સમસ્ત જૈન કોમનુ લક્ષ કૉન્ફરન્સ ખેંચે છે અને તે તે યુનિવર્સીટીમાં અભ્યાસ કરનાર જૈન વિદ્યાર્થીઓ જૈન સાહિત્ય લે તે માટે તે વિદ્યાર્થીઓને તથા તેમના વાલીઓને ભાર મૂકી આગ્રહ કરવામાં આવે છે.

(૨) ઉપલી યુનિવર્સીટીઓમાં જે જે જૈન પુસ્તકો દાખલ કરવામાં આવે છે તે પુસ્તકો ટીકા તથા વિવેચન સહિત છપાવી પ્રસિદ્ધ કરવા જૈન સંસ્થાઓ તથા શ્રીમંતોનું લક્ષ ખેંચવામાં આવે છે.

(૩) મુંબઇ યુનિવર્સીટીમાં જૈન સાહિત્ય માટે ખાસ સ્કોલરશીપ સ્વ. શેઠ અમરચંદ તલકચંદ તરફથી સ્થાપવામાં આવી છે તેવી રીતે બીજી યુનિવર્સીટીમાં પણ સ્કોલરશીપો સ્થાપવા જૈન શ્રીમંતોને ભલામણ કરવામાં આવે છે.

(૪) નવીન સ્થાપિત થયેલ હિંદુ યુનિવર્સીટીમાં જૈન સાહિત્ય દાખલ થાય તે માટે ફંડ વગેરેની સગવડ કરી આપવાની અને સ્કોલરશિપ સ્થાપવાની આપણી ફરજ છે એમ આ કૉન્ફરન્સ માને છે અને તે પ્રમાણે ફંડ સ્કોલરશિપ વગેરેનો પ્રબંધ કરવા જૈન શ્રીમંતો તથા સંસ્થાને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

(૫) જૈન સાહિત્યનાં પુસ્તકો અનેક છે તેમાંથી માગમાં સારાં પુસ્તકોની યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં ચુંટણી થાય તે માટે ઉત્તમ પુસ્તકો જૈન જાહેર સંસ્થાઓએ તેમજ શ્રીમંતોએ જૂદી જૂદી યુનિવર્સિટીને ભેટ આપવાં એવી આ કૉન્ફરન્સ ભલામણ કરે છે.

૯ સામાન્ય શિક્ષણ ( General Education. )

જૈન સમાજમાં એક પણ જૈન કેળવણીથી બેનસીબ રહે નહિ એવી સ્થિતિ લાવવાની ખાસ અગત્યતા છે તો તે માટે આ કૉન્ફરન્સ ભલામણ કરે છે કે—

(૧) પ્રત્યેક જૈને પોતાની પુત્રી અને પુત્રોને વ્યાવહારિક શિક્ષણ અવશ્ય આપવું.

(૨) દરેક સ્થળના આગેવાન જૈનોએ પોતાના સ્થાનિક જૈન વિદ્યાર્થીઓને શિક્ષણ લેવા માટેનાં દરેક સાધનો જેવાં કે ફી ચોપડીઓ વગેરે પૂરાં પાડવા પ્રબંધ કરવો.

(૩) હિંદનાં મુખ્ય મુખ્ય શહેરો કે જ્યાં કેળવણી લેવાનાં સારાં સાધનો હોય ત્યાં જૈન વિદ્યાર્થીઓને માટે જૈન શ્રીમંતો તથા નેતાઓએ બૉર્ડીંગો સ્થાપવી.

(૩) ઉચ્ચ શિક્ષણ લેવા ઉત્સુક જૈન વિદ્યાર્થીઓને અને ખાસ કરીને ગ્રૅજ્યુએટ થયા પછી દેશપરદેશ અભ્યાસ આગળ કરવા ઇચ્છનાર વિદ્યાર્થીને મોટી સ્કોલરશિપ જૈન શ્રીમંતો તથા જાહેર સંસ્થાઓએ આપવી.

૧૦ વ્યાપારી શિક્ષણ (Commercial Education)

પૂર્વકાલથી જૈન કોમ વેપારી કોમ તરીકે સુપ્રસિદ્ધ છે અને તે એટલે સુધી કે હાલના વખતમાં હિંદની અર્ધી દોલત જૈનોના હાથમાંથી પસાર થાય છે એવું કહેવામાં આવે છે, તો પણ હાલના જબરી હરીફાઇના જમાનામાં જૈન કોમનો પોતાનો અસલી દરજ્જો જાળવી રાખવા માટે નીચેના ઉપાયોની જરૂર છે, તો તેપર આ કૉન્ફરન્સ સર્વ-જૈનોનું લક્ષ ખેંચે છે.

(૧) જૈનોના હસ્તક હાલમાં જે જે રોજગાર છે તેને કાયમ રાખી આબાદ કરવા માટે તે તે ધંધાના અગ્રેસરોએ પ્રયત્ન કરવા.

(૨) જૈન વેપારીએ પોતાના પુત્રાદિ કુટુંબી જનોને બીજી કેળવણી આપવા સાથે પોતાના ખાસ રોજગારની તાલીમ આપવામાં લક્ષ આપવું ઘટે છે.

(૩) પ્રત્યેક જૈન વેપારીએ પોતાના પુત્રાદિ કુટુંબી જનોને બીજી કેળવણી આપવા સાથે પોતાના ખાસ રોજગારની તાલીમ આપવામાં લક્ષ આપવું ઘટે છે.

(૪) પાશ્ચિમાત્ય વ્યાપારીઓ પોતાના વેપારને આબાદ અને વિસ્તારવાળો જે જે રીતે બનાવે છે તે તે રીતિ જાણી તેનું અનુકરણ હિંદના વેપારના સંજોગોને ધ્યાનમાં રાખી કરવું એ જૈન વેપારીઓનું કર્તવ્ય છે.

(૫) ઉંચા વેપારી શિક્ષણ પ્રત્યે જૈન વિદ્યાર્થીઓનું લક્ષ ખેંચવું અને વેપારી કૉલેજમાં તેઓ અભ્યાસ કરે તે માટે ખાસ સ્કોલરશીપો સ્થાપવી.

(૬) ઉંચું શિક્ષણ ઘણું મોંઘું હોવાથી સામાન્ય સ્થિતિના જૈનો સામાન્ય શિક્ષણ લઇને પોતાની આજીવિકા આબરૂસર ચલાવી શકે તે માટે તેઓ સારૂ દેશી નામાના વર્ગ એટલે સ્વદેશી હિસાબ પધ્ધતિનું શિક્ષણ આપનારા ક્લાસ જૈન શ્રીમંતો અને જૈન-જાહેર સંસ્થાઓએ ખોલવા.

**૧૧ સ્ત્રી શિક્ષણ (Female Education)**

જૈન સમાજમા સ્ત્રી શિક્ષણનો સર્વત્ર પ્રચાર કરવા માટે કૉન્ફરન્સ નીચેની જરૂરી બાબતો સ્વીકારે છે.—

(૧) દરેક જૈને પોતાની પુત્રીને ઓછામા ઓછું લખતાં અને વાંચતાં આવડે તેટલું તેમજ સામાન્ય ગણિતનું જ્ઞાન આપવાને અવશ્ય પ્રબંધ કરવો

(૨) જેનાથી બની શકે તે દરેક જૈને પોતાની પુત્રીને માધ્યમિક (Secondary) અને ઉચ્ચ (Higher) શિક્ષણ આપવું અને તેવું શિક્ષણ પોતાની પુત્રી લઇ શકે તે માટે તેનાં લગ્ન તેની નાની ઉમરમાં નહિ કરવાં.

(૩) જે જે સ્થળોએ જૈનોની સારી સંખ્યા છે તે તે સ્થળે જો સાર્વજનિક કન્યાશાળા ન હોય તો ત્યાં પોતાના તરફથી કન્યાશાળા સ્થાનિક અગ્રેસરોએ ખોલાવવા ગોઠવણ કરવી, તેમજ

(૪) મોટી ઉમરની શ્રાવિકાઓને બપોરના ફુરસદના વખતમાં વ્યવહારોપયોગી સામાન્ય જ્ઞાન આપવા માટે સ્થળે સ્થળે ખાસ વર્ગ ખોલવાની જરૂર છે કે જે ખાસ વર્ગોમાં આરોગ્ય વિદ્યાનાં મૂળતત્ત્વો, દરદીની સારવાર અને અકસ્માત વખતે લેવા જોઇતા તાત્કાલિક ઇલાજ ઇત્યાદિનુ શિક્ષણ મળે તેમ કરવું.

(૫) જૈન કન્યાશાળા તેમજ શ્રાવિકાશાળા માટે સ્ત્રી શિક્ષકો મેળવવા માટે એ ખાસ જરૂરી છે કે શ્રાવિકાઓ અને ખાસ કરી વિધવાઓએ ફિમેલ ટ્રેનિંગ કૉલેજમાં મોટા પ્રમાણમાં દાખલ થઇ અભ્યાસ કરવો અને તેવો અભ્યાસ કરતી સ્ત્રીઓને જે જે પ્રકારની સગવડો જોઇએ તે તે સ્કોલરશિપ વગેરેથી પૂરી પાડવી.

**૧૨ જૈનો માટે જુદાં ખાનાં (Separate Columns for Jainas)**

મુબઇ ઇલાકાના કેળવણી ખાતાના ઉપરી અધિકારીએ મુબઇ ઇલાકાની કૉલેજો, હાઇસ્કુલો, પ્રાથમિક શાળાઓ અને ખાસ સ્કૂલોમાં ભણતા જૈન વિદ્યાર્થીઓને લગતા અલગ આંકડા પોતાના રિપોર્ટમાં બહાર પાડવા કબૂલ કર્યું છે તે માટે આ કૉન્ફરન્સ પોતાનો સંતોષ જાહેર કરે છે અને તેવીજ રીતે જૈન વિદ્યાર્થીઓને માટે અલગ આંકડા પોતાના રિપોર્ટમાં બહાર પાડવા બીજા ઇલાકાઓના કેળવણી ખાતાઓના ઉપરી અધિકા-

રિઓને આ કૉન્ફરન્સ વિનંતિ કરે છે તેમજ જૈન વિદ્યાર્થીઓને માટે પોતાના ફૉર્મોમાં ખાસ જૂદું કૉલમ રાખવા હીંદી સરકારને આ કૉન્ફરન્સ અરજ કરે છે.

## ૧૩ જૈન પુરાતત્વ વિભાગ. (Archaeology)

જૈન પ્રાચિન મકાનો, શિલ્પકલા અને ખંડિયેરો સારી રીતે મરામત પામી ચિરકાલ સુસ્થિતિમાં નભી શકે અને તેનો પ્રાચીન ઇતિહાસ જળવાઇ રહે તે માટે સરકારી આર્કીઓલૉજીકલ ખાતા-પ્રાચીન શોધ ખોળ ખાતા-( પુરાતત્વ ખાતા ) ને જોઇતી મદદ આપવાની જરૂર કૉન્ફરન્સ સ્વીકારે છે અને નામદાર સરકાર તે માટે આવશ્યક લક્ષ આપવા માટે પોતાના તે આર્કીઓલૉજીકલ ખાતાને ખાસ સૂચના કરે એવી આ કૉન્ફરન્સ તેમને વિનંતિ કરે છે.

## ૧૪ સુકૃત ભંડાર ફંડ ( Sukrita Bhandar Fund )

આ કૉન્ફરન્સ દ્દઢતાથી આગ્રહ કરે છે કે દરેક વર્ષે દરેક શ્રાવક શ્રાવિકાએ ઓછામાં ઓછા ચાર આના **શ્રી** સુકૃત ભંડાર ફંડમાં દેવાજ જોઇએ કે જે ફંડની આવક કેલવણી અને કૉન્ફરન્સના નિભાવમાં વપરાય છે અને જે ફંડની ઉપર કૉન્ફરન્સની હયાતી તથા કૉન્ફરન્સે ઉપાડેલા કાર્યનો આધાર રહેલો છે.

(૧) આ ફંડમાં અત્યાર સુધી જે જે મહાશયોએ પૈસા ભરી પોતાની સહાનુભૂતિ દર્શાવી છે તેને આ કૉન્ફરન્સ ધન્યવાદ આપે છે.

(૨) જે જે સ્થલનાં સંઘોએ આ ફંડ એકઠું કરી કૉન્ફરન્સ ઑફીસ પર મોકલાવવાનો પરિશ્રમ ઉઠાવ્યો છે તે સર્વેનો આ આ કૉન્ફરન્સ આભાર માને છે.

(૩) પોત પોતાના ગામમાંથી સંવત્ ૧૯૭૨ નુ સુકૃત ભંડાર ફંડ એકઠું કરીને જેમ બને તેમ જલદી કૉન્ફરન્સ ઑફીસ પર મોકલાવી આપે એવી પ્રત્યેક ગામ અને શહેરના સંઘને આ કૉન્ફરન્સ આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

## ૧૫ જૈનોની સંખ્યામાં વૃદ્ધિ કરવાનાં સાધન ( Means to increase and enlarge Jaina Community.

જૈનોમાં બીજી કોમો કરતાં વધુ મૃત્યુ પ્રમાણ રહે છે તો તેને ઓછું કરવા માટે અને જૈનોની સંખ્યામાં વૃદ્ધિ કરવા માટે આ કૉન્ફરન્સ એવું ઇચ્છે છે કે—

(૧) જે લોકોએ પોતાનો અસલી ધર્મ છોડી અન્ય ધર્મ સ્વીકાર્યો હોય તેને પુન જૈન ધર્મમાં લાવવાના પ્રયત્ન કરવા.

(૨) જૈન ધર્મમાં રૂચિ રાખનાર ઉચ્ચ વર્ણના આર્યોને આપણા પૂજ્ય મુનિ મહારાજોની સંમતિ લઇને જૈન ધર્મમા દાખલ કરવા માટે પ્રયાસ કરવા.

(૩) આરોગ્ય વિદ્યાના નિયમોનું જ્ઞાન જૈન સમાજમાં સર્વત્ર ફેલાવવું.

(૪) ગીચ વસ્તીવાળા મોટાં શહેરોમાં ગરીબ અને મધ્યમ વર્ગના જૈનોને માટે ખાસ સસ્તા ભાડાની ચાલીઓ યા મકાનો બંધાવવાની જૈન શ્રીમંતોને પ્રેરણા કરવામાં છે

(૫) જૈનોનું મૃત્યુ પ્રમાણ વધારે હોવાથી તે અટકાવવા માટે ઉપાય સૂચવવા સુજાનગઢ ખાતે ભરાયેલી કૉન્ફરન્સ વખતે જે કમીટી નીમાણી હતી તેનો રિપોર્ટ આ કૉન્ફરન્સ બહાલ રાખે છે. અને તે રિપોર્ટમાં દર્શાવેલી સૂચનાઓ ઉપર જૈન કોમનું લક્ષ ખેંચે છે.

૧૬ કૉન્ફરન્સનું બધારણ ( Constitution of the Conference )

( કૉન્ફરન્સનુ બંધારણ સંગીન અને સરલ પાયાપર રચવા અર્થે જૂદા જૂદા પ્રશ્નો કાઢી આગેવાનોનાં મતો માંગ્યા હતા. તે સર્વે પર લક્ષ રાખી તેનો કાચો ખરડો તૈયાર કરી આ નાચે મૂકવામાં આવ્યો છે. )

૧૭ અગાઉના ઠરાવોની પુષ્ટિ ( Confirmation of the previous resolutions )

હાનિકારક રિવાજો દૂર કરવા, નિરાશ્રિતોને આશ્રય આપવો, જીવદયા, સંપવૃદ્ધિ ઇત્યાદિ આગલી કૉન્ફરન્સોએ પસાર કરેલા ઠરાવોને પુષ્ટિ આપવા સાથે આ કૉન્ફરન્સ તે ઠરાવોનો અમલ કરવાની સર્વ જૈનોને ભલામણ કરે છે.

---

## બંધારણનો ખરડો. ( જુઓ ઠરાવ ૧૬ મો )

## DRAFT CONSTITUTION.

---

૧ ઉદ્દેશ:—આ કૉન્ફરન્સ કે જેનુ નામ શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ રાખવામાં આવ્યું છે તેનો ઉદ્દેશ જૈન કોમ અને જૈનને લગતા કેળવણીના પ્રશ્નો સંબંધમાં તેમજ ધાર્મિક, સામાજિક, આર્થિક અને બીજા જૈન કોમ અને ધર્મ સંબંધી સવાલો ઉપર વિચાર ચલાવી યોગ્ય ઠરાવો કરવાનો અને તે ઠરાવોને અમલમાં મુકવા માટે યોગ્ય ઉપાયો યોજવાનો છે.

૨ કાર્ય વિસ્તાર:-સમસ્ત જૈન કોમને લાગુ પડતા સવાલોજ કૉન્ફરન્સ હાથ ધરશે.

૩ અધિવેશન:-કૉન્ફરન્સની આગલી બેઠક વેળાએ ઠરાવવામાં આવેલ વખતે અને સ્થળે આ કૉન્ફરન્સ સાધારણ રીતે દર બે વરસે એક વખત ભેગી મળશે. જો એવો કોઇ પણ ઠરાવ આગલી બેઠક વેળાએ કરવામાં આવેલો નહિ હશે તો કૉન્ફરન્સની સ્ટેન્ડીંગ કમીટી એ બાબત નક્કી કરશે. તેમજ જ્યારે સ્ટેન્ડીંગ કમીટીને ફેરફાર કરવો જરૂરી અથવા ઇચ્છવાજોગ જણાય ત્યારે કૉન્ફરન્સ ભરવાનો વખત તથા જગ્યા તે બદલી શકશે.

૪ **પ્રતિનિધિ:**-આ કૉન્ફરન્સ પ્રતિનિધિઓથી બનશે. પ્રતિનિધિઓ નીચેના થઇ શકશે.

(૧) કોઇપણ શહેર કે ગામનો સંઘ યા સભા કે મંડળ જે યોગ્ય ગૃહસ્થ કે બાનુને પ્રતિનિધિ તરીકે નીમી મોકલે તે. (૨) ગ્રેજ્યુએટો જેની અંદર કોઇપણ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટો તેમજ બારિસ્ટર, હાઈકોર્ટ પ્લીડર, ડિસ્ટ્રીક્ટ પ્લીડર અને સબ આસિસ્ટંટ સર્જનનો સમાવેશ થાય છે (૩) જૈન પેપર અને માસિકોના અધિપતિઓ.

**નોટ:**—પ્રતિનિધિની ઉમ્મર ૧૮ વર્ષથી ઓછી હોવી ન જોઇએ.

૫ **પ્રતિનિધિ પ્રમાણ:**—દરેક શહેર કે ગામના સંઘે યા સભા કે મંડળે પ્રતિનિધિઓની નીમણુક કરતી વખતે નીચેનું પ્રમાણ ધ્યાનમાં રાખવું.

(૧) જે શહેર કે ગામમાં જૈન ઘરની સંખ્યા સોથી વધારે ન હોય ત્યાંના સંઘે પાંચ પ્રતિનિધિથી વધારે ન ચુંટવા.

(૨) જે શહેર કે ગામની અંદર જૈનોના સોથી વધારે ઘર હોય ત્યાંના સંઘે દર સો ઘર દીઠ પાંચના પ્રમાણમા પ્રતિનિધિ ચુંટવા.

(૩) દરેક સ્થળની સભા કે મંડળ ઓછામાં ઓછા એક અને વધારેમાં વધારે પાંચ પ્રતિનિધિઓ ચુંટી શકશે.

૬ **પ્રતિનિધિની ફી:**—પ્રતિનિધિની ફી રૂ. ૩) અને ભોજન સહિત રૂ. ૫) રાખવી.

૭ **સબ્જેક્ટ કમિટી:**—કૉન્ફરન્સના અધિવેશનમાં રજુ કરવાના ઠરાવો ઘડી કાઢવા, વક્તાઓની ચુંટણી કરવા, અને સ્ટેન્ડીંગ કમિટીના મેમ્બરોનાં નામો નક્કી કરવા માટે કૉન્ફરન્સની બેઠકના પહેલા દિવસે સબ્જેક્ટ કમિટી નીમવામાં આવશે. સબ્જેક્ટસ કમિટીની ચુંટણીમાં દરેક પ્રાંતનું પ્રતિનિધિત્વ આવી શકે તે માટે નીચેના નિયમો ધ્યાનમાં રાખવા.

રીસેપ્શન (સ્વાગત) કમીટીમાંથી ૨૫ મેમ્બરો, ગ્રેજ્યુએટોમાંથી ૧૦, અધિપતિઓમાથી ૨, અને નીચે લખેલા વિભાગો પૈકી દરેક દીઠ પાંચ એ રીતે પ્રતિનિધિઓમાંથી ૧૧૦ લેવા; તેમજ કૉન્ફરન્સના અગાઉના પ્રમુખો અને હોદ્દેદારોનો સમાવેશ થશે.

૧ મુબઇ, ૨ અમદાવાદ, ૩ પૂર્વ કાઠીઆવાડ, ૪ પશ્ચિમ કાઠીઆવાડ. ૫ કચ્છ, ૬ ઉત્તર ગુજરાત, ૭ મહીકાંઠા, ૮ દક્ષિણ ગુજરાત. ૯ સુરત, ૧૦ મારવાડ, ૧૧ મહારાષ્ટ્ર, ૧૨ દક્ષિણ મહારાષ્ટ્ર, ૧૩ બંગાલ, ૧૪ માળવા, ૧૫ મેવાડ, ૧૬ બિરાર, ૧૭ સેન્ટ્રલ ઇન્ડીઆ, ૧૮ પંજાબ, ૧૯ મદ્રાસ, ૨૦ સંયુક્ત પ્રાંતો ૨૧ સિંધ, ૨૨ બર્મા.

સબ્જેકટ કમિટીમાં પ્રમુખ તરીકે કૉન્ફરન્સના પ્રમુખ કાર્ય કરશે. અને તેની ગેરહાજરીમાં રિસેપ્શન કમિટીના પ્રમુખ કાર્ય કરશે.

રીસેપ્શન કમિટીએ, ગ્રેજ્યુએટોએ અને ઉપલા દરેક વિભાગના પ્રતિનિધિઓએ કૉન્ફરન્સના પહેલા દિવસે સબ્જેકટ કમીટીમાં પોતા તરફથી જે સભાસદ નિમવા માંગતા હોય તેનાં નામો રીસેપ્શન કમીટીના સેક્રેટરીને લખી મોકલવાં.

૮ **કયા ઠરાવો કૉન્ફરન્સમાં રજુ થઇ શકે?**—ઉપર જણાવેલી રીતે બનેલી સબ્જેકટ કમીટીમાં હાજર થયેલ મેમ્બરોનો પોણો ભાગ જેની તરફેણમાં હોય તેજ ઠરાવો કૉન્ફરન્સમાં રજુ થશે.

૯ **સ્ટેન્ડીંગ કમીટીનું કાર્ય:**—નીચે જણાવેલાં કાર્યો માટે કૉન્ફરન્સની બેઠક વેળાએ એક સ્ટેન્ડીંગ કમીટી નીમવામાં આવશે.

(૧) કૉન્ફરન્સે પોતાની બેઠક વેળાએ જે ઠરાવો પસાર કર્યા હોય તે અમલમાં મૂકવા.

(૨) કૉન્ફરન્સની આવતી બેઠક ભરવા માટે ગોઠવણ કરવા.

(૩) આખી કોમને લગતા અગત્યના સવાલ કે જે કૉન્ફરન્સની આવતી બેઠક સુધી મુલતવી ન રહી શકે તેવા સવાલોનો ફડચો કરવા.

(૪) કૉન્ફરન્સમાં જોઇતાં નાણાં ભેગાં કરવા તથા ખર્ચ કરવા.

(૫) કૉન્ફરન્સને સોંપેલાં નાણાં તથા સખાવતોનો વહીવટ કરવા.

(૬) અને સામાન્ય રીતે કૉન્ફરન્સના ઉદ્દેશ અનુસાર દરેક કાર્ય કરવાં.

૧૦ **સ્ટેન્ડીંગ કમીટીની નિમણુંક:**—

દર કૉન્ફરન્સની બેઠક વખતે સબ્જેકટ કમીટી જેઓનાં નામો સૂચવે તે ગૃહસ્થોની વધારાની સત્તા સાથે, લગભગ સોની સંખ્યા સુધીની એક સ્ટેન્ડીંગ કમીટી બનશે, અને તે નામો કૉન્ફરન્સની બહાલી માટે રજુ કરવામાં આવશે.

સ્ટેન્ડીંગ કમીટીમાં દરેક પ્રાંતનું પ્રતિનિધિત્વ આવી શકે તે માટે નીચેનું પ્રમાણ ધ્યાનમાં રાખવું,

મુંબઇના ૨૦ સભ્યો લેવા, તેમજ અમદાવાદના ૧૦, પૂર્વ કાઠિયાવાડ ૫, પશ્ચિમ કાઠિયાવાડ ૫, કચ્છ ૫, ઉત્તર ગુજરાત ૫, મહીકાંઠા ૫, દક્ષિણ ગુજરાત ૫, સુરત ૫, મારવાડ ૫, મહારાષ્ટ્ર ૫, દક્ષિણ મહારાષ્ટ્ર ૫, બંગાલ ૫, માળવા ૩, મેવાડ ૩, બીરાર ૩ સેન્ટ્રલ ઇન્ડીઆ ૩, પંજાબ ૩, મદ્રાસ ૩, સંયુકત પ્રાંત ૩, બર્મા ૨, સિંધ ૧=કુલ મળી ૧૧૦.

આ કમીટીનું મુખ્ય સ્થળ મુંબઇ રાખવું. જરૂરી પ્રસંગે તેની અંદરના બહારગામના સભ્યોને પત્રદ્વારા અભિપ્રાય પૂછવો અથવા આમંત્રણ કરીને કોઇપણ એક સ્થળે બોલાવવા, તથા આ કમીટીનું કામ સરળતાથી થાય તે માટે પેટા નિયમો કરવા તે કમીટીને સત્તા આપવી;

૧૧. **જનરલ સેક્રેટરીઓ:**—નિમાયેલ સ્ટેન્ડીંગ કમીટીમાંથી કૉન્ફરન્સની બેઠક વખતે ચાર જનરલ સેક્રેટરીઓની નીમણુંક કરવામાં આવશે, જેમાંથી એક મુંબઇના

રહેવાસી હોવા જોઇએ મુંબઇમાં રહેતા જનરલ સેક્રેટરી રેસીડંટ જનરલ સેક્રેટરીના નામથી ઓળખાશે.

**૧૨. આસિસ્ટંટ જનરલ સેક્રેટરીઓ:**—જનરલ સેક્રેટરીને જરૂર જણાય તો તેમના હાથ નીચે અકેક આસિસ્ટંટ જનરલ સેક્રેટરી નીમવાની તેમને સત્તા આપવી;

**૧૩ પ્રાંતિક કમીટીઓ:**—સ્ટેન્ડીંગ કમીટીના મેંબરો પોતપોતાના પ્રાંત માટે એક કમીટી રૂપ ગણાશે અને તેવી કમીટી મારફત જનરલ સેક્રેટરીઓએ કૉન્ફરન્સને લગતાં કાર્યો કરવા તથા ઠરાવો અમલમાં મકવા પ્રયત્નો કરવા. જરૂર પડતાં આવી કમીટીઓ બીજી પેટા-કમીટીઓ નીમી શકશે.

**૧૪ કૉન્ફરન્સના પ્રમુખની નિમણુંક:**—જ્યાં કૉન્ફરન્સનુ અધિવેશન થવાનું હોય ત્યાંની રીસેપ્શન કમીટી રેસીડંટ જનરલ સેક્રેટરીની સંમતિ લઇ તે અધિવેશનના પ્રમુખ નીમી શકશે.

**૧૫ કૉન્ફરન્સ હેડ ઑફિસ:**—કૉન્ફરન્સની હેડ ઑફિસ મુંબઇમાં રેસીડંટ જનરલ સેક્રેટરીની દેખરેખ નીચે રહેશે અને સ્ટેન્ડીંગ કમીટીના મુંબઇના મેંબરોની સલાહ લઈ પોતાનું કાર્ય કરશે, અને તેની મીટીંગમાં બહાર ગામના સ્ટેન્ડીંગ કમીટીના મેંબર મુંબઇમાં હોય ત્યારે ભાગ લઇ શકશે.

**૧૬ સખાવતો:**—કૉન્ફરન્સની બેઠક વખતે કોઇ પણ ખાનગી કે સ્થાનિક સખાવતો જાહેર કરવા દેવામાં આવશે નહીં. કૉન્ફરન્સના ઉદ્દેશ અને કાર્યોને અંગે જે જે સખાવતો જાહેર કરવામા આવશે તેનો વહીવટ સ્ટેન્ડીંગ કમીટી કરશે.

**૧૭ રિપોર્ટ તથા હિસાબ:**—રેસીડંટ જનરલ સેક્રેટરી કૉન્ફરન્સને લગતા દરેક કામકાજનો રિપોર્ટ દરેક જનરલ સેક્રેટરી તથા પ્રાંતિક કમિટીઓ પાસેથી વિગતો મંગાવી તૈયાર કરશે અને તેનો હિસાબ ઑડિટ કરાવશે. અને તે રિપોર્ટ તથા હિસાબપર સ્ટેન્ડીંગ કમીટીની બહાલી મેળવી, તેને છપાવી બહાર પાડી કૉન્ફરન્સ અધિવેશન વખતે રજુ કરશે.

## કૉન્ફરન્સની બેઠક વેલાએ કામકાજ ચલાવવાના કાનુનો.

૧ કૉન્ફરન્સની દરેક બેઠક સ્વાગત કમીટીએ જાહેર કરેલા વખતે અને જગ્યાએ મળશે.

૨ કૉન્ફરન્સના પહેલા દિવસનું કામકાજ બનતાં સુધી નીચે મુજબ રહેશે.

(ક) સ્વાગત કમીટીના પ્રમુખ તરફનું પ્રતિનિધિઓને આવકાર આપનારૂં ભાષણ

(ખ) કૉન્ફરન્સના પ્રમુખની ચુંટણી અને તેમનું ભાષણ.

(ગ) કૉન્ફરન્સનાં કામકાજનો રીપોર્ટ.

(ઘ) સબ્જેક્ટસ કમીટીની ચુંટણી.

૩ કૉન્ફરન્સની દરેક બેઠક શરૂ થાય તે આગમજ બની શકે ત્યાં સુધી તે દિવસના કામકાજના કાર્યક્રમની છાપેલી નકલ સેક્રેટરીઓ વ્હેંચશે.

૪ કૉન્ફરન્સ સન્મુખ જે ભાષણો થાય તે ઉપર અથવા તેમાં દર્શાવેલા વિચારો ઉપર કોઇ પણ જાતનો વાદવિવાદ ચલાવવા દેવામાં આવશે નહીં.

૫ કાનુનને લગતા અને કામકાજ ચલાવવાની રૂઢીને લગતા સઘળા સવાલોનો પ્રમુખ પોતે વગર ઢીલે નિર્ણય કરશે, અને તેમનો નિર્ણય સઘળા દાખલાઓમાં છેવટનો અને બંધનકર્ત્તા ગણાશે.

૬ કાંઇ ગંભીર ગડબડને લીધે અથવા બીજા કોઈ ચોકકસ કારણસર, ચોકકસ વખત સુધી અથવા કોઇ પણ દિવસ નક્કી કર્યા વિના કૉન્ફરન્સ મુલતવી રાખવાની સત્તા પ્રમુખને રહેશે.

૭ કાર્યક્રમમાં જે અનુક્રમ રાખ્યો હોય તે અનુક્રમમાં ફેરફાર કરવાની પ્રમુખને સત્તા છે.

૮ કોઇ પણ ઠરાવ રજુ કરવા માટે તેની દરખાસ્ત મુકનાર, તેને ટેકો આપનાર અને તેને તેના વધુ સમર્થન માટે અનુમોદન આપનાર સબ્જેક્ટ કમીટીએ ચુંટી કાઢેલા પ્રતિનિધિઓ હોવા જોઇએ. તે સિવાય કોઇ બીજાને બોલવા દેવાની રજા આપવી કે ન આપવી એ પ્રમુખની મુનસફી ઉપર છે.

૯ સબ્જેક્ટ કમીટીએ દરખાસ્ત અને ટેકો આપનારનાં નામ સાથે મુકરર કરેલા ઠરાવ પણ પ્રમુખને યોગ્ય જણાય તો તે પોતા તરફથી રજુ કરી શકશે અને તેમાં કોઇ પણ વાંધો લઇ શકશે નહી.

૧૦ સઘળા બોલનારાઓને અમુક વખત સુધીજ બોલવા દેવાની, તેમજ વળી કોઇ પણ બોલનારને કાનુનસર વર્તવા કહેવાની તથા જો કોઇ બોલનાર પ્રમુખની તરફની ચેતવણી છતાં ચર્ચાના નિયમોનું ચાલુ ઉલ્લંઘન કરે તો તેને ઠરાવેલા વખતની હદ પુરી થાય તે અગાઉ પણ વધુ બોલતા અટકાવવાની કૉન્ફરન્સના પ્રમુખને સત્તા રહેશે.

૧૧ કૉન્ફરન્સના કાર્યમાં વિઘ્ન કરનાર યા કાનુનનો ભંગ કરનાર કોઇ પણ પ્રતિનિધિ કે પ્રેક્ષકને કારણ જણાવ્યા કે ફી પાછી આપ્યા વગર મંડપ છોડી જવાનું ફરમાન પ્રમુખને કરવાની સત્તા છે.

૧૨ સ્વાગત કમીટી તરફથી નકકી કરવામાં આવે તે કરારો અને સરતો મુજબ પ્રેક્ષકોને કૉન્ફરન્સની બેઠકો વેળાએ તેઓ માટે રાખવામાં આવેલા એલાયેદા ભાગમાં હાજર રહેવા દેવામાં આવશે. તેઓની ફી આપ્યા સિવાય સભા છોડી જવાને કૉન્ફરન્સના પ્રમુખ કોઇ પણ વખતે ફરમાવી શકશે.

# कॉन्फरन्स मिशन.

## १ श्री सुकृत भंडार फंड.

( संवत १९७२ना कारतक व. ९थी फागण व. १३, ता. १ १२-१५ थी
ता. ३१-३-१६ सुधी. )

वसुल आव्या रू. ७४१-५-०

गया मास आ फंडना बाकी रू. २८६-१२-०

१ उपदेशक मी. वाडीलाल सांकळचंद--उत्तर गुजरात.

सोनारडा ५, गलुदण ०॥, जलुंदरा ४॥, कडादरा वेहेलाल ६॥, कुबडथल ४॥, पसुंज ४, कुहा १०, भावडा १॥, हीरापर ३॥, प्रांतीआ १४॥=; ईसनपर ३॥, हालीसा २॥, धडकण ४, खानपर १३, सांपा १॥, लीहोडा २॥, सामेत्री ७॥, रखीआल ४, जळीआनो मठ ४॥, धारीसणा ५, सलकी ३, वरधाजीनुंमुवाडु २, राअपर ७॥, परांतीज २३॥, वागपुर १०, महुडी १०, वडोदरा [ डभोडा ] १५॥, हरसोल ८॥, आत्रसुंबा ५. कुल रू. १९१-१४-०.

२ उपदेशक मी. अमृतलाल वाडीलाल--सुरत जील्लो.

वांकानेर १३॥, अल्लु २॥॥, बुहारी ३०, सेजवाड ३॥, वालोड ८, भरूच १॥, मांडवी ११॥, कडोद १६, बहुधान १५)=, वरीआव ५, उंबरा १, देलाड ०॥, कुडसद ४॥. कुल रू. ११२-११-०

३ उपदेशक मी. पुंजालाल प्रेमचंद--मारवाड.

डुंगरपुर ३, पुनाळी ६॥, वनकोरा ४५, पुंजपुर १६॥, फावजा ५॥॥, वडोदा ३०॥॥. भमराणा १९, सेलुंम्बर ३२, आशपुर २५, पुजपुर ५, वेडाद्दा १०, वनकोरा २०, आशपुर ५३, मोटागाम ६. सावळा ११, जोगीवाडा ६. माळ ६॥, मोटावोडीगाम ३, छोटा वोडी गाम ४॥, पेडोली २, करीयाणा १॥.

कुल रु. ३४०-४-०

आगेवानोओ पोतानी मेळे मोकलेला.

प्रतापगढ-शेठ लक्ष्मीचंदजी घीया रू. १४॥॥, मुंबइ, मास्तर अमृतलाल त्रीभोवन मारफत रु. ५॥॥, प्रतापगढ रु. ३ ॥॥ रंगुन-शेठ मनसुखलाल सुरजमल ५१॥, कलकत्ता शेठ रायतमलजी सोपाणी रू १॥

कुल रू. ७६-८-०

एकंदर कुल. रू. १०२८—१—०

# ઉપદેશક પ્રવાસ.

## (દરેક કાગળનો ટુંક સાર.)

૧ મી. વાડીલાલ સાંકળચંદ

**હરસોલ**—જૂદા જૂદા વિષયો ઉપર ભાષણો આપતાં જૈન તથા બીજી કોમોમાં સારી અસર થઇ છે. કન્યા વિક્રયના સંબંધમાં અમુક પ્રતિબંધ જૈનેતર કોમમાં કર્યો છે. કેટલાક બ્રાહ્મણોએ હોળી પર્વ નહીં કરવા પ્રતિજ્ઞા કરી હતી. રડવા કુટવાની બાબતમાં પણ સારી અસર થઇ છે.

**વલાદ**—ભાષણની અસરથી ઘણી બાઇઓએ ફટાણાં ન ગાવાં, બંગડીઓ ન પહેરવી વગેરે પ્રતિજ્ઞાઓ કરી હતી.

**ખાનપુર**—જીવ દયા વગેરે ઉપર ભાષણો આપતાં સારી અસર થવાથી અત્રેના જૈન બંધુઓની સાથે પાસેના ગામ "નાગજીનું મુવાડુ" તથા "મહોટાનું મુવાડુ" બને ગામ જવું થયું. ત્યાંના ઠાકરડાઓએ પાપ ન કરવા પ્રતિજ્ઞાઓ લઇ લેખીત કાગળો આપ્યા. તે કોન્ફરન્સ ઓફીસમાં છે.

**ધઙકણ**—કોઇ બૈરાએ છાણ લેવા જવું નહિ, ફટાણાં ગાવાં નહીં. તેમજ ઘણા શ્રાવકોએ અને શ્રાવિકાઓએ રાત્રિભોજન ન કરવા પ્રતિજ્ઞા કરી હતી. પટેલીઆમાં પણ એક જણે ચૌદશને દિવસે રાત્રિએ ભોજન ન કરવા બાધા કરી હતી.

**કુઢા**—સંપ, કન્યાવિક્રય, વ્યસન, સ્ત્રી કેળવણી વગેરે વિષયો ઉપર ભાષણો આપતાં ઘણી અસર થઇ. કેટલાકોએ તમાકુ, બીડી બંધ કરી. પાટીદાર લોકો તરફથી હોળી પ્રગટ ન કરવાની પ્રતિજ્ઞાઓ લેવામાં આવી. બીજા કુરિવાજો ઉપર પણ ભાષણો આપતાં તમામ શ્રોતાઓને ઘણો આનંદ પ્રાપ્ત થયો.

**ડભોડા**—ઠાકરડા લોકોએ પાપ નહિ કરવા થાણદાર સાહેબ તથા ડોક્ટર સાહેબ રૂબરૂ પ્રતિજ્ઞાઓ કરી હતી.

**વડોદરા**—[ડભોડા] જીવ હિંસા ન કરવા ઘણા ઠાકરડાઓએ બાધા લીધી છે તેમજ જૈન બંધુઓએ હોકો, બીડી ન પીવાનું નકી કર્યું. તેમજ ધર્મ ઉપર શ્રદ્ધા બેસાડી છે.

**પ્રાંતીઆ**—ગામની તમામ કોમને એકઠી કરી ભાષણો આપતાં ઘણા બંધુઓએ બીડી હોકો ન પીવા બાધા લીધી. તેમ રાત્રિ ભોજન ન કરવા ઘણા જૈન બંધુઓએ પ્રતિજ્ઞા કરી.

उपदेशक मी. पुंजालाल प्रेमचंद—मारवाड.

साबळा—जैन मंदिरनी आगळ जाहेर सभा भरी संप, कन्याविक्रय तथा शियळव्रत उपर भाषणो आपतां घणी सारी असर थतां आनंद थयो छे.

आशापुर, वरोदा, पुजपुर, ममराणा, कावजा, वनकोरा—उपरनां गामोए भाषणो आपतां जुदी जुदी बाबतोना ठरावो थया हता. भाषणोथी सारी असर थइ छे.

# અમારો આવતો અંક.

આ હેરૅલ્ડ પત્રના આવતા અંકમા મુબઈની કૉન્ફરન્સની દશમી બેઠકમા પ્રમુખ સાહેબ અને સ્વાગત કમિટીના પ્રમુખ સાહેબના ભાષણો તેમના ફોટા સહિત આપવામા આવશે, તે ઉપરાંત તેમા થયેલા ઠરાવો ને કામકાજને લગતો અહેવાલ આપવામા આવશે

આ માસિક કૉન્ફરન્સ અને જૈન સમાજ સમસ્તની સેવા કરવા માટે હમેશા તત્પર રહ્યુ છે અને તેના ધરાકોની સહાનુભૂતિથી પોતાની હયાતીની ઉપયોગિતા બહુ સારી રીતે સિદ્ધ કરી શકયુ છે એટલે વિશેષ કહેવાની જરૂર નથી જે જે આ અંક પોતે કરી છે તે બધી વાચકોને વધુ વાચન આપવા માટે ખર્ચી નાખ્યુ છે, તો સર્વેને અમારી નમ્ર વિનતિ છે કે આ માસિકના ઘરાક થઇ બીજા ઘરાકો કરાવી આપી કૉન્ફરન્સની હિલચાલને મદદ કરશે એટલુ જ નહિ પરતુ તેના લાભો અનેક પ્રાપ્ત કરી શકશે દરેક વર્ષે ખાસ અંક પર્યુષણના પવિત્ર દિવસોમા ફળદાર પ્રકાશન કરી આપવામા આવે છે તે પર વિચાર કરશો તો તમોને જરૂર લાગશે કે વાર્ષિક મૂલ્ય દોઢ રૂપીઓ કોઇ બિસાતમા નથી.

મનુષ્ય તરીકે મનુષ્ય જીવન સાર્થક કરવાના અનેક માર્ગ છે તેમાંનો એક માર્ગ શુભ પ્રયાસોનુ અનુમોદન, ઉત્તેજન, પોષણ અને વિવર્ધન છે, તે સાથે સત વસ્તુનુ ઓળખાણ કરવા માટે વાચન પણ આવશ્યક છે

" જબ તુમ આયો જગતમે, જગત હસે તુમ રોય
અબતો અયસી કર ચલો, પીછે હસે ન કોય "

આ વાક્યપર વિચાર પુન કરી જે યોગ્ય લાગે તે કરવા અમારી નમ્ર પ્રાર્થના છે

કૉન્ફરન્સ દેવીએ અત્યાર સુધી જૈનસમાજને જે અગણિત લાભ કરી આપ્યા છે તે ગણાવવા માગતા નથી પણ તે પ્રત્યે લક્ષ તેજ અવશ્ય ખેંચીએ છીએ સમાજનુ ભલુ કરવા તમે બધાયેલા છો કારણ કે સમાજની હયાતીમા જ તમારી હયાતી છે, તેમ જ કૉન્ફરન્સની હયાતી અને પ્રગતિમા તમારી અમારી હયાતી અને પ્રગતિ છે. અમે તેટલા જ વાસ્તે આ કૉન્ફરન્સના માસિકના મુખ પૃષ્ઠ પર અનેક વખત ' અમારી હસ્તીમા હસ્તી રહી તારી અજબ રીતે ' એ ગઝલ મુકી ગયા છીએ તે પરથી અમારો હેતુ સમજી શકાશે

છેવટે અમે ઇચ્છીએ છીએ કે—

' સકલ જીવ સુખમા રહે સર્વ નિરામય થાય
સર્વ ભદ્ર ભાળે સદા, દુ ખ દૂર થઇ જાય '

જૈન શ્વેતાબર કૉન્ફરન્સ ઑફિસ
પાયધુની, મુંબાઈ.

—વ્યવસ્થાપક,
' જૈન શ્વે૦ કૉ૦ હેરૅલ્ડ '




आजकल करीब २ अरसा २० सालसे मैं कुछ ऐसी दवाकी खोजमें था जो जगत्को आशीर्वाद रूप हो जाय, एक ही छोटी सी शीशी अपने जेबमें रखनेसे सारा दवाखाना निकम्मा हो जाय—यानी अपने जाकेटके जेबमें एक छोटीसी शीशीके अंदर सारा दवाखाना आजाय। परदेशमें, रेलमें, जहाजमें, जंगलमें छोटे मोटे गांवमें जहां जिस वक्त कोई बीमारी उमड आई उसीदम उसका इलाज अपने जेबमेंसे निकाल दडे। कई आशा निराशाके झोके खाते खाते २० वर्षके बड़े परिश्रमके बाद मैंने यह चन्द्रामृत पाया है।

इसमें बादी, बदहजमी, दस्त, कै, खांसी, दमा, सिरदर्द, जुकाम, आंखका दर्द, दांत या डाढ़का दर्द, कर्ण रोग, दाद, खुजली, खाज, हैजा, सूजन गठिया, वात, लकवा, कमजोरी, अशक्ति, नामर्दी, जहरी डंक, प्लीहा, अण्डवृद्धि, प्रदर रोग, सर्दी, बवासीर मुंह के छाले, प्रमेह, रक्त शुद्धि, जलना, ताप (बुखार) मन्दाग्नि हिचकी, दुर्गन्धि, खटमल आदि प्रायः सर्व रोगोंका पूरा २ इलाज है। गृहस्थों को एक शीशी अवश्य पास रखना चाहिये। कीमत अमीर गरीब सब के लिये थोड़ी रक्खी है खाने लगानेकी तरकीब दवा के साथ मिलती है। की० फी शीशी ॥।) तीन शीशी २) रु० डा० खर्च अलग।

दवा मंगानेका पता —

चन्द्रसेन जैन वैद्य, चन्द्राश्रम–इटावह. U.P.

લોહી સુધારવા માટે સૌથી સર

# ડૉ. વામન ગોપાલનું
# જગપ્રસિદ્ધ અને લોકપ્રીય
# આયોડાઇઝડ
# સાર્સાપરિલા

જેનો લાખો દરદીઓએ ઉપયોગ કરી પોતાની નિરાશા દુર કીધી છે.)

આ સાર્સાપરિલા બગરેલા લોહીથી થતા દરદો માટે એક

ફતેહમંદ અકસીર ઇલાજ છે.

'અને આજ ૬૦ વરસથી એક સરખી રીતે માન પામેલુ' છે અને જુદા જુદા પ્રદર્શનોમાં

## સોના અને રૂપાના ચાંદો મેળવવા

### આ એક જ સાર્સાપરિલા ભાગ્યશાળી નિવડયું છે.

લોહી એ મનુષ્યનું જીવન છે તે બગડયું હોય તો અનેક રોગ ઉત્પન્ન થાય છે. માટે તે સુધારવા દરેક માણસે કાળજી લેવી જોઇએ, તેને માટે આ સાર્સાપરિલા વિના બીજી એક પણ દવા લેવાની જરૂર નથી. વળી આ દવા પીવાથી ઉપદંશ એટલે ગરમી અને તેના વડે થતા રોગો—તેમજ લકવા, સંધીવા, ચામડી પરના કાળા ડાઘ પડવા, અંગનુ સુજી આવવું, શરીરમાં બળતરા થવી, શરીર ઉપર દેવી સરખા ફોલ્લા થઈ આવવા વિગેરે વિકારો ઉપર આ દવા અકસીર થઇ ચુકી છે.

શીશી ૧ નો રૂ ૧, ચાર શીશી પીવાથી સારો ગુણ આવે છે. પોસ્ટ ખર્ચ જુદ ચાર એકદમ મંગાવનારને રૂ. ૪ા. પોસ્ટેજ સાથે.

**ડૉ. ગઉત્તમરામ કેશવ—ઠાકુરદ્વાર—મુંબઈ.**

અમદાવાદના એજન્ટ—શા. ગોકળદાસ મોતીચંદ ઠે. ધાચીની પોળ—અમદાવાદ.

वार्षिक मूल्य (पोस्टेज सह) रु. १-८-०.        Reg. No. B. 525.

# श्री जैन श्वेताम्बर कॉन्फरन्स हेरल्ड.

પુસ્તક ૧૨. અંક ૪ ૫.        ચૈત્ર, વૈશાખ.        એપ્રિલ-મે, ૧૯૧૬.

અમો તો તું અમે નહિ તો નહિં તું જાણજે નિશ્ચે,
નહિ જો બીજ [illegible] ફળ કોના ઉપર ફળશે ?
અમારી હસ્તીમાં [illegible]રત રહી તારી અજબ રીતે,
અમો પર ઘાવ કરતાં ઘાવ આવી તમ ઉપર પડશે.

---

## વિષયાનુક્રમ.



---

ઑનરરી તંત્રી.

મોહનલાલ દલીચંદ દેશાઇ.
બી. એ. એલ્. એલ્. બી.
વકીલ હાઇકોર્ટ-પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ.

Printed by-Dahyabhai Shakrabhai Gandhi at his 'Satya Prakash' Printing Press, Ahmedabad and Published by-Lalchand Laxmichand Shah for Jaina Swetambar Conference at its office at Pydhuni, Bombay, No 3

# શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ.

# શ્રી સુકૃત ભંડાર ફંડ.

**આ ફંડમાં કંઇ આપી સુકૃત કરો.**

**પ્રિય બંધુઓ અને બ્હેનો! યાદ રાખજો કે આ ફંડમાંથી અર્ધો ભાગ કૉન્ફરન્સના નિભાવ ખાતે અને અર્ધો ભાગ કેલવણીના પ્રચાર અર્થે ખર્ચાય છે.**

કૉન્ફરન્સ દેવીએ અત્યાર સુધી જૈન સમાજના ઉદ્ધાર અર્થે જે કર્યું છે તે કોઇ પણ કરી શક્યું નથી. તો તેના કાર્યને હમેશાં નિભાવો. કેલવણી કે જેના પર સમગ્ર દેશ, જ્ઞાતિ, કોમ અને વ્યક્તિના અભ્યુદયનો આધાર છે, તેને પુષ્ટ બનાવો. આવી રીતે કૉન્ફરન્સ અને કેલવણીને સ્થાયી પાયા પર મૂકવા માટે આ ફંડમાં યથાશક્તિ મદદ કરો. મદદ કરી અનેક ભાઇઓના શુભ આશીર્વાદો મેળવો અને આત્માનું કલ્યાણ કરો. શ્રીમતી કૉન્ફરન્સની દશમી બેઠક મુંબાઇમાં હાલ થઇ ગઇ છે. આ પ્રસગે નીચે મુજબનો ૧૩ મો ઠરાવ થયો છે—

ઠરાવ ૧૩ મો સુકૃત ભંડાર ફંડ (Sukrita Bhandar Fund).

આ કૉન્ફરન્સ દૃઢતાથી આગ્રહ કરે છે કે દરેક વર્ષે દરેક શ્રાવક શ્રાવિકાએ ઓછામાં ઓછા ચાર આના શ્રી સુકૃત ભંડાર ફંડમા દેવાજ જોઇએ કે જે ફંડની આવક કેલવણી અને કૉન્ફરન્સના નિભાવમાં વપરાય છે અને જે ફંડની ઉપર કૉન્ફરન્સની હયાતી તથા કૉન્ફરન્સે ઉપાડેલા કાર્યનો આધાર રહેલો છે.

(૧) આ ફંડમાં અત્યાર સુધી જે જે મહાશયોએ પૈસા ભરી પોતાની સહાનુભૂતી દર્શાવી છે તેને આ કૉન્ફરન્સ ધન્યવાદ આપે છે. (૨) જે જે સ્થળની સંઘોએ આ ફંડ એકઠું કરી કૉન્ફરન્સ ઑફીસપર મોકલાવવાનો પરિશ્રમ ઉઠાવ્યો તે સર્વેનો આ કૉન્ફરન્સ આભાર માને છે. (૩) પોતપોતાના ગામમાથી સંવત ૧૯૭૨ નું સુકૃતભંડાર ફંડ એકઠું કરીને જેમ બને તેમ જલદી કૉન્ફરન્સ ઑફીસપર મોકલાવી આપે એવી પ્રત્યેક ગામ અને શહેરના સંઘને આ કૉન્ફરન્સ આગ્રહપૂર્વક વિનતિ કરે છે."

શ્રી સુકૃત ભંડાર ફંડમાં દરેક સ્ત્રી પુરુષોએ એક વર્ષમાં ઓછામાં ઓછા ચાર આના આપવાના છે. ચાર આના જેવી રકમથી કોઇને કશો ભાર પડવાનો નથી. ચાર આના જેવી રકમ વરસ દિવસે આપવી તે કાંઇ વિસાતમા નથી. દરેક માણુસ પાતાની સુકમાઇમાંથી અઠવાડીઆમાં એક પાઇ થી સુકૃત ભંડાર ફંડ માટે જુદી કાઢે તો એક વર્ષે રકમ સવાચાર આનાની થાય. આવી જૂજ રકમ દરેક જૈન બધુઓ પોતાના ઉમંગથી મોકલી આપે તો આપણી શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ તરફથી કેળવણી ખાતામાં-પાઠશાળાઓ વગેરેમાં અપાતી મદદમાં વાધો આવે નહિ. તેમજ આપણી મહાન્ સસ્થા (કૉન્ફરન્સ) ને નિભાવવામાં કશી અડચણ આવે નહિ.

પાયધુની, પોસ્ટ નં. ૩
મુંબાઇ.
સં. ૧૯૭૨. સને ૧૯૧૬

લી० શ્રી સંઘના સેવકો,
કલ્યાણચંદ શોભાગચંદ ઝવેરી.
ગુલાબચંદ ઢઢ્ઢા.
જનરલ સેક્રેટરીઓ. શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ.

# બે જાહેર ચેલેંજો




અમો અમારા પ્રખ્યાત સેંટના રાજા મોહીની જેના માત્ર ચારજ ટીપા રૂમાલપર નાખવાથી ચ બેલીના પુલોની ચાર દિવસ સુધી ખુશબો નથી આપતું તેલુ સાબીત કરનારને રૂ. ૧૦૦)નુ ઈનામ તેમજ વળી અમારા પ્રખ્યાત

પુષ્પાકર હેઅર ઓઇલ
( રજીસ્ટર્ડ )

જે તેલ માથામાં નાખવાથી ખીલતા ફુલોની તાજી ખુશબો આપે છે તેમજ માથાના દરેક દરદો માટે ઘણુંજ ફાયદાકારક છે વળી બજારમાં વેચાતા સુગંધીદાર તેલો જેમ ઘાસલેટ ( વાઈટ ઓઈલ ) નાખવામા આવે છે તે જે કોઇ સાબીત કરી આપે કે અમારા પુષ્પાકર તેલ ઘાસલેટ તેલથી બનાવવામા આવે છે તેને અમો રૂ. ૫૦૦ ) ઈનામ આપવાને બધા ઇએ છીએ તો શા માટે બન્ને ઇનામો મેળવતા નથી.

એકલા માલેક.

**ધી ઓરીએન્ટલ ડ્રગ એન્ડ કેમીકલ કું.**

આડત્યાઃ— **મોહીની એજન્સી.**

જુમા મસજીદ—મુંબઇ.

# જનસમાજને ફાયદાકારક ચેતવણી.

હજારો ગ્રાહકોની ખાત્રીવાળી ૮૦ વરસથી સંપુર્ણ માન પામેલી અને ભરોસાદાર ચોખ્ખા ચાંદીના દાગીના વેચવાની જુનામાં જુની પેઢી.

## ગ્રાહકોને ખાસ અગત્યની સૂચના



અમદાવાદના બજારમાં આજકાલ ચાંદીના દાગીના વેચનાર અનેક વેપારીઓ છે. છતાં અમારી દુકાનમા દરેક જાતના દાગીના ખાસ જરતીથી ઝાળેલી તથા ઘુઘરીઓ બાધવાનો વાળો તે પણ ચોખ્ખી ચાદીનો પાકી ગેરંટીથીજ આપવામા આવે છે ભાવમા ઠગાવાની બીલકુલ ધાસ્તી રહેતી નથી માટે એક વાર પધારવા વિનંતિ છે

**ચોખ્ખી ચાંદીના દાગીના-**

**બનાવનાર તથા વેચનાર.**

# પંચાલ ભૂલાભાઇ હીરાચંદ

ઠે. માંડવીની પોળમાં લાલાભાઇની પોળમાં ઘર નં. ૨૨૧૪.

અમદાવાદ.

# श्री जैन श्वेताम्बर कॉन्फरन्स हेरॅल्ड.

# Jaina Shvetambara Conference Herald.

પુ. ૧૨ અંક ૪-૫. વીરાત્ ૨૪૪૨. ચૈત્ર-વૈશાખ. સં. ૧૯૭૨. એપ્રિલ-મે. ૧૯૧૬.


## Plainspeaking to Jains.

Dr. Nanavati's presidential address at the Jain Shwetambara Conference which held its sittings in Bombay last week was characterised by a good deal of wholesome plainspeaking. After analysing the different factors making for progress or reaction and suggesting the future line of progress,—in which education received its due emphasis,—he laid great stress on the Shwetambara Jain community working in common with all other communities for the good of the Indian nation. As a necessary step towards this he denounced what he characterised as the canker in the social structure slowly destroying its solidarity, namely, the growth of sections and sub-sections which renders any corporate effort impossible. The leaders, he said, ought to discountenance all such forces of disintegration, —especially as he pointed out, the whole caste edifice was entirely opposed to the spirit of Jainism.

## Indiscriminate Charity.

Another matter to which he drew attention is one which may well be considered by other communities besides the Jains namely, the manner in which charity is allowed to drift in this country. Dr. Nanavati reminded his co-religionists that in this twentieth century they might continue their characteristic charities like the Pinjrapoles,—and the philanthropic activities of the Jain community are, we must add, very beneficent,—but the need of hospitals, sanitariums, orphanages, obstetric homes and educational institu-

tions was as great or greater. They had to be more, not less charitable than in the past, but, he added, the point of view should be centred in the greatest good of the greatest number. This leads to Dr. Nanavati's final exhortation to his co-religionists which we trust will be laid to heart by them. Seeking his inspiration from the new life that is pulsating in the country, he asked his hearers 'to be behind no other community in doing their civic and national duties and not only to forge ahead in self-improvement, but also to contribute a substantial share to the work of the Motherland. On the good of the whole depend the best interests of the parts. This truth needs to be often repeated in India where the spectre of sectarianism is ever seen stalking throughout of its length and breadth.

*—Bombay Chronicle.*

## દશમી કૉન્ફરન્સની પૂર્ણાહુતિ.

[ Long Live the Conference ]

કૉન્ફરન્સ દેવી ! વિજયી તું થઇ,
ગર્ભજન્મ થાતાં થતી જે બધી પીડાઓ,
મમૂળી તે સર્વદા ગઇ—કૉન્ફરન્સ. ૧

કસાકસી ને શ્રમ વગર આનંદ તો નથી,
મનની મનમાં કોઇની રહી—કૉન્ફરન્સ. ૨

એક ખેંચે ગામ ભણી, બીજો ખેંચે સીમ ભણી,
વાતમાં હતો ન માલ કંઇ—કૉન્ફરન્સ. ૩

આધ્યાત્મી ને લૌકિકની ખેંચતાણમાં,
કમીટી તો બરાબર થઇ—કૉન્ફરન્સ. ૪

'જય જય જય શ્રી મહાવીર સ્વામી !' એ શબ્દોથી મંગલાચરણ કરી કૉન્ફરન્સના સમારંભનો આરંભ થયો, અને આખર જય જયજ થયો. સ્વાગતકારિણી સભાના પ્રમુખ શેઠ કલ્યાણચંદ સોભાગચંદ ઝવેરી કે જેઓ વૃદ્ધ, ઠરેલ, શાંત અને આગેવાનોમાંના એક છે તેમણે ભાષણ આદિથી અંત સુધી પોતેજ વાંચી સંભળાવ્યું હતું અને સભાજનોના મનમાં અપૂર્વ વિશ્વાસ અને હિંમત ઉત્પન્ન કર્યાં હતાં. શેઠ કલ્યાણચંદે કૉન્ફરન્સના જનરલ સેક્રેટરી તરીકે જે સેવા બજાવી તે મશહુર છે. અત્યાર સુધી અનેક મુશ્કેલીઓ આવી છે, અનેક ખાતામાં મદદની ખામી વર્ત્તાણી છે. અને અનેક જાતની યોજનાઓ ઉભી થઇ છે, અને તેમાં અડગ રહી જે કાર્ય કરેલું છે તે પ્રશંસનીય છે. અત્યારે થોડી બીના અગાઉથી રજુ કરીશું. કચ્છી બંધુઓ મુંબઇમાં ઘણી સારી સંખ્યા ધરાવે છે અને તેથી તેઓના તરફથી મોટો ભાગ-ફાળો અને સહાય આપવાનું થવું જોઇએ. અત્યાર સુધીમાં તેઓમાંના કેટલાએક પ્રતિષ્ઠિત સજ્જનોને કૉન્ફરન્સની દરેક હિલચાલમાં સામેલ રાખ્યા હતા અને તેમની સલાહની દરેક પ્રસગે અપેક્ષા રાખી હતી, પરંતુ તે સલાહ જોઇએ તેટલા પ્રમાણમાં મળી શકી હતી નહિ કારણ કે તે સજ્જનોને જોઇએ તેટલો અવકાશ નહોતો મળતો તેથા ભાગ લઇ શકતા નહોતા. સુભાગ્યે, પછી તે સ્વતઃ પ્રેરણાથી હોય કે કોઇ ગુજરાતીની પ્રેરણાથી હોય પણ અમે તો કહીએ છીએ કે સુભાગ્યે તેઓ—દશા અને વીસા ઓસવાળ બંને જ્ઞાતોના શ્વેતાંબર મૂર્તિપુજક ભાઇઓમાંના આગેવાનોએ પોતાના તરફથી પુર્ણ ભાગ આપવા માટે ઉલટ દર્શાવી એટલે તેને પૂર્ણ રીતે આદર આપવામાં આવ્યો. સ્વાગતકારિણી સભામાં તેમણે પૂરાં પાડેલા યોગ્ય નામો દાખલ કરવામાં આવ્યાં અને તેઓનું સંમેલન પણ સારૂં થયું.

સુભાગ્યે આ અધિવેશનમાં પ્રમુખ સાહેબ એક ગ્રેજ્યુએટ મહાશય નામે ડાકટર બાલાભાઇ મગનલાલ નાણાવટી L. M. S સાંપડયા અને ચીફ સેક્રેટરીઓ તરીકે પણ ગ્રેજ્યુએટો અને સુશિક્ષિત રા. મકનજી જૂઠાભાઇ મહેતા B. A. LL *B.* બારીસ્ટર અને રા. મોતીચંદ ગિરધરલાલ કાપડિયા B. A. LL. *B.* સોલીસીટર મળ્યા. ટુંક સમયમાં—એક મહિનાની અંદરના સમયમાં કાર્યવાહી શરૂ થઇ. જૂદી જૂદી કમિટીઓ કરી તેમાં કાર્યવાહકો તરીકે યોગ્ય ગૃહસ્થોની નિમણુક કરી કામ ધમધોકાર ચલાવવા માંડયું. ઠરાવોનો ખરડો એકદમ ઘડી બંધારણનો ખરડો તૈયાર કરી—બંને ખરડા જૂદા જૂદા વિદ્વાનો અને આગેવાનો પર મોકલી આપવામાં આવ્યા અને આવેલા અભિપ્રાયો પર પૂરતુ વજન રાખી તેમાં સુધારા વધારા કરી સબ્જેક્ટ્સ કમિટિપર તેનો છેલ્લો નિર્ણય કરવા માટે રજુ કરવાનું રાખ્યું.

ખર્ચ માટે સ્વાશ્રયી બનવા પરજ લક્ષ રાખ્યું અને તેથી દરેક જાતના વર્ગ પાડી જૂદી જૂદી ટિકીટો રાખી કે જેના લગભગ સાત હજાર રૂપીઆ ઉત્પન્ન થયા. મંડપમાં જેમ બને તેમ સરતી રીતે કાર્ય લઇ કંટ્રાકટ આપી તેને તૈયાર કરાવવામાં આવ્યો અને પ્રતિનિધિઓ ( ડેલીગેટો ) માટે જૂદા જૂદા ઉતારા રાખી ભોજનની સગવડ કરવામાં આવી અને ભોજન માટે થોડી ફી તેમની પાસેથી યોગ્ય રીતે વધુ લેવામાં આવી. વૉલંટીઅરોની સેંકડો અરજીઓ આવી અને તેમાંથી અઢીસો રાખવામાં આવ્યા. સમગ્ર શહેરમાં ઉત્સાહ,

એકદીલી, ઉમંગ અને પ્રેમભાવ પ્રસરી રહ્યાં. પ્રમુખસાહેબની એક દિવસ અગાઉથી પધરામણી થઇ અને તે વખતે જે આવકાર લોકોએ આપ્યો છે તે પરથી કોઇ પણને બેધડક કબૂલ કર્યા વગર રહેવાનું નથી કે કૉન્ફરન્સ તરફ મમતા, દૃઢ વિશ્વાસ અને હેત લોકોનાં પૂરાં છે. વળી મુંબઇમાં પ્લેગ ચાલતો હોવા છતાં ડેલીગેટોની સંખ્યા ઘણી હતી તે પણ કૉન્ફરન્સ પ્રત્યેની શ્રદ્ધાની અવિચળતા પુરવાર કરે છે.

શેઠ કલ્યાણચંદ શેઠે સ્પષ્ટ રીતે જણાવ્યું કે ૧—"જેમ કૉન્ફરન્સથી ઘણા લાભ થવાનો સંભવ છે અને અત્યાર સુધીમાં તેનાથી ઘણા સ્પષ્ટ લાભો થયા છે, તેમ તેના કાર્યને વ્યવહારમાં મૂકતાં એક બાબતની ખાસ સંભાળ રાખવાની જરૂર છે. કૉન્ફરન્સ દેવીને પોતાના ખાનગી સ્વાર્થ કે નજીવી ખટપટનું સાધન બનાવી દેવાથી તેનામાં જે કાર્ય કરવાની શક્તિ છે તેનો ધ્વંસ થાય છે. કૉન્ફરન્સનું મુખ્ય કાર્ય યોગ્ય સૂચના દ્વારા વિચાર વાતાવરણમાં ફેરફાર કરાવવાનું છે. તેનો ઉદ્દેશ પૂર્વ પશ્ચિમના સંક્રાંતિ કાળમાં પૂર્વના પ્રાચીન ઇતિહાસનું ગૌરવ વધારે તેવી રીતે પશ્ચિમના નવીન પ્રવાહનું સંમેલન કરાવવાનો છે; તેનું સાધન લોકમત કેળવવામાં અને કર્તવ્યદિશા બતાવવામાં છે; અને તેની ફલાવાપ્તિ આપણી કર્તવ્ય પરાયણતામાં છે. આ ઉદ્દેશ વિસરી જઇ જો તેને એક-દેશીય બનાવવાનો અથવા એકતરફી કરવાનો કોઇ પણ પ્રયાસ કરવામાં આવશે તો તેના મૂળ ઉદ્દેશને ક્ષતિ પહોંચશે; અને તેટલે અંશે આપણે જે મહાન્ સંદેશો જગતને કહેવો છે, વીર પરમાત્માનો ઝુંડો જગતમાં સર્વત્ર ફેલાવી વિજય પ્રાપ્ત કરવો છે તેમાં હાનિ પહોંચશે."

૨—"કૉન્ફરન્સની વધારે ગંભીર ફરજો વિચારતાં આપણને હવે બાહ્ય શોભાપર દુર્લક્ષ આપવાનો વખત આવી પહોંચ્યો છે. મુંબઇમાં તેની આ રીતે શરૂઆત કરી છે તેનો ઉદ્દેશ એ છે કે ગમે તેટલી નાની વસ્તીવાળું શહેર કે ગામ ભવિષ્યમાં કૉન્ફરન્સને બોલાવી શકે એવી યોજના કરી દેવી. આ વખતની કૉન્ફરન્સમાં કોઇ પણ વિવાદગ્રસ્ત કે તકરારી પ્રશ્ન ન ચર્ચાય તે જરૂરી લાગવાથી અમે ઠરાવોના ખરડામાં એવો કોઇ પ્રશ્ન લીધો નથી. અમારી બીજી મજબુત ઇચ્છા એ હતી કે કૉન્ફરન્સનું બંધારણ જેમ બને તેમ સંગીન થાય અને તેપર પૂરતો વિચાર થાય તે માટે આ વખતે ખાસ લક્ષ્ય આપવું અને કેળવણીના મુખ્ય સવાલને પ્રથમ સ્થાન આપવું. આ ધોરણપર અમે કામ લીધું છે."

ત્યાર પછી પ્રમુખ સાહેબે પોતાનું સુભાષિત ભાષણ વાંચી સંભળાવ્યું. તેમાં સર્વ રજુ કરવાના ઠરાવોપર વિવેચન કરી જૈન કોમની સામાજિક ધાર્મિક અને કેળવણી વિષયક અગત્યની બાબતોપર જે વિચાર રજુ કર્યા છે તે દરેક જૈને વિચારવા યોગ્ય છે. આ ઉપરાંત તેમણે નીચે પ્રમાણે આપણા મુનિ મહાત્માઓમાટે પણ જે નમ્ર અને મહત્વની સૂચનાઓ કરી છે તે અને જ્યાં જુદાં તડો, જ્ઞાતો, સંપ્રદાયો વચ્ચે એક સંપ કરવા માટે નો આગ્રહ બતાવ્યો છે તે ખાસ લક્ષ ખેંચે છે અને તે ઉપર કાળજીથી વિચાર કરવામાં આવશે તો કોમનું શ્રેય ઘણી અસરકારક રીતે સધાશે એમ અમારું માનવું છે.

"**સાધુઓના અભ્યાસ માટે ઉપાય યોજવાની જરૂર**—હાલમાં આપણા સાધુઓમાં પણ કેટલાક સમર્થ વિદ્વાનો છે અને તેઓ પણ ધર્મ અને કોમની સેવા યથાશક્તિ બજાવી રહ્યાં છે,છતાં પણ કેટલાકની કેળવણીમાં કેટલીક ન્યુનતા નજરે આવે છે. આપણા બધાના અનુભવમાં આવ્યું હશે કે પૂજ્ય મુનિ મહારાજોમાં બુદ્ધિ, શક્તિ અને શ્રદ્ધાની ખામી નથી, જો તેમને જૈન કોમ તરફથી ધાર્મિક, સામાજીક અને વૈજ્ઞાનિક (Scientific) અભ્યાસને માટે પુરતી સરળતા અને જોઇતાં સાધનોની જોગવાઇ કરી આપવામાં આવે તો તેઓ ઘણા સારા વિદ્વાન્ નીવડી કોમને અને દુનિયાને સારો ફાયદો કરી શકે. **આપણા જૈન સાધુઓમાંથી સર્વદર્શી જાહેર વ્યાખ્યાનો આપનાર, જાહેર લેખો લખનાર અને જાહેર સેવાઓ કરનાર નીકળવાની ખાસ જરૂર છે.** આ જમાનામાં કેટલાક શ્રદ્ધાળુ જૈનોને ઉપાશ્રયમાં માત્ર વ્યાખ્યાન આપી તથા ધાર્મિક ક્રિયાઓ કરાવી તેમણે બેસી રહેવાનું નથીઃ હવે તો ખુલ્લાં મેદાનોમાં અને જાહેર મકાનોમાં સમાજ સમક્ષ ઉત્તમ વિચારોથી ભરપૂર જાહેર વ્યાખ્યાનો આપવાનો સમય આવી પહોંચ્યો છે. **હાલમાં તેમના પૈકી ઘણાને જે કેળવણી મળે છે તે ઘણીજ સંકુચિત અને સાધારણ જૈન શાસ્ત્રના સિદ્ધાંતની અને ક્રિયાકાંડ કરવા પૂરતીજ હોય છે બીજા ધર્મની અગર તો પાશ્ચાત્ય ફીલસુફી ( તત્વજ્ઞાન ) અને વિજ્ઞાન કે જે હાલ દુનિયાના બધા વિચારોને દોરે છે તેમની તેઓને બિલકુલ માહિતી હોતી નથી, અને શોધખોળની અર્વાચિન પદ્ધતિથી તો તેઓ બીલકુલ જાણીતા હોતા નથી. અતિશય શ્રદ્ધાથી શ્રી મહાવીર સ્વામિના ભેખ પ્રત્યેની ચાલતી આવેલી પૂજ્યબુદ્ધિ હાલના આગળ વધતા જમાનામાં કાયમ રહેશે કે કેમ, એ માટે ઉંડો વિચાર કરવો જોઇએ. જૈન કોમને સાધુઓની ખાસ જરૂર છે.** માટે તેમને આપણા ધર્મની **યથાર્થ** કેળવણી મળે તેમજ ધાર્મિક અભ્યાસ **ઉપરાંત નવી પદ્ધતિની** કેળવણી મળે એ માટે ઉપાયો યોજવા જોઇએ.

"<u>સામાજીક બંધારણને વિસ્તૃત પાયાપર મૂકવાની જરૂર.</u>

આપણું હાલનું સામાજીક બંધારણ એવું છે કે આપણે ધાર્મિક અને આર્થિક ઉન્નતિને માટે ગમે તેટલા પ્રયત્નો કરીએ તોપણ સારી સ્થિતિમાં આવી શકાય નહિ, કારણ કે આપણા ધર્મના સિદ્ધાંતો અને બંધારણ વિરૂદ્ધ નાની નાની જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓમાં વ્હેંચાઇ ગયેલા છીએ અને આપણે તેથી એક સાથે કામ કરવાની શક્તિ ઘટતી જાય છે, તેમજ કેટલીક બાબતોમાં આપણા વિચારો પણ સંકુચિત થતા જાય છે, અને સમાજબળ કમી થાય છે. આથી કરીને કોમ સમસ્તના સવાલો હાથ ધરવા જઇએ છીએ, ત્યારે આપણી ઉન્નતિ થાય તેવા પ્રકારની કામ કરવાની ઇચ્છા અગર પ્રવૃત્તિમાં અનેક જાતની અડચણો આપણને નડે છે. છેલ્લા પચાસ વર્ષના ઇતિહાસ ઉપરથી માલુમ પડશે કે આપણામાં **જુદી જુદી જ્ઞાતિઓ ભેગી થવાને બદલે નવીન પેટાજ્ઞાતિઓ વધતી જાય છે. ગોળો બંધાતા જાય છે, તડ વધતાં જાય છે, જૈન કોમ સિવાયની અન્ય કોમો સાથેનો સંબંધ ઓછો થતો જાય છે, અને જૈન ધર્મ પાળનાર એકજ કોમની પેટાજ્ઞાતિઓ સાથેનો**

**લોકોનો પરસ્પર સંબંધ ઘટતો જાય છે; અર્થાત્ એકજ જ્ઞાતિના જુદા જુદા પ્રદે-** શોમાં રહેનાર લોકોનો સંબંધ ટપાલના પોસ્ટ, રેલ્વે અને ટેલીગ્રાફના સુધારા રૂપ સાધનો મળ્યાં છે છતાં વધવાને બદલે સંકુચિત થતો જાય છે. આમ વ્યવહાર ટુંક થવાને લીધે કન્યાવિક્રય, વરવિક્રય, બાળલગ્ન તથા વૃદ્ધવિવાહ વગેરે હાનિકારક રિવાજોને ઉત્તેજન મળ્યું છે; જેના પરિણામે કોમની સામાજિક અને શારીરિક સ્થિતિ બગડતી જાય છે, તેમજ બંધુભાવનું કાર્યક્ષેત્ર ટુકું થઇ સંપ થવાને બદલે કુસંપ ઘર કરતો જાય છે. આપણે સમજવું જોઇએ કે **હાલનું જ્ઞાતિબંધારણ આપણા ધર્મ તેમજ સમાજ શાસ્ત્રના નિયમથી વિરૂદ્ધ છે, માટે આ પ્રશ્ન કોમના હિતને માટે અને ખરૂં પુછાવો તો દેશ સમસ્તના હિતને માટે મુખ્ય અને મહત્વનો હોવાથી તે તરફ આપ સર્વનું લક્ષ ખેંચવા હું રજા લઉં છું."**

આમ પ્રમુખ સાહેબ આપણા પૂજ્ય મુનિમહારાજાઓ આપણા ખરેખરા કલ્યાણકારક અને ઉપકારી થઇ શકે તે માટે તેમના માટે ખરી હકીકત જણાવે છે અને આપણું સામાજિક બંધારણ, ધર્મ તેમજ સમાજશાસ્ત્રના નિયમથી વિરૂદ્ધ દર્શાવી આપે છેઃ તે માટેના શું માર્ગ છે એ સંબંધે પ્રમુખ સાધુઓ માટે એક ખાસ શિક્ષણું સંસ્થા ખોલવી એમ સ્પષ્ટ કહે છે. સામાજિક બંધારણ માટે શું કરવું એ જો કે સ્પષ્ટ કહ્યું નથી તો પણ તેમના કથનપરથી એ ફલિત થાય છે કે પેટાજ્ઞાતિઓની હદ થઇ છે! તેથી કુસંપ, કલેશ જામ્યાં છે. તેને દૂર કરો–સંધાય તેટલી સાંધો પણ ફાટ પાડી નવી ઉભી ન કરો. તડાને તિલાંજલિ આપો, પેટા જ્ઞાતિઓમાં 'પેટા' એ શબ્દને પેટીમાં પૂરી દો, અને નવીન જ્ઞાતિ-ઓને ઉગતીજ ડાંભો–બાળી નાંખો. જૈન તરીકે જૈન ધર્મ પાળનાર સર્વેને એકજ જાતનો સમાન હક છે–નવકાર બોલનાર દરેકને નવકારશીમાં જમવાનો આવવાનો આમંત્રણ મેળ-વવાનો અને આપવાનો સરખો હક છે. ખોલો ખોલો આંખો! હવે કયાં સુધી નિદ્રસ્થ રહેવું છે?

આ બંને ભાષણો આ અંકમાં આપ્યાં છે તે સર્વ જૈનને વાંચી જવા અમારી આ-ગ્રહપૂર્વક ભલામણ છે. આ પછી પહેલા દિવસનું કાર્ય સમાપ્ત થયું ને બંધારણના કાચા ખરડામાંના કાનુન આજ અધિવેશનમાં સ્વીકારવા કે તેથી દાખલ કરવા જેમ તે માટે સબ્જેક્ટસ કમિટી (વિષય નિર્ણીત કરનારી સભા) માટેના સભ્યો (મેંબરો) પ્રતિનિધિ નત્વ સમવાય તે રીતે નિર્ણીત કરવા માટે સૌ સૌને જણાવતાં તે પ્રમાણે ત્યાંને ત્યાંજ અમલ કરવામાં આવ્યો હતો અને ઘણી સરળતાથી અને સાથે ઉત્સાહપૂર્વક તે કાર્ય પુરૂં કર્યું હતું. તે કમિટી રાત્રે બેસવામાં આવી અને બીજા દિવસોના ઠ-રાવો રજુ કરતાં થોડા ફેરફાર સહિત નક્કી કરવામાં આવ્યા અને ત્રણ કલાકમાં તેનું કામ આટોપાયું. બીજા દિવસની રાત્રે તે કમિટી મળી કે જે સવાર સુધી આંખ બંધ કર્યા વગરની જાગતી અને તકરારનો નિર્ણય કરતી રહી હતી. આખર સર્વ ઠરાવો નિર્ણીત કર્યા પછી અમુકને બોલવા દેવાથી લોકમાં ખળભળાટ લાગે તો શું ઉપાય યોજવા એ બાબત નક્કી કર્યા વગરની રહી. ત્રીજે દિવસે તે બાબત બપોરે એક વાગે નક્કી થઇ અને પછીથી સમાધાનથી કામ ચાલ્યું અને ફંડ પણ પાંચેક હજારનું થયું. આ ઠરાવો આ અં-

ક્રમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે તે પરથી જણાશે કે કેળવણી અને કૉન્ફરન્સનું બંધારણ એ બે બાબત પર ખાસ લક્ષ આપવામાં આવ્યું છે. આ ઠરાવો અને તેને લગતા વિષયોપર અમારો આ હેરલ્ડ માસિક સાથેનો ઋણાનુબંધ અમારી ફુરસદ અને વ્યવસાય પ્રવૃત્તિમાં શાન્તિ મળ્યે રહેશે તો કંઇક જણાવીશું.

તંત્રી.

---

## પ્રથમ દિવસ.

સંઘભક્તિ-સંઘને સ્વાગત.

यद्भक्तेः फलमर्हदादिपदवीं मुख्यं कृषेः सस्यवत् ।
चक्रित्वं त्रिदशें द्रतादितृणवत् प्रासंगिकं गीयते ॥
शक्तिं यन्महिमस्तुतौ न दधते वाचोऽपि वाचस्पतेः ।
संघः सोऽघहरः पुनातु चरणन्यासैः सतां मन्दिरम् ॥

## દ્વિતીય દિવસ.

સંઘ સેવા.

लक्ष्मीस्तं स्वयमभ्युपैति रभसा कीर्तिस्तमालिंगति ।
प्रीतिस्तं भजते मतिः प्रयतते त लब्धुमुत्कंठया ॥
स्वः श्रीस्तं परिरब्धूमिच्छति मुहुर्मुक्तिस्तमालोकते ।
यः संघं गुणराशिकेलिसदनं श्रेयोरुचिः सेवते ॥

## ત્રીજો દિવસ.

સંઘ અર્ચા.

यः संसारनिरासलालसमतिर्मुक्त्यर्थमुत्तिष्ठते ।
यं तीर्थं कथयन्ति पावनतया येनाऽस्ति नाऽन्यः समः ॥
यस्मै तीर्थपतिर्नमस्यति सतां यस्मा च्छुभं जायते ।
स्फूर्तिर्यस्य परावसन्ति च गुणां यस्मिन्स संघोऽर्च्यताम् ॥
—सोमप्रभसूरिः ॥

### આનંદોત્સવ.

[ રાગ-બિભાસ. ઝૂલણા છંદની ચાલ. ]

વિજય આજે થયો વીર શાસન તણો, ગગન જય નાદથી ગજાવો;
સંઘ ભારત તણા ધર્મવીરો મળ્યા, કુસુમ કરમાં ધરીને વધાવો. વિજય૦ ૧
તિલક કુમકુમ કરો કેશરી ભાલમાં, વિજયમાલા ધરો કંઠ આજે;
સ્મરણુ સ્નેહે કરો પંચ પરમેષ્ટિનું, થાય શુભ પ્રેરણા આ સમાજે. વિજય૦ ૨

વીરના બાળની હૃદય આશાલતા, આજ પલ્લવ ધરી પૂર્ણ ફૅલશે;
ભાગ્યના ભાનુનો ઉદય આજે થશે, જ્ઞાનનાં સાધનો સર્વ મલશે. વિજય૦ ૩
ઉર્મિઓ ઉઠશે આજ ઔદાર્યની, ઝળકશે જૈનની જ્યોત પૂરી;
સ્હાય સાધર્મિઓ પૂર્ણ સૌ પામશે, અવર આશા રહે નહિ અધૂરી. વિજય૦ ૪
વિશ્વ વિદ્યાલયે વીરનાં બાલકો, વિપુલતાથી વધે વેગ પામી;
પૂર્ણ વ્યાપાર ઉદ્યોગ ખીલે અતિ, આજ એ ભાવના પૂર્ણ જામી વિજય૦ ૫
કુરિવાજો તણું ઘોર વાદળ ચડયું, કોમ આવી પડી અંધકારે;
સમિર આજે સુધારા તણો છૂટશે, અધિક ઉદ્યોતને જે પ્રસારે. વિજય૦ ૬

—શાસ્ત્રી નર્મદાશંકર.

---

## બંધુઓને પ્રોત્સાહન.

( "દીનના દયાળ પ્રભુ" એ રાહ. )

ઉઠો વીર ધર્મ વીર સમય આ મજાનો,
જ્ઞાન કલા જાગ્રતિ તણોજ આ જમાનો—ઉઠો (એ ટેક)
સ્મરણ કરો પૂર્વ કાલ પ્રેમથી તમારો,
વીર્ય ક્યાં ગયું તમારૂં વીર એ વિચારો— ઉઠો. ૧
ભારતે હતી તમારી ભવ્યતાજ સારી,
કેવી ધર્મ કીર્ત્તિ જૈન મંડલે પ્રસારી.— ઉઠો. ૨
પાટણે પ્રભાવ જૈન ધર્મનો વધાર્યો,
ગુર્જરાધિપોએ વીર ધર્મને ઉધાર્યો.— ઉઠો. ૩
સૂરીશ હેમચંદ્ર તણાં કાર્યને વિચારી,
કરે પ્રવૃત્તિ સૌ મુનિ એ પ્રાર્થના અમારી.— ઉઠો. ૪
અભયદાન જૈનનું ગણાય નિત્ય ભારી,
સમય આજ જૈન ફરે, લાજ શી તમારી ?— ઉઠો. ૫
પ્રતાપી પશ્ચિમો તણો પ્રભાવ સૌ વિચારો,
સ્વદેશ ને સ્વકોમ તણું પ્રેમ તત્ત્વ ધારો,— ઉઠો. ૬
શું પ્રમાદ પાશમાં પડયા રહો પ્રતાપી,
સ્નેહથી કરો સહાય બંધુ-કષ્ટ કાપી— ઉઠો. ૭
ભારતે ગણાય જૈન કોમ સર્વ સારી,
કીર્ત્તિ જાળવો તમારી કોમને ઉગારી— ઉઠો. ૮
સંપ કલ્પવૃક્ષ તણી છાંય નિત્ય સેવો,
કૂર તે કુસંપને જ દેશવટો દેવો.— ઉઠો. ૯

—શાસ્ત્રી નર્મદાશંકર.



શેઠ કલ્યાણચંદ શોભાગચંદ ઝવેરી, ચૅરમેન, રિસેપ્શન કમિટી
દશમી શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ, મુંબઇ.




# શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સ.

## દશમું અધિવેશન, મુંબઈ.

તા૦ ૨૧ એપ્રિલ ૧૯૧૬.

### રિસેપ્શન કમિટીના ચેરમેન શેઠ કલ્યાણચંદ સોભાગચંદનું સ્વાગત આપવાનું ભાષણ.

સુજ્ઞ બંધુઓ અને બહેનો,

અનેક પ્રકારની અગવડો વેઠી અત્રે પધારેલા કર્તવ્યનિષ્ઠ મારા ડેલીગેટ બંધુઓ! તમને સર્વેને અત્રેની રિસેપ્શન કમિટી તરફથી અંતઃકરણપૂર્વક સ્વાગત આપતાં મને અત્યંત આનંદ થાય છે. જૈન શ્વેતાંબર કોન્ફરન્સના દશમા અધિવેશનના માંગલિક પ્રસંગ ઉપર આપ સર્વેએ અનેક પ્રકારની અગવડો વેઠી તથા પોતાના કિમતી વખતનો ભોગ આપી અમારા આમંત્રણને માન આપી અહીં પધારવાની જે તસ્દી લીધી છે તેને માટે અત્રેના શ્રી સંઘ તરફથી હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનવાની રજા લઉં છું. આખા હિંદુસ્તાનના દૂર દૂર દેશમાં વસતા અમારા બંધુઓનો આદરસત્કાર કરવાની આવી તક અત્રેના શ્રી સંઘને અને તે દ્વારા અમારી કમિટીને મળી તે માટે હું તથા અમારી કમિટીના સભાસદો અહોભાગ્ય સમજીએ છીએ. શ્રી સંઘને જે તીર્થંકર મહારાજ પણ નમસ્કાર કરતા આવ્યા છે, અને સંઘભક્તિ એ આપણા જૈન બંધુઓ માટે અતિ અગત્યનું શ્રાદ્ધકર્તવ્ય ગણાય છે. એવી અનુપમ તક મળતાં મારા અંતઃકરણમાં પ્રગટ થતી ઊર્મિઓ હું આ પ્રસંગે છુપાવી શકતો નથી.

મને આ પ્રસંગે જણાવવું વખતસરનું જણાય છે કે મુંબઈ શહેર આવી રીતે આપ સર્વેનું સ્વાગત કરે એ સર્વ રીતે યોગ્ય છે. આપણી કોન્ફરન્સ અને મુંબઈ શહેરનો જૈન ઇતિહાસ નહિ ભૂલી શકાય તેવી રીતે જોડાઈ રહેલાં છે એ આપ સર્વેને સુવિદિતજ હોવું જોઇએ. આપણા પ્રાચીન તીર્થ શ્રી ફલોધિમાં આ વિજયી મહાદેવીનું સ્થાપન થયા પછી બીજેજ વર્ષે સંવત્ ૧૯૫૯ માં આપ સર્વેને અત્રેજ સ્વાગત કરવાનો લાભ અત્રેના શ્રી સંઘને મળ્યો હતો. તે વખતે આ સ્થાને જે ઉદારચરિત્ર સ્વા-

શ્રેયી નરરત્ન શેઠ શ્રી **વીરચંદ દીપચંદ** સી. આઈ. ઈ. બિરાજ્યા હતા, તેમની કોન્ફરન્સ પ્રત્યેની જ્વલંત લાગણીઓ અને તમો સર્વને આદર કરવાનો અંતઃકરણ-પૂર્વકનો પ્રેમ હું યાદ કરૂં છું ત્યારે મારા મનમાં તેમના પ્રત્યે અનેક પ્રકારની શુભ લાગણીઓ સ્ફુરે છે. એ પ્રસંગે ભગીરથ પ્રયત્ન કરનાર અનેક કાર્યવાહકોના મોખરે શેઠ **ફકીરચંદ પ્રેમચંદ**નું નામ પણ તુરતજ લક્ષ્ય પર આવે છે. તેમના પ્રયાસથી કોન્ફરન્સ નવપલ્લવિત થઈ, તેને જળસિંચન કરવામાં આવ્યું અને ત્યારપછી તેણે જે ભગીરથ કાર્ય કર્યું છે તે વિષે હું આગળ સહજ બોલીશ.

આખા હિંદુસ્તાનના વ્યાપારના મધ્યબિંદુ સમાન અને પૂર્વ તથા પશ્ચિમના મુલકનો સંયોગ કરાવનાર આ મુંબઈ શહેરમાં આપણી વ્યાપારી કોમ સારી અગત્ય ધરાવે છે. અનેક પ્રકારની માનસિક તથા હાર્દિક શક્તિઓને ગર્ભમાં રાખવા ઉપરાંત બહારથી આકર્ષણ કરી ખેંચી લાવવાની અજબ શક્તિ ધરાવનાર આ હિંદુસ્તાનનું પ્રથમ શહેર જૈન કોમમાં પણ તેજ દરજ્જો ધરાવે છે. આપણી જૈન કોમમાં શેઠ **પ્રેમચંદ રાયચંદ** જેવા પ્રથમ દરજ્જાના વ્યાપારી આ શહેરમાં ઉત્પન્ન થયા હતા. દાનવીર, કાર્યકુશળ અને ગમે તેવી અવસ્થાંતરમાં પણ મન ઉપર અસાધારણ કાબુ રાખનાર આ નરરત્નના નામથી આપણી કોમમાં તો શું, પરંતુ ભારતવર્ષમાં ભાગ્યેજ કોઈ એવી વ્યક્તિ હોય કે તેને તેમના નામનો પરિચય થયો ન હોય. તેઓની જૈન કોમની મોટી સખાવતો ઉપરાંત મુંબઈ, કલકત્તા યુનિવર્સિટિની અનેક બાદશાહી, સાર્વજનિક સખાવતોનો ઉચ્ચ અવાજ અને વિજયવાવટો રાજાબાઇ ટાવર નિરંતર ઉડાવી રહેલ છે. આ શહેરે બીજા અનેક વ્યાપારીઓ અને વિદ્વાનોને અવકાશ આપ્યો છે. આ શહેરમાં મોટી રકમનો વ્યય કરીને શેઠ **મોતીચંદ અમીચંદે** ભાયખળામાં દેવાલય, ઉપાશ્રય તથા ભુલેશ્વર ઉપર પાંજરાપોળ, લાલબાગ વિગેરે બંધાવી આપેલ છે. જૈન એસોસીએશનનું સ્થાપન કરનાર મર્હુમ શેઠ **તલકચંદ માણેકચંદ** જેવાં નરરત્નો અહીં થઈ ગયાં છે. આવી રીતે આ મુંબઇ શહેરને આપનો સત્કાર કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે અને મને સંપૂર્ણ આશા છે કે જેવી રીતે સને ૧૯૦૩ માં આ શહેરમાં મળેલા અધિવેશનને પ્રસંગે ઐક્ય અને હૃદયની ઉદારતા આપ તરફથી બતાવવામાં આવ્યાં હતાં તેવી રીતે આ વખતે પણ કોન્ફરન્સના પાયા સુદૃઢ કરવા યોગ્ય પ્રયત્ન કરશો અને તેજ આશયથી આપ સર્વને સ્વાગત કરતાં અમારા અંતઃકરણમાં આનંદ થાય છે.

મુંબઈમાં આપણી અનેક જાહેર સંસ્થાઓ આપનું ધ્યાન ખેંચે તેવી છે. અહીં મર્હુમ શેઠ **ગોકળભાઈ મુળચંદ**ની ઇચ્છાને અનુસરીને તેમના સુપુત્ર શેઠ મણીભાઇએ મોટા ખર્ચથી જૈન હોસ્ટેલ ખોલ્યું છે. અહીં બાબુ પનાલાલજીની ઇચ્છાને અનુસરીને તેમના સુપુત્રોએ જૈન હાઇસ્કુલ અને હોસ્પિટલ સ્થાપન કર્યા છે. અહીં

**મુનિ મહારાજ શ્રી મોહનલાલજી** મહારાજના નામથી એક સેન્ટ્રલ લાયબ્રેરી અને પાઠશાળા સ્થાપવામાં આવ્યાં છે. થોડાજ વખત ઉપર અનેક શુભ ઇચ્છાઓ સાથે **શ્રી મહાવીર જૈન વિદ્યાલય** નામની સંસ્થા ખોલવામાં આવી છે. તેમજ શ્રી મુંબઈ માંગરોલ જૈન સભા, જૈન એસોસીએશન ઓફ ઇન્ડીઆ વિગેરે અનેક ખાતાંઓ અહીં કોમનું અને ધર્મનું જુદી જુદી દિશાએ કામ કરી રહ્યાં છે. આ સર્વે સંસ્થાઓનો આપને અભ્યાસ કરવાનો, નિરીક્ષણ કરવાનો અને તેમાં સૂચનાઓ કરવાનો પ્રસંગ મળશે અને તેથી સીધી રીતે અને આડકતરી રીતે આ શહેરને ઘણો લાભ મળશે. બહાર ગામથી વ્યાપાર તેમજ અભ્યાસ માટે આવતા મોટી સંખ્યાના માણસોને આ શહેરમાં અનેક જુદા જુદા પ્રકારની સંસ્થાઓની જરૂર છે અને અતિ પ્રવૃત્તિવાળા શહેરમાં એવા જુદી જુદી દિશાના પ્રયત્નોની ઘણી આવશ્યકતા છે એ બાબતમાં બે મત પડવાનો સંભવ નથી.

કોન્ફરન્સના કાર્યે સાથે હું કેટલાક વખતથી જોડાયેલ છું, તેથી તેના સંબંધમાં મારે આ પ્રસંગે કાંઈક વિવેચન સાથે કહેવું જોઇએ એમ મને લાગે છે. મુંબઇમાં કોન્ફરન્સ થઈ ત્યારથી તેની કાર્યપ્રણાલિકા હું જોતો આવ્યો છું તે ઉપરથી મારી ખાત્રી થઈ છે કે આ સંસ્થાની ઘણી જરૂરીઆત છે. આખી કોમના વિચારશીલ આગેવાનો એકત્ર થઈ પોતાની ઉન્નતિના વિચારો કરે, તેમને અમલમાં મૂકવાના માર્ગો પર લોકમત કેળવે અને યોજનાઓ ઘડે, એ કાંઈ જેવી તેવી બાબત નથી. આપણી કોમને આખા હિંદુસ્તાનને અંગે ઉપસ્થિત થતા પ્રશ્નો પર વિચાર કરવાનું હોવા ઉપરાંત ઘણા અંગત સવાલો વિચારવાના છે. આપણી જવાબદારીઓ ઘણી મોટી છે અને આપણી વસ્તી એટલી ઘટતી જાય છે કે જો આ સુસંબદ્ધ સંસ્થામાં એકત્ર થઈ યોગ્ય નિર્ણય નહિ કરીએ તો ભવિષ્યમાં બહુ શોચનીય સ્થિતિમાં આવી પડવાનો ભય રહે છે. આપણાં અનેક તીર્થક્ષેત્રો પર વિચાર કરતાં, અનેક મંદિરોની સ્થિતિ વિચારતાં, આપણું વિશાળ શાસ્ત્ર-કથા અને ચરણકરણાનુયોગનું સાહિત્ય જોતાં, તેમજ જીવદયા, નિરાશ્રિત અને સાંસારિક રીતરિવાજોની સ્થિતિ વિચારતાં અને સાથે રાજ્યદરબારમાં આપણી લાગવગ જોતાં કાર્યક્ષેત્ર ઘણું વિશાળ અને એકદમ ધ્યાન પહોંચાડવાની જરૂરીઆતવાળું લાગે છે. કેળવણીના સવાલને અંગે આપણે કેટલું કરવાનું છે તે માટે આ વખતે ઘડેલા ડ્રાફ્ટ રેઝોલ્યુશનો આપણા કર્તવ્યનું ખાસ ભાન કરાવે છે. આવાં અનેક કાર્યો કરવાનાં હોય અને સાથે આપણી કોમની વસ્તી ઘટતી જતી હોય, આપણામાં સંપને સ્થાને કુસંપ જણાતો હોય તો અત્યંત ખેદપ્રદ સ્થિતિમાં આપણે આવી પડીએ એવું મારા અત્યાર સુધીના અનુભવ પરથી મને લાગ્યું છે. આવાં અનેક કાર્યો એક વ્યક્તિ કે એક શહેરથી કદિપણ બની શકે નહિ. એને માટે પદ્ધતિસરની વ્યવસ્થા યોગ્ય શાસન નીચે રહી યોજનાપૂર્વક અને આખા જૈન ભારતવર્ષના પ્રત્યાઘોષ સાથે કરવામાં આવે

તેજ વિશાળ કર્તવ્ય કાર્યોને પહોંચી વળવાનો સંભવ ગણી શકાય. વિચારશીલ મનુષ્યો સ્પષ્ટ રીતે આપણને ચેતવણી આપે છે કે હવે અંદર અંદરના નકામા અને અર્થ પરિણામ વગરના કલેશો છોડી દઈ, એકત્ર પ્રયાસ કરી, સર્વ કાર્યો હાથ ધરવાની બહુજ જરૂર છે; તેમાં પ્રમાદ કરવામાં આવશે અને ગફલતી રાખવામાં આવશે તો મોટા વારસો ગુમાવવાના કારણભૂત આપણે થશું.

કૉન્ફરન્સે અત્યાર સુધી શું કર્યું? એવો ઘણી જગાએથી પ્રશ્ન થાય છે. જવાબમાં એણે કરેલા માનસિક પરિવર્તનના કાર્યનો સરવાળો આપી શકાય તેમ નથી. એણે વિચારવાતાવરણમાં જબરજસ્ત ફેરફાર કર્યો છે; અને તે સ્પષ્ટ રીતે આપણે જોઈ શકીએ છીએ. બાકી તેણે સ્થૂળ કાર્યો કયાં કયાં કર્યાં તે જોવું હોય તો તમારી પાસે આજે એક સિંહાવલોકન અને રિપોર્ટ રજુ કરેલ છે તે જરા તપાસી જશો, વાંચી જશો તો તમને સ્પષ્ટ રીતે જણાશે કે વર્ષોના પ્રમાણમાં કાર્ય ઘણું થયું છે. કૉન્ફરન્સનો હું એક સેવક હોવાથી તે સંબંધી મારે વધારે કહેવું તે અનુચિત ધારૂં છું; પરંતુ અત્રેના કાર્યને ગણાવવા ખાતર નહિ, પણ કૉન્ફરન્સની હયાતી અત્યંત આવશ્યક છે તે બતાવવા ખાતર અત્ર તેની ગણના કરવામાં આવેલ છે. તેણે કેળવણી માટે ખર્ચેલા અને ખર્ચાવેલા હજારો રૂપિયા તરફ આપનું ધ્યાન ખેંચીશ. કેળવણીની પાછળ ખર્ચાયલી બાદશાહી રકમથી અનેક જૈનોએ શિક્ષણ લીધું છે, તેઓ રસ્તે ચઢ્યા છે અને કોમની સેવામાં પોતાનો ફાળો આપતા થયા છે. કૉન્ફરન્સની હયાતી પહેલાં યુનિવર્સિટિમાં જૈન સાહિત્ય તરફ ઉપેક્ષા હતી તે તેણે દાખલ કરાવ્યું છે. કૉન્ફરન્સને અંગે હયાતીમાં આવેલ ગ્રેજ્યુએટ્સ એસોસીએશને તે કાર્ય બજાવ્યું છે. તે ઉપરાંત જૈનોના તહેવારોને દિવસે રજા મેળવવાનું કાર્ય પણ તેજ સંસ્થાએ કર્યું છે. પાછળથી તે કામમાં ફેરફાર થયો છે તે આપણા એકત્ર અવાજથી સુધરાવવાનો છે. કૉન્ફરન્સે અત્યાર સુધીમાં આપણાં અનેક તીર્થોના હકોના સંબંધમાં જુદી જુદી બહુ દિશાએ કામ કરી બતાવ્યું છે; તથા સીધી અને આડકતરી સહાય આપી હકો જાળવી રાખ્યા છે. પૂર્વ અને મારવાડ તેમજ અન્ય સ્થળોનાં અનેક દેરાસરોનો જીર્ણોદ્ધાર કરાવવામાં મદદ આપવા ઉપરાંત એક મંદિરાવળીનું પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે. પુસ્તક-ભંડારોની ટીપ કરાવી જૈન ગ્રન્થાવળી તૈયાર કરાવી છે. આપણા આબુ પર્વત પર આવેલા કીર્તિસ્થંભોમાં જે હૃદયભેદક આશાતના થતી હતી તે આ મહાદેવીના પ્રયાસથી અટકી છે અને તેથી આપણાં પચાસ વર્ષનાં દુઃખ અને ફરિયાદ દૂર થયાં છે. આપણી મહાદેવીએ એક એજ્યુકેશન બોર્ડ સ્થાપન કર્યું છે. તે પુરૂષ અને સ્ત્રી તેમજ કન્યાની ધાર્મિક શિક્ષણને અંગે દર વરસે પરીક્ષા લઈ ઇનામો અપાવે છે અથવા આપે છે. જીવદયાના મહાન્ કાર્યને વિજ્ઞાનની પદ્ધતિ પર મૂકી પરીક્ષાઓ દ્વારા, ઇનામ દ્વારા અને અહિંસાનું જ્ઞાન ફેલાવનારાં પુસ્તકો, પત્રો તથા જાહેર ખબરો છપાવી

૬ યુનિવર્સીટી અને જૈન સાહિત્ય (The Universities and Jaina Literature)

(૧) મુંબઇ, કલકત્તા તથા મદ્રાસ યુનિવર્સીટીમાં જૈન સાહિત્ય દાખલ થયેલું છે તે ઉપર સમસ્ત જૈન કોમનું લક્ષ આ કૉન્ફરન્સ ખેંચે છે અને તે તે યુનિવર્સીટીમાં અભ્યાસ કરનાર જૈન વિદ્યાર્થીઓ જૈન સાહિત્ય લે તે માટે તે વિદ્યાર્થીઓને તથા તેમના વાલીઓને ભાર મૂકી આગ્રહ કરવામાં આવે છે.

(૨) ઉપલી યુનિવર્સીટીઓમાં જે જે જૈન પુસ્તકો દાખલ કરવામાં આવ્યાં છે અને આવે તે પુસ્તકો ટીકા તથા વિવેચન સહિત તૈયાર કરવા જૈન વિદ્વાનોનું અને તેને છપાવી પ્રસિદ્ધ કરવા જૈન સંસ્થાઓ તથા શ્રીમંતોનું લક્ષ ખેંચવામાં આવે છે.

(૩) મુંબઇ યુનિવર્સીટીમાં જૈન સાહિત્ય માટે ખાસ સ્કોલરશીપ સ્વ. શેઠ અમરચંદ તલકચંદ તરફથી સ્થાપવામાં આવી છે તેવી રીતે બીજી યુનિવર્સીટીમાં પણ સ્કોલરશીપો સ્થાપવા જૈન શ્રીમંતોને ભલામણ કરવામાં આવે છે.

(૪) નવીન સ્થાપિત થયેલ હિંદુ યુનિવર્સીટીમાં જૈન સાહિત્ય દાખલ થાય તે માટે ફંડ વગેરેની સગવડ કરી આપવાની અને સ્કોલરશીપ સ્થાપવાની આપણી ફરજ છે એમ આ કૉન્ફરન્સ માને છે અને તે પ્રમાણે ફંડ સ્કોલરશીપ વગેરેનો પ્રબંધ કરવા જૈન શ્રીમંતો તથા સંસ્થાઓને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

(૫) જૈન સાહિત્યનાં પુસ્તકો અનેક છે તેમાંથી સારામાં સારાં પુસ્તકોની યુનિવર્સીટીના અભ્યાસ ક્રમમાં ચુંટણી થાય તે માટે ઉત્તમ પુસ્તકો જૈન જાહેર સંસ્થાઓએ તેમજ શ્રીમંતોએ જૂદી જૂદી યુનિવર્સીટીને ભેટ આપવાં એવી આ કૉન્ફરન્સ ભલામણ કરે છે.

દરખાસ્ત કરનાર—વકીલ લખમશી હીરજી મૈશરી બી. એ. એલ. એલ. બી. (મુંબઇ)
ટેકો આપનાર—વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ સોની. બી. એ. એલ. એલ. બી (સાદરા.)

૭ સામાન્ય શિક્ષણ ( General Education ).

જૈન સમાજમાં એકપણ જૈન કેળવણીથી બેનસીબ રહે નહિ એવી સ્થિતિ લાવવાની ખાસ અગત્ય છે તો તે માટે આ કૉન્ફરન્સ ભલામણ કરે છે કે:—

(૧) પ્રત્યેક જૈને પોતાની પુત્રી અને પુત્રોને વ્યાવહારિક શિક્ષણ અવશ્ય કરવું.

(૨) દરેક સ્થળના આગેવાન જૈનોએ પોતાના સ્થાનિક જૈન વિદ્યાર્થીઓને શિક્ષણ લેવા માટેનાં દરેક સાધનો જેવાં કે ફી ચોપડીઓ વગેરે પૂરા પાડવા પ્રબંધ કરવો.

(૩) હિંદનાં મુખ્ય મુખ્ય શહેરો કે જ્યાં કેળવણી લેવાનાં સારાં સાધનો હોય ત્યાં જૈન વિદ્યાર્થીઓને માટે જૈન શ્રીમંતો તથા નેતાઓએ બોર્ડિંગ સ્થાપવી.

(૪) ઉચ્ચ શિક્ષણ લેવા ઉત્સુક જૈન વિદ્યાર્થીઓને અને ખાસ કરીને ગ્રેજ્યુએટ થયા પછી દેશપરદેશ અભ્યાસ આગળ કરવા ઇચ્છનાર વિદ્યાર્થીને મોટી સ્કોલરશીપ જૈન શ્રીમંતો તથા જાહેર સંસ્થાઓએ આપવી.

દરખાસ્ત મુકનાર—વકીલ નંદલાલ લલ્લુભાઇ ( વડોદરા. )

ટેકો આપનાર—રા. ભોગીલાલ નગીનદાસ ( ખંભાત. )
વિશેષ અનુમોદન,,-રા. વલ્લભદાસ ત્રિભુવનદાસ ગાંધી ( ભાવનગર. )
,, —રા. વેલચંદ ઉમેદચંદ મહેતા ( પાલણપુર. )
,, —રા. શામજી લધા. ( મુંબઇ )
,, —રા. નગીનચંદ પુનમચંદ નાણાવટી ( પેથાપુર )

## ૮ વ્યાપારી શિક્ષણ ( Commercial Education )

હાલના જબરી હરીફાઇના જમાનામાં જૈન કોમનો અસલી દરજ્જો જાળવી રાખવા માટે નીચેના ઉપાયોની જરૂર છે, તો તે પર આ કૉન્ફરન્સ સર્વ જૈનોનું લક્ષ ખેંચે છે.

(૧) જૈનોના હસ્તક હાલમાં જે જે રોજગાર છે તેને કાયમ રાખી આબાદ કરવા માટે તે તે ધંધાના અગ્રેસરોએ પ્રયત્ન કરવા.

(૨) જૈન વેપારીઓએ પોતાના વેપારમા સ્વધર્મી સુશિક્ષિત યુવાનોને દાખલ કરી તેમાં કુશળ બનાવી સામેલ કરવા જરૂર છે.

(૩) પાશ્ચિમાત્ય વ્યાપારીઓ પોતાના વેપારને આબાદ અને વિસ્તારવાળો જે જે રીતે બનાવે છે તે તે રીતિઓ જાણી તેનું અનુકરણ હિંદના વેપારના સંજોગોને ધ્યાનમાં રાખી કરવું એ જૈન વેપારીઓનું કર્તવ્ય છે.

( ૪ ) ઉંચા વેપારી શિક્ષણ પ્રત્યે જૈન વિદ્યાર્થીઓનું લક્ષ ખેંચવું અને વેપારી કૉલેજમાં તેઓ અભ્યાસ કરે તે માટે ખાસ સ્કોલરશીપ આપવી.

(૫) ઉંચું શિક્ષણ ઘણું મોંઘું હોવાથી સામાન્ય સ્થિતિના જૈનો સામાન્ય શિક્ષણ લઇને પોતાની આજીવિકા આબરૂસર ચલાવી શકે તે માટે તેઓ સારૂ, દેશી નામાના વર્ગો એટલે સ્વદેશી હિસાબ પદ્ધતિનું શિક્ષણ આપનાર કલાસ જૈન શ્રીમંતો અને જૈન જાહેર સંસ્થાઓએ ખોલવા.

દરખાસ્ત મુકનાર—રા. મણીલાલ બાલાભાઇ નાણાવટી એમ. એ. એલ. એલ. બી.(વડોદરા)
ટેકો આપનાર—રા. હીરાચંદ લીલાધર ઝવેરી [ જામનગર ]
વિશેષ અનુમોદન,—રા. દયાલજી ગંગાજર ભણશાલી બી. એ. [ પોરબંદર ]
,, રા હાથીભાઇ કલ્યાણજી [ કચ્છ—માંડવી ]
,, રા. વીરજી રાજપાળ માસ્તર [ મુંબઇ ]

## તૃતીય દિવસ, વીરાત્ ૨૪૪૨, ચૈત્ર વદિ ૬, ૨૩ મી એપ્રીલ, ૧૯૧૬, રવિવાર.

---

## ૯ જૈનો માટે કેળવણી સંબંધી જુદાં કોલમ (Separate Columns for Jainas.)

મુંબઇ ઇલાકાના કેળવણી ખાતાના ઉપરી અધિકારીએ મુંબઇ ઇલાકાની કાલેજોમાં, હાઇસ્કુલોમાં, પ્રાથમિક શાળાઓમા અને ખાસ ( Special ) સ્કુલોમાં ભણતા જૈન વિદ્યાર્થીઓને લગતા અલગ આંકડા પોતાના રિપોર્ટમાં બહાર પાડવા કબુલ કર્યું છે તે માટે આ કૉન્ફરન્સ પોતાનો સંતોષ જાહેર કરે છે અને તેવીજ રીતે જૈન વિદ્યાર્થીઓને માટે અલગ આંકડા પોતાના રિપોર્ટમાં બહાર પાડવા બીજા ઇલાકાઓના કેળવણી ખાતાના

ઉપરી અધિકારીઓને આ કૉન્ફરન્સ વિનંતિ કરે છે તેમજ જૈન વિદ્યાર્થીઓને માટે પોતાના ફોર્મોમાં ખાસ જુદું કૉલમ રાખવા હીંદી સરકારને આ કૉન્ફરન્સ અરજ કરેછે.

( પ્રમુખ તરફથી. )

**૧૦ જૈન પ્રાચીન શોધ ખોળ ખાતું ( Archaeology )**

જૈન પ્રાચીન મકાનો અને શિલાલેખો, વિગેરે સારી રીતે મરામત પામી ચિરકાલ સુસ્થિતિમાં રહે અને તેનો પ્રાચીન ઇતિહાસ જળવાઇ રહે તે માટેની જરૂર આ કૉન્ફરન્સ સ્વીકારે છે અને એવા પ્રાચીન શિલાલેખો વિગેરે ઉતરાવીને તેનો સંગ્રહ કરવાની અને તે સાથે આપણો પ્રાચીન ઇતિહાસ શૃંખલાબદ્ધ મેળવી શકવા માટે તેવો સંગ્રહ છપાવીને પ્રગટ કરવાનો ઠરાવ કરે છે.

( પ્રમુખ તરફથી )

**૧૧ કૉન્ફરન્સનું બંધારણ ( Constitution of the Conference. )**

૧ ઉદ્દેશઃ— આ કૉન્ફરન્સ કે જેનું નામ શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ રાખવામાં આવ્યું છે તેનો ઉદ્દેશ જૈન કોમ અને જૈનને લગતા કેળવણીના પ્રશ્નો સંબંધમાં તેમજ ધાર્મિક, સામાજિક, આર્થિક અને બીજા જૈન કોમ અને ધર્મ સંબંધી સવાલો ઉપર વિચાર ચલાવી યોગ્ય ઠરાવો કરવાનો અને તે ઠરાવો અમલમાં મુકવા માટે યોગ્ય ઉપાયો યોજવાનો છે.

૨ **કાર્ય વિસ્તારઃ**—સમસ્ત જૈન કોમને લાગુ પડતા સવાલોજ કૉન્ફરન્સ હાથ ધરશે.

૩ **અધિવેશનઃ**— કૉન્ફરન્સની આગલી બેઠક વેળાએ ઠરાવવામાં આવેલ વખતે અને સ્થળે આ કૉન્ફરન્સ સાધારણ રીતે દર બે વરસે એક વખત ભેગી મળશે. જો એવો કોઇપણ ઠરાવ આગલી બેઠક વેળાએ કરવામાં આવેલો નહિ હશે તો કૉન્ફરન્સની સ્ટેન્ડીંગ કમિટી એ બાબત નક્કી કરશે. તેમજ જ્યારે સ્ટેન્ડીંગ કમિટીને ફેરફાર કરવો જરૂરી અથવા ઇચ્છવા જોગ જણાય ત્યારે કૉન્ફરન્સ ભરવાનો વખત તથા જગ્યા તે બદલી શકશે.

૪ **પ્રતિનિધિઃ**—આ કૉન્ફરન્સ પ્રતિનિધિઓથી બનશે, પ્રતિનિધિઓ નીચેના થઇ શકશે.

(૧) કોઇપણ શહેર કે ગામનો સંઘ યા સભા કે મંડળ જે યોગ્ય ગૃહસ્થને પ્રતિનિધિ તરીકે નીમી મોકલે તે, (૨) ગ્રેજ્યુએટો જેની અંદર કોઇ પણ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટો તેમજ બૅરીસ્ટર, હાઇકોર્ટ પ્લીડર, ડિસ્ટ્રીક્ટ પ્લીડર, એંજીનિયર, અને સબ આસિસ્ટંટ સર્જનનો સમાવેશ થાય છે. (૩) જૈન પેપર અને માસિકોના અધિપતિઓ

નોટઃ—પ્રતિનિધિની ઉમ્મર ૧૮ વર્ષથી ઓછી હોવી ન જોઇએ તથા સભા કે મંડળ ઓછામાં ઓછું એક વર્ષ જુનું હોવું જોઇએ.

૫ **પ્રતિનિધિ પ્રમાણઃ**—દરેક શહેર કે ગામના સંઘે યા સભા કે મંડળે પ્રતિનિધિઓની નિમણુક કરતી વખતે નીચેનું પ્રમાણ ધ્યાનમાં રાખવું.

(૧) જે શહેર કે ગામમાં જૈન ઘરની સંખ્યા સોથી વધારે ન હોય ત્યાંના સંઘે પાંચ પ્રતિનિધિથી વધારે ન મુંકવા

(૨) જે શહેર કે ગામની અંદર જૈનોના સોથી વધારે ઘર હોય ત્યાંના સંઘે દર સો ઘર દીઠ પાંચના પ્રમાણમાં પ્રતિનિધિ ચુંટવા.

(૩) દરેક રેયળની સભા કે મંડળ ઓછામાં ઓછા એક અને વધારેમાં વધારે પાંચ પ્રતિનિધિઓ ચુંટી શકશે.

૬ **પ્રતિનિધિની ફી:**—પ્રતિનિધિની ફી, રૂ. ૩ ) અને ભોજન સહીત રૂ. ૫) રાખવી.

૭ **સબ્જેકટસ કમીટી:**—કૉન્ફરન્સના અધિવેશનમાં રજુ કરવાના ઠરાવો ઘડી કાઢવા, વક્તાઓની ચુંટણી કરવા, અને સ્ટેન્ડીંગ કમિટીના મેમ્બરોનાં નામો નક્કી કરવા માટે કૉન્ફરન્સની બેઠકના પહેલા દિવસે સબ્જેકટસ કમિટી નિમવામાં આવશે.

સબ્જેકટસ કમિટીની ચુંટણીમાં દરેક પ્રાન્તનુ પ્રતિનિધિતત્વ આવી શકે તે માટે નીચેના નિયમો ધ્યાનમાં રાખવા. રિસેપ્શન ( સ્વાગત ) કમિટીમાથી ૨૫ મેમ્બરો, જે પ્રાંતમાં કૉન્ફરન્સ ભરાય તે પ્રાંતમાંથી ૨૦ વધારે મેમ્બરો, ગ્રેજ્યુએટોમાંથી ૧૫, અધિપતિઓમાંથી ૪, કૉન્ફરન્સના અગાઉના પ્રમુખો અને ચાલુ જનરલ સેક્રેટરીઓ અને આસિસ્ટંટ જનરલ સેક્રેટરીઓ. પ્રતિનિધિઓમાંથી વિભાગવાર નીચે પ્રમાણે મેમ્બરો લેવા. ૧ બંગાળા ૫, ૨ બીહાર ઓરીસા ૨, ૩ સયુક્ત પ્રાંતો ૫, ૪ પંજાબ (ઉત્તર પશ્ચિમ સરહદના પ્રાતો સાથે ) ૭, ૫ સિંધ ૨, ૬ કચ્છ ૧૨, ૭ પૂર્વ કાઠીઆવાડ ૧૫, ૮ પશ્ચિમ કાઠીઆવાડ ૧૫, ૯ ઉત્તર ગુજરાત ૨૫, ૧૦ દક્ષિણ ગુજરાત ૨૦, ૧૧ મુંબઇ ૨૦, ૧૨ મહારાષ્ટ્ર ૫, ૧૩ દક્ષિણ મહારાષ્ટ્ર ૫, ૧૪ મદ્રાસ ઇલાકો (મહીસુર સાથે) ૩, ૧૫ નિઝામ રાજ્ય ૨, ૧૬ મધ્યપ્રાંત (બીરાર સાથે) ૭, ૧૭ મધ્ય હિંદ-પૂર્વ વિભાગ ૩, ૧૮ મધ્ય હિંદ-માળવા ૭, ૧૯ મારવાડ ૭, ૨૦ મેવાડ ૫, ૨૧ પૂર્વ રજપુતાનાનાં રાજ્યો ૫, ૨૨ અજમેર મેરવાડા ૪, ૨૩ બર્મા ૫, ૨૪ એડન ૧, અને ૨૫ આફ્રિકા ૨, ૨૬ દિલ્હી ૫. સબ્જેકટસ કમિટીમાં પ્રમુખ તરીકે કૉન્ફરન્સના પ્રમુખ કાર્ય કરશે. અને તેની ગેરહાજરીમાં રિસેપ્શન કમિટીના પ્રમુખ કાર્ય કરશે.

રિસેપ્શન કમિટીએ, ગ્રેજ્યુએટોએ અને અધિપતિઓએ અને ઉપલા દરેક વિભાગના પ્રતિનિધિઓએ કૉન્ફરન્સના પહેલા દિવસે સબ્જેકટસ કમિટીમાં પોતા તરફથી જે સભાસદ નિમવા માંગતા હોય તેનાં નામો રિસેપ્શન કમિટીના સેક્રેટરીને લખી મોકલવાં.

સબ્જેકટસ કમિટી માટે જો તેવાં નામો નિમાઇને લિખિતવાર ન આવે તો હાજર રહેલા પ્રતિનિધિઓમાંથી જનરલ સેક્રેટરીઓ તેવી ચુંટણી કરશે.

જરૂર પડતાં પ્રમુખ સાહેબ પોતા તરફથી ૫ સુધી સભાસદ સબ્જેકટસ કમીટીમાં નીમી શકશે.

૮ **કયા ઠરાવો કૉન્ફરન્સમાં રજુ થઇ શકે !**—ઉપર જણાવેલી રીતે બનેલી સબ્જેકટસ કમિટીમાં હાજર થયેલ મેમ્બરોનો ૩ભાગ જેની તરફેણમાં હોય તેજ ઠરાવો કૉન્ફરન્સમાં રજુ થશે.

૯. **સ્ટેન્ડિંગ કમિટીનું કાર્ય:**—નીચે જણાવેલાં કાર્યો માટે કૉન્ફરન્સની બેઠક વેળાએ એક સ્ટેન્ડિંગ કમિટી નિમવામાં આવશે.

(૧) કૉન્ફરન્સે પોતાની બેઠક વેળાએ જે ઠરાવો પસાર કર્યાં હોય તે અમલમાં મૂકવા.

(૨) કૉન્ફરન્સની આવતી બેઠક ભરવા માટે ગોઠવણ કરવા.
(૩) કૉન્ફરન્સમાં જોઇતાં નાણાં ભેગા કરવા તથા ખર્ચ કરવા.
(૪) કૉન્ફરન્સને સોંપેલાં નાણા તથા સખાવતોને વહીવટ કરવા.
(૫) અને સામાન્ય રીતે કૉન્ફરન્સના ઉદ્દેશ અનુસાર દરેક કાર્ય કરવાં.

## ૧૦ સ્ટેન્ડિંગ કમિટીની નિમણુકઃ—

દર કૉન્ફરન્સની બેઠક વખતે સબ્જેક્ટ કમિટી જેઓનાં નામો સૂચવે તે ગૃહસ્થોની તેમની સંખ્યામાં વધારો કરવાની સત્તા સાથે, લગભગ સોની સંખ્યા સુધીની એક સ્ટેન્ડીંગ કમિટી બનશે, અને તે નામો કૉન્ફરન્સની બહાલી માટે રજુ કરવામાં આવશે.

સ્ટેન્ડીંગ કમિટિમાં દરેક પ્રાંતનું પ્રતિનિધિતત્વ આવી શકે તે માટે નીચેનું પ્રમાણ ધ્યાનમાં રાખવું.

૧. બંગાળા ૪, ૨. બીહાર ઓરીસા ૧, ૩. સંયુક્ત પ્રાંતો ૪, ૪. પંજાબ (ઉત્તર પશ્ચિમ સરહદના પ્રાંતો સાથે) ૪, ૫. સિંધ ૧, ૬. કચ્છ ૭, ૭ પૂર્વ કાઠીઆવાડ ૭, ૮. પશ્ચિમ કાઠીઆવાડ ૯, ૯. ઉત્તર ગુજરાત ૩, ૧૦. દક્ષિણ ગુજરાત ૧, ૧૧. મુબઇ ૨૫, ૧૨. મહારાષ્ટ્ર ૮, ૧૩. દક્ષિણ મહારાષ્ટ્ર ૨, ૧૪. મદ્રાસ ઇલાકો (મહીસુર સાથે) ૧, ૧૫. નિઝામ રાજ્ય ૧, ૧૬ મધ્ય પ્રાંત (બીરાર સાથે) ૩. ૧૭ મધ્યહિંદ-પૂર્વ વિભાગ ૧. ૧૮. માળવા ૧, ૧૯. મારવાડ ૨, ૨૦. મેવાડ ૨, ૨૧. પૂર્વ રાજપુતાનાનાં રાજ્યો ૧, ૨૨. અજમેર મેરવાડા ૨, ૨૩. બરમા ૨, ૨૪. દિલ્હી ૧,

આ કમિટીનું મુખ્ય સ્થળ મુંબઇ રાખવું. જરૂરી પ્રસંગે તેની અંદરના બહારગામના મભ્યોને પત્રદ્વારા અભિપ્રાય પૂછવો અથવા આમંત્રણ કરીને કોઇપણ એક સ્થળે બોલાવવા, તથા કમિટીનું કામ સરળતાથી થાય તે માટે પેટા નિયમો કરવા તે કમિટીને સત્તા આપવી.

સ્ટેન્ડીંગ કમિટીની મીટીંગ વરસમાં ઓછામાં ઓછી એકવાર અનુકૂળ સ્થળે બોલાવવી.

કોઈપણ અગત્યના પ્રશ્નો સંબંધે વિચાર કરવા ઓછામાં ઓછા આ કમિટીના પંદર મેમ્બરોની સહીવાળું રેકિવઝિશન આવે તો રેસિડંટ જનરલ સેક્રેટરી બનતી ત્વરાએ સ્ટેન્ડીંગ કમિટીની મીટીંગ બોલાવશે.

૧૧. જનરલ સેક્રેટરીઓઃ—નિમાયેલ સ્ટેન્ડિંગ કમિટીમાંથી કૉન્ફરન્સની બેઠક વખતે ચાર જનરલ સેક્રેટરીઓની નિમણુંક કરવામાં આવશે, જેમાંથી એક મુંબઇના રહેવાસી હોવા જોઇએ. મુંબઇમાં રહેતા જનરલ સેક્રેટરી રેસીડંટ જનરલ સેક્રેટરીના નામથી ઓળખાશે.

૧૨ આસિ. જનરલ સેક્રેટરીઓ:—નીમાયેલ સ્ટેન્ડીંગ કમિટીમાંથી કોન્ફરન્સની બેઠક વખતે ચાર આસિસ્ટંટ જનરલ સેક્રેટરીઓની નીમણુંક કરવામાં આવશે.

૧૩ પ્રાંતિક કમિટીઓ:—સ્ટેન્ડીંગ કમિટીના મેંબરો પોતપોતાના પ્રાંત માટે એક કમિટી રૂપ ગણાશે અને તેવી કમિટી મારફત જનરલ સેક્રેટરીઓએ કૉન્ફરન્સને લગતાં કાર્યો કરવા તથા ઠરાવો અમલમાં મૂકવા. જરૂર પડતાં આવી કમિટીઓ બીજી પેટા કમિટીઓ નીમી શકશે. પ્રાંતિક કમિટીઓએ પ્રાંતમાં કોન્ફરન્સનું કામકાજ કરવા માટે એક સેક્રેટરી નીમવો. અને જો તેવી નિમણુંક કૉન્ફરન્સના અધિવેશન પછી એક મહિનામાં ન થાય તો રેસીડંટ જનરલ સેક્રેટરી તેવી નિમણુંક કરશે.

૧૪ કૉન્ફરન્સના પ્રમુખની નિમણુંક:—જ્યાં કોન્ફરન્સનું અધિવેશન થવાનું હોય ત્યાંની રિસેપ્શન કમિટી જનરલ સેક્રેટરીઓની સલાહ લઇ તે અધિવેશનના પ્રમુખ નીમી શકશે.

૧૫ કૉન્ફરન્સ હેડ ઑફીસ:—કોન્ફરન્સની હેડ ઑફિસ મુંબઇમાં રેસીડંટ જનરલ સેક્રેટરીની દેખરેખ નીચે રહેશે અને સ્ટેન્ડીંગ કમિટીના મુંબઇના મેંબરોની સલાહ લઇ પોતાનું કાર્ય કરશે અને તેની મીટીંગમાં બહારગામના સ્ટેન્ડીંગ કમિટીના મેંબર મુંબઇમાં હોય ત્યારે ભાગ લઇ શકે.

૧૬ સખાવતો:—કોન્ફરન્સના ઉદ્દેશ અને કાર્યોને અંગે જે જે સખાવતો જાહેર કરવામાં આવશે તેનો વહીવટ જનરલ સેક્રેટરીઓ સ્ટેન્ડીંગ કમિટી દ્વારા કરશે. તે સિવાયની બીજી કોઇ પણ સખાવતો જાહેર કરવા દેવામાં આવશે નહીં.

૧૭ રિપોર્ટ તથા હિસાબ:—રેસીડંટ જનરલ સેક્રેટરી કૉન્ફરન્સને લગતા દરેક કામકાજનો રિપોર્ટ દરેક જનરલ સેક્રેટરી તથા પ્રાંતિક કમિટીના સેક્રેટરીઓ પાસેથી વિગતો મંગાવી તૈયાર કરશે અને તેનો હિસાબ ઑડિટ કરાવશે અને તે રિપોર્ટ તથા હિસાબ છપાવી બહાર પાડી કૉન્ફરન્સના અધિવેશન વખતે રજુ કરશે.

## કૉન્ફરન્સની બેઠક વેલાએ કામકાજ ચલાવવાના કાનુનો.

૧ કોન્ફરન્સની દરેક સ્વાગત કમિટીએ જાહેર કરેલા વખતે અને જગ્યાએ મળશે.

૨ કોન્ફરન્સના પહેલા દિવસનું કામકાજ બનતાં સુધી નીચે મુજબ રહેશે.

(ક) સ્વાગત કમિટીના પ્રમુખ તરફનું પ્રતિનિધિઓને આવકાર આપનારૂં ભાષણ,

(ખ) કૉન્ફરન્સના નિમાયેલા પ્રમુખનો યથાવિધિ સ્વીકાર અને તેમનું ભાષણ

(ગ) કૉન્ફરન્સનાં કામકાજનો રિપોર્ટ.

(ઘ) સબ્જેક્ટસ કમિટીની ચુંટણી.

૩ કૉન્ફરન્સની દરેક બેઠક શરૂ થાય તે આગમજ બની શકે ત્યાં સુધી તે દિવસના કામકાજમાં કાર્યક્રમની છાપેલી નકલ સેક્રેટરીઓ વ્હેંચશે.

૪ કૉન્ફરન્સ સંમુખ જે ભાષણો થાય તે ઉપર અથવા તેમાં દર્શાવેલા વિચારો ઉપર કોઇ પણ જાતનો વાદવિવાદ ચલાવવા દેવામાં આવશે નહીં.

૫ કાનુનને લગતા અને કામકાજ ચલાવવાની રૂઢીને લગતા સઘળા સવાલોનો પ્રમુખ પોતે વગર ઢીલે નિર્ણય કરશે. અને તેમનો નિર્ણય સઘળા દાખલાઓમાં છેવટનો અને બંધનકર્તા ગણાશે.

૬ કાંઇ ગંભીર ગાળડને લીધે અથવા બીજા કોઇ ચોક્કસ કારણસર ચોક્કસ વખત સુધી અથવા કોઇ પણ દિવસ નક્કી કર્યા વિના કૉન્ફરન્સ મુલતવી રાખવાની સત્તા પ્રમુખને રહેશે.

૭ કાર્યક્રમમાં જે અનુક્રમ રાખ્યો હોય તે અનુક્રમમાં ફેરફાર કરવાની પ્રમુખને સત્તા છે.

૮ કોઇપણ ઠરાવ રજુ કરવા માટે તેની દરખાસ્ત મુકનાર, તેને ટેકો આપનાર અને તેને તેના વધુ સમર્થન માટે અનુમોદન આપનાર સબ્જેકટસ કમિટીએ ચુંટી કાઢેલા પ્રતિનિધિઓ હોવા જોઇએ. તે સિવાય કોઇ બીજાને બોલવા દેવાની રજા આપવી કે ન આપવી તે પ્રમુખની મુનસફી ઉપર છે.

૯ સબ્જેકટસ કમિટીએ દરખાસ્ત અને ટેકો આપનારાં નામ સાથે મુકરર કરેલા ઠરાવ પણ પ્રમુખને યોગ્ય જણાય તો તે પોતા તરફથી રજુ કરી શકશે અને તેમાં કોઇ પણ વાંધો લઇ શકશે નહીં.

૧૦ સઘળા બોલનારાઓને અમુક વખત સુધીજ બોલવા દેવાની તેમજ વળી કોઇ પણ બોલનારને કાનુનસર વર્તવા કહેવાની તથા જો કોઇ બોલનાર પ્રમુખની તરફની ચેતવણી છતાં ચર્ચાના નિયમોનું ચાલુ ઉલ્લંઘન કરે તો તેને ઠરાવેલા વખતની હદ પુરી થાય તે અગાઉ પણ વધુ બોલતા અટકાવવાની કૉન્ફરન્સના પ્રમુખને સત્તા રહેશે.

૧૧ કૉન્ફરન્સના કાર્યમાં વિઘ્ન કરનાર યા કાનુનનો ભંગ કરનાર કોઇપણ પ્રતિનિધિ કે પ્રેક્ષકને કારણ જણાવ્યા કે ફી પાછી આપ્યા વગર મંડપ છોડી જવાનું ફરમાન પ્રમુખને કરવાની સત્તા છે.

૧૨ સ્વાગત કમિટી તરફથી નક્કી કરવામાં આવે તે તે કરારો અને સરતો મુજબ પ્રેક્ષકોને કૉન્ફરન્સની બેઠકો વેળાએ તેઓ માટે રાખવામાં આવેલા અલાયેદા ભાગમાં હાજર રહેવા દેવામાં આવશે. તેઓને ફી આપ્યા સિવાય સભા છોડી જવાને કૉન્ફરન્સના પ્રમુખ કોઇ પણ વખતે ફરમાવી શકશે.

## ( પ્રમુખ તરફથી )

૧૨. સ્ત્રી શિક્ષણ ( Female Education. )

જૈન સમાજમાં સ્ત્રી શિક્ષણનો સર્વત્ર પ્રચાર કરવા માટે આ કૉન્ફરન્સ નીચેની જરૂરીઆતો સ્વીકારે છેઃ—

(૧) દરેક જૈને પોતાની પુત્રીને ઓછામાં ઓછું લખતાં અને વાંચતાં આવડે તેટલું તેમજ સામાન્ય ગણિતનું જ્ઞાન આપવાનો અવશ્ય પ્રબંધ કરવો.

(૨) જેનાથી બની શકે તે દરેક જૈને પોતાની પુત્રી માધ્યમિક ( Secondary ) અને ઉચ્ચ ( Higher ) શિક્ષણ આપવું અને તેવું શિક્ષણ પોતાની પુત્રી લઈ શકે તે માટે તેનાં લગ્ન તેની નાની ઉમરમાં નહિ કરવાં.

(૩) જે જે સ્થળે જૈનોની સારી સંખ્યા છે તે તે સ્થળે જો સાર્વજનિક કન્યાશાળા ન હોય તો ત્યાં પોતાની તરફથી કન્યાશાળા સ્થાનીક અગ્રેસરોએ ખોલવવા ગોઠવણ કરવી તેમજ

(૪) મોટી ઉમરની શ્રાવિકાઓને બપોરની ફુરસદના વખતમાં વ્યવહારોપયોગી સામાન્ય જ્ઞાન આપવા માટે સ્થલે સ્થલે ખાસ વર્ગ ખોલવાની જરૂર છે કે જે ખાસ વર્ગોમાં આરોગ્ય વિદ્યાનાં મૂળતત્ત્વો, દરદીની સારવાર અને અકસ્માત વખતે લેવા જોઇતા તાત્કાલિક ઇલાજ ભરત ગુંથણ ઇત્યાદિનું શિક્ષણ મળે તેમ કરવું.

(૫) જૈન કન્યાશાળા તેમજ શ્રાવિકાશાળા માટે સ્ત્રી શિક્ષકો મેળવવા અર્થે એ ખાસ જરૂરી છે કે શ્રાવિકાઓ અને ખાસ કરી વિધવાઓએ ફિમેલ ટ્રેઇનિંગ કોલેજમાં મોટા પ્રમાણમાં દાખલ થઇ અભ્યાસ કરવો અને તેવી અભ્યાસ કરતી સ્ત્રીઓને જે જે પ્રકારની સગવડો જોઇએ તે સ્કોલરશિપ વગેરેથી પુરી પાડવી.

દરખાસ્ત મુકનાર—રા. સારાભાઇ મગનલાલ મોદી બી. એ. ( અમદાવાદ )
ટેકો આપનાર—રા. મણીલાલ મોહનલાલ પાદરાકર ( પાદરા )
વિશેષ અનુમોદન—રા, સુલચંદ આશારામ વેરાટી. ( અમદાવાદ )
„ રા. લલ્લુભાઇ કરમચંદ દલાલ ( મુબઇ )
„ રા. કીલાચંદ ભીખાચંદ ( પાટણ )
„ રા. શીવજી ચત્રભુજ ( મુંબઇ )
„ રા. સમરથમલજી રતનજી સીંઘી (શિરોહી)

## ૬૩ સુકૃત ભંડાર ફંડ ( Sukrita Bhandar Fund )

આ કૉન્ફરન્સ દ્રઢતાથી આગ્રહ કરે છે કે દરેક વર્ષે દરેક શ્રાવક શ્રાવિકાએ ઓછામાં ઓછા ચાર આના શ્રી સુકૃત ભંડાર ફંડમાં દેવાજ જોઇએ કે જે ફંડની આવક કેલવણી અને કૉન્ફરન્સના નિભાવમાં વપરાય છે અને જે ફંડની ઉપર કૉન્ફરન્સની હયાતી તથા કૉન્ફરન્સે ઉપાડેલા કાર્યનો આધાર રહેલો છે.

(૧) આ ફંડમાં અત્યાર સુધી જે જે મહાશયોએ પૈસા ભરી પોતાની સહાનુભૂતી દર્શાવી છે તેને આ કૉન્ફરન્સ ધન્યવાદ આપે છે.

(૨) જે જે સ્થળના સંઘોએ આ ફંડ એકઠું કરી કૉન્ફરન્સ આફીસપર મોકલાવવાનો પરિશ્રમ ઉઠાવ્યો છે તે સર્વેનો આ કૉન્ફરન્સ આભાર માને છે.

(૩) પોત પોતાના ગામમાંથી સંવત્ ૧૯૭૨ નું સુકૃતભંડાર ફંડ એકઠું કરીને જેમ બને તેમ જલદી કૉન્ફરન્સ ઓફીસ પર મોકલાવી આપે એવી પ્રત્યેક ગામ અને શહેરના સંઘને આ કૉન્ફરન્સ આગ્રહ પૂર્વક વિનંતિ કરે છે.

દરખાસ્ત મૂકનાર—પંડિત હંસરાજજી
ટેકો આપનાર—શેઠ દામોદર બાપુશા
„ શેઠ લાલભાઇ કલ્યાણભાઇ.

વિશેષ અનુમોદન,,—રા. મણીલાલ મોકમચંદ.
,, રા. ભગવાનજી હેમચંદ.

**૧૪. જૈનો અને હિંદુ યુનિવર્સીટી** ( Jainas and the Hindu University )

આપણા ત્રેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથની જન્મભૂમિ તરીકે પવિત્ર ગણાતી કાશી નગરીમાં હિંદુ યુનિવર્સીટી સ્થાપિત થવાથી આ કૉન્ફરન્સ પોતાનો આનંદ પ્રદર્શિત કરે છે અને તેના કાર્યવાહકોને તે માટે ધન્યવાદ આપે છે.

આપણા જૈન વિદ્યાર્થીઓ ઉક્ત યુનિવર્સિટીમાં સારી સંખ્યામાં જોડાય તેવી આશા આ કૉન્ફરન્સ રાખે છે અને હિંદુ યુનિવર્સિટીના કાર્યવાહકો તે વિશ્વવિદ્યાલયમાં હિંદુ ધર્મના અભ્યાસ આપવાનો પ્રબંધ કરે એવો આગ્રહ આ કૉન્ફરન્સ કરે છે. ( આ ઠરાવની નકલ પ્રમુખ સાહેબની સહી સાથે હિંદુ યુનિવર્સિટીના અધિકારીને મોકલી આપવી. )

દરખાસ્ત મૂકનાર—બાબુ દયાલચંદજી જોહરી ( આગ્રા )
ટેકો આપનાર—વકીલ છોટાલાલ ત્રિકમદાસ પારેખ ( વિરમગામ )
વિશેષ અનુમોદન,,—પંડિત વ્રજલાલજી. ( મુંબઇ )

**૧૫ જૈનોની સંખ્યામાં વૃદ્ધિ કરવાનાં સાધન** (Means to increase and enlarge Jaina Community)

જૈનોમાં બીજી કોમો કરતાં વધુ મૃત્યુ પ્રમાણ રહે છે તો તેને ઓછું કરવા માટે અને જૈનોની સંખ્યામાં વૃદ્ધિ કરવા માટે આ કૉન્ફરન્સ એવું ઇચ્છે છે કેઃ—

(૧) જે લોકોએ પોતાનો અસલી ધર્મ છોડી અન્ય ધર્મ સ્વીકાર્યો હોય તેને પુન જૈન ધર્મમાં લાવવાના પ્રયત્ન કરવા,

(૨) જૈન ધર્મમાં રૂચિ રાખનારા ઉચ્ચ વર્ણના આર્યોને આપણા પૂજ્ય મુનિમહારાજોની સંમતિ લઇને જૈન ધર્મમાં દાખલ કરવા માટે પ્રયાસ કરવા.

(૩) આરોગ્ય વિદ્યાના નિયમોનું જ્ઞાન જૈન સમાજમાં સર્વત્ર ફેલાવવું.

(૪) ગીચ વસ્તીવાળાં મોટાં શહેરમાં ગરીબ અને મધ્યમ વર્ગના જૈનોને માટે ખાસ સસ્તા ભાડાની ચાલીયો યા મકાનો બાંધવાની જૈન શ્રીમંતોને પ્રેરણા કરવામાં આવે છે.

(૫) જૈનોનું મૃત્યુ પ્રમાણ વધારે હોવાથી તે અટકાવવા માટે ઉપાય સુચવવા સુજાનગઢ ખાતે ભરાયેલી કૉન્ફરન્સ વખતે જે કમીટિ નીમાણી હતી તેનો રીપોર્ટ આ કૉન્ફરન્સ ખ્યાલ રાખે છે, અને તે રિપોર્ટમાં દર્શાવેલી સૂચનાઓ ઉપર જૈન કોમનું લક્ષ ખેંચે છે.

દરખાસ્ત મુકનારઃ-ડૉ. નાનચંદ કસ્તુરચંદ મોદી L. M. & S. (મુંબઇ)
ટેકો આપનારઃ-રા. મગુમલ ભગુશાલી. ( દીલ્હી )
વિશેષ અનુમોદનઃ-રા. મણીલાલ વાડીલાલ (મુંબઇ)
" બાબુ કીર્તિપ્રસાદ વકીલ બી. એ. એલ. એલ. બી. (બીજનોર)

**૧૬ જીવદયા ( Humanitarianism ) પ્રમુખ તરફથી.**

આપણને જીવદયાના કાર્યની પદ્ધતિમાં કેટલાક અગત્યના સુધારા વધારા કરવાની આવશ્યકતા રહેતી હોવાથી આ કૉન્ફરન્સ તે તરફ જૈન કોમનું લક્ષ ખેંચે છે, અને એવું ઇચ્છે છે કે

(૧) સર્વ જીવોની રક્ષા કરવા તેમજ તેમની હિંસા થતી હોય તે અટકાવવા માટે યોગ્ય પ્રયાસ કરવા તથા

(૨) પાંજરાપોળમાં જાતિ દેખરેખની ખામીથી પાંજરાપોળમાં રાખવામાં આવતાં કમનસીબ મુંગા પ્રાણીઓને જે દુઃખ સહન કરવું પડે છે તે ઓછું કરવાનો બંદો બસ્ત કરવા, તથા

(૩) મનુષ્યના ખોરાક, તેમજ ધર્મ, શિકાર. ફેશન વિગેરે માટે જુદી જુદી રીતે જાનવરો ઉપર ત્રાસદાયક ઘાતકીપણું ગુજરે છે તેમાથી તેઓને બચાવી લેવા પ્રયત્ન કરવા તથા,

(૪) જાનવરોના શરીરના અવયવોમાથી બનતી વસ્તુઓ જેવી કે હાથીદાંત, કચકડો વગેરેનો બહિષ્કાર કરી તેને બદલે નિર્દોષ વસ્તુઓ ઉપયોગમા લેવા,

માટેનું જાહેર પ્રજામાં જ્ઞાન આપવા માટે પ્રયાસ કરવાની જરૂર છે અને તેવા પ્રયાસ અત્યાર સુધી જે જે તરફથી થયા છે તેનો આભાર માનવામા આવે છે અને તેમને તે દિશા તરફ નિરંતર વધુ પ્રયત્ન ચાલુ રાખવા આગ્રહપૂર્વક ભલામણ કરેછે.

**૧૭ ધાર્મિક ખાતાના હિસાબોના ચોખવટ (Accounts of Religious Institutions)**

**( પ્રમુખ તરફથી )**

દરેક ધાર્મિક ખાતાના હિસાબો ચોખ્ખા રહે અને તેમા વહીવટ સબંધી ગેરસમજુતી થવાનો સંભવ દૂર થઈ વિશ્વાસ બેસે, અને તેથી આવક પણ વૃદ્ધિ પામે તે માટે હિસાબ તૈયાર રાખવાની, સરવૈયા કાઢવાની, તે જોવા માગે ત્યારે બતાવવાની અને દર વર્ષે છપાવી પ્રગટ કરવાની આ કૉન્ફરન્સ જરૂર ધારેછે તેમજ આ ખાતા તરફથી નિમાયેલા હિસાબ તપાસવા આવનારાઓને તે બતાવવાને આ કૉન્ફરન્સ ખાસ આગ્રહ કરેછે અને તે ધર્માદા દ્રવ્યને પૂર્ણ રક્ષણ મળે અને ધારેલા ઉદ્દેશ પાર પડે તે માટે સૌથી પહેલો દાખલો બેસાડવા શ્રી સંઘોને નામે વહીવટ કરતી આપણી ધાર્મિક જાહેર સંસ્થાઓના હિસાબો જેમ બને તેમ છપાવી પ્રગટ કરવા આ કૉન્ફરન્સ તેવી સંસ્થાઓના વહીવટ કર્તાઓ પ્રત્યે આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

જે જે ખાતાંઓએ રાજી ખુશીથી તુરત પોતાના હિસાબો તપાસાવ્યા છે કે પ્રગટ કર્યા છે તેઓને આ કૉન્ફરન્સ ધન્યવાદ આપે છે.

**૧૮ અગાઉના ઠરાવોની પુષ્ટિ (Confirmation of the previous resolutions ).**

**( પ્રમુખ તરફથી )**

હાનિકારક રિવાજો દૂર કરવા, નિરાશ્રિતોને આશ્રય આપવો, સંપવૃદ્ધિ ઇત્યાદી આગલી કૉન્ફરન્સોએ પસાર કરેલા ઠરાવોનો પુષ્ટિ આપવા સાથે આ કૉન્ફરન્સ તે ઠરાવોનો અમલ કરવાની સર્વ જૈનોને ભલામણ કરે છે.

## દશમી શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સના પ્રમુખ.

# ડૉ. બાલાભાઇ મગનલાલ નાણાવટીનું

## સંક્ષિપ્ત જીવન ચરિત્ર.

---

મહા પુરૂષના જીવનથી, જન હૃદયો અંકાય;

સચ્ચારિત્રની છાપથી, ઉન્નત જીવન થાય;

**જન્મ** — જે પુણ્ય શિલા નગરી પરાપૂર્વથી જૈન પુરી હોવાનો દાવો ધરાવે છે, પુણ્ય ભૂમિને અનેક સમર્થ પદવીધર વિદ્વાન આચાર્યોએ પોતાના પુણ્યશાળી પદ કમળથી પવિત્ર કરી છે ને જે ભૂમિ અનેક શ્રદ્ધાવાન પ્રભાવિક ખાનદાન જૈન કુટુંબો અને ઉત્તમ તીર્થોને પોતાના ખોળામાં રમાડવા માટે મગરૂર છે તેવા (રાજ્યનગર અમદાવાદમાં વસતા નગરશેઠ ઑનરેબલ-પ્રેમાભાઇ હીમાભાઇની પેઢીના મુખ્ય મુનીમ અને દશા પોરવાડ જ્ઞાતિના શા. મગનલાલ જેઠાશાના ગૃહરાજ્યના વિષે આપણા ચારિત્ર નાયક ડૉ૰ બાલાભાઇનો જન્મ થયો હતો. તેમનાં માતુશ્રી ખેડાના નગરશેઠ લલ્લુભાઇ અનોપસીનાં બહેન થાય. તેમનો જન્મ ૧૯૧૦ ના આસો શુદી ૧૦ (વિજયા દશમી) ના રોજ થયો હતો. જે સમય આપણા ચરિત્ર નાયકનો ભાવિ વિજય અને ઉન્નતાવસ્થાનું મૂળથી જ સુચન કરતો હતો.

**બાળ શિક્ષણ** — યોગ્ય ઉમર થતાં બાલાભાઇને અમદાવાદમાં તે સમયની "ઘડીઆ ઘુંટાવતા મહેતાજી"ની નિશાળમાં ભણવા મુકવામાં આવ્યા. બાલ્યાવસ્થાથી જ આપણા ચારિત્ર નાયકની તીક્ષ્ણ બુદ્ધિથી મહેતાજી તેમના ઉપર પ્રસન્ન રહેતા. શિક્ષણનું ગૌરવ હજુ સુધી મહેતાજીની નિશાળમાં જળવાઇ રહ્યું હતું. વિનય, ઉદ્યમ, કર્તવ્ય-તત્પરતા, નમ્રતા વિગેરે ગુણો તેમને ઘડીઆ ઘુંટતાજ મળ્યા હતા, અને આ શાળામાં તેમનો અભ્યાસ પૂર્ણ થતાંજ સરકારી ગુજરાતી શાળામાં મુકવામાં આવ્યા હતા. અહીં ગુજરાતી અભ્યાસ સંતોષ કારક સંપૂર્ણ થયા બાદ તેમને રાજ્યભાષાના શિક્ષણ માટે અંગ્રેજી શાળામાં મુકવામાં આવ્યા.

**અંગ્રેજી શિક્ષણ** — તે સમયે અમદાવાદમાં માત્ર એક સરકારી ગ્રેન્ચ સ્કુલ, એક સરકારી હાઇસ્કુલ અને મીશન હાઇસ્કુલ એટલીજ શાળાઓ અસ્તિત્વમાં હતી. તે પૈકી સરકારી ગ્રેન્ચ સ્કુલમાં બાલાભાઇનો અભ્યાસ પૂર્ણ થયા પછી તેમને સરકારી હાઇસ્કુલમાં દાખલ કરવામાં આવ્યા. અહીં તેમનો અભ્યાસ મેટ્રીક સુધી થયો હતો. હાઇસ્કુલમાં પણ તેમની ચપળતા અને અભ્યાસની ખંત વખાણવા યોગ્ય હતાં. બાલાભાઇએ સંવત ૧૯૨૮ એટલે સને ૧૮૭૨ માં મેટ્રીકની પરીક્ષા પસાર કરી એટલે આગળ અભ્યાસ કરવાનો માર્ગ મળ્યો હતો.



ડાકટર બાલાભાઈ મગનલાલ નાણાવટી એલ્, એમ્, ઍન્ડ એસ્.
પ્રમુખ સાહેબ, દશમી શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ, મુંબઈ.

**તબીબી અભ્યાસ.**

ડૉક્ટરી જ્ઞાન મેળવવાનો શોખ હોવાથી તેમનું લક્ષ ડૉક્ટર થવા તરફ સહજ વળ્યું અને તરતજ તેઓ મુંબાઇની ગ્રાંટ મેડીકલ કૉલેજમાં દાખલ થયા અને ત્યાંનો અભ્યાસ શરૂ કર્યો. ઘણીવાર એમ બને છે કે બાળકને જે લાઇન તરફ કુદરતી શોખ હોય છે તેને બાજુપર મુકાવી વડીલો બીજીજ લાઇન લેવા તરફ ફરજ પાડે છે, પણ તેથી બાળક પોતાના અભ્યાસમાં સંપૂર્ણ નહિ થતાં મનની સ્વાભાવિક લાગણીઓની અતૃપ્તિને લીધે કેટલીક બાબત અપૂર્ણ રહી જાય છે. તેમ બાલાભાઇનાં સંબંધમાં બન્યું નહિ. તેમણે પોતાને પ્રિય એવો ડૉક્ટરી લાઇનનો અભ્યાસ પુર્ણ ફતેહમંદીથી આગળ ચલાવ્યો. આ કૉલેજમાં શીખતી વખતે તેમની સાદાઈ તથા કાળજી પુર્વક કામ કરવાની ખંતીલી ટેવથી તેમના અધ્યાપકો તેમના પર વિશેષ પ્રસન્ન રહેતા. કૉલેજમાં થતી વાર્ષિક પરીક્ષામાં ઘણું કરીને ઉંચે નંબરે પાસ થવાથી દરેક વર્ષે તેમને સ્કૉલરશીપ મળી હતી. ડૉક્ટરી લાઇનની ત્રણ વર્ષે થતી પહેલી પરીક્ષામા તેઓ પેહેલેજ વર્ષે પહેલા કલાસમાં પાસ થયા, અને બે વર્ષ પછી સંવત ૧૯૩૩ માં એટલે માત્ર ત્રેવીશ વર્ષની યુવાન વયમાં તેમણે એલ. એમ. એન્ડ એસની ઉંચટની વિકટ પરીક્ષા પાસ કરી હતી.

**સિવિલ સર્જનનો હોદ્દો.**

પછી તુરતજ તેમને કચ્છ રાજ્ય તરફથી ટુંક મુદત માટે ડૉક્ટર તરીકે બીકાનેર મોકલવામાં આવ્યા હતા. ત્યાંથી પરત આવ્યા પછી વડોદરા રાજ્યમાં નોકરી મેળવવા તરફ તેમનું મન વળ્યું અને પરિણામે તેઓ સંવત ૧૯૩૫ માં પાટણ સિવિલ સર્જન તરીકે નીમાયા. અહીં આ અરસામાં તાવનો ભયંકર રોગ ફાટી નીકળ્યો હતો. તે વખતે ગરીબ ગરબાંઓને ઘેર વગર ફીએ જઇ દવા દારૂ કરી, પોતાની ફરજ બજાવતાં તેમણે પ્રજાનો ભારે વખાણ અને માન સાથે, ચાહ મેળવ્યો. અને એક ફત્તેહમંદ ડૉક્ટર તરીકે સારી પ્રસિદ્ધિમાં આવ્યા. પાટણમાં બે વર્ષ નોકરી કર્યા બાદ ત્યાંથી તેમની અનુક્રમે અમરેલી, દ્વારકા અને કડી બદલી થઇ હતી. સંવત ૧૮૯૦ ની સાલમાં તેમની બદલી વડોદરે કરવામાં આવી અને તેમને જમનાબાઇ હૉસ્પીટલમાં નીમવામાં આવ્યા. અહીં આશરે ૭ વર્ષ રહ્યા બાદ સંવત ૧૯૫૨ માં પુન. પાટણ મોકલવામાં આવ્યા.

**લોકસેવા. ના. બ્રિટીશ સરકાર તરફથી તથા ના. શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી ભારે માન.**

પાટણમાં તેઓ હતા તે વખતે કમનશીબે આખા ગુજરાતમાં સંવત ૧૯૫૬ નો ભયંકર દુષ્કાળ પડયો હતો, અને હજારો રંક માણસો ભૂખે તરસે મરવા લાગ્યા. દુષ્કાળનું જોર પાટણ અને આજુબાજુના ગામોમા ઘણું ભયકર હતું. દુષ્કાળ પિડિત ગરીબ ગાનવ બધુઓનાં દુઃખ આ દયાળુ હદયવાળા બાળાભાઇ જોઇ શકયા નહિ અને તુરંત જ તેમના નિર્વાહ અર્થે "દુષ્કાળ ફંડ" રૂપી ઝુંડો તેમણે ઉપાડયો, અને પાટણના ધનાઢ્ય નગરશેઠ પુનમચંદ કરમચંદ કોટાવાલાના બાઇ ડબ્નોડીલાલ, શેઠ દાલાભાઇ અને તે વખતના ત્યાંના સરકારી અમલદારો સાથે તે માટે નાણાં ઉઘરાવવાનું કામ શરૂ કર્યું. જેમાં પાટણ નિવાસી દયાળુ જૈન તથા ઇતર લોકોએ ઘણી ઉદારતાથી મદદ કરી હતી. અને ખરેખર ! અતિશય પ્રયાસ અને આંતરિક લાગણીઓ ધરાવનાર ગૃહસ્થોના પ્રયત્ન કદી પણ ફળીભૂત થયા વગર રહેતા નથી. પરિણામે એક લાખ રૂપીઆ ઉપરાંત ફંડ એકઠું થયું.

આ ફંડમાંથી એક સારૂં અનાથાશ્રમ ખોલવામાં આવ્યું હતું, જેમાં, દરરોજ આશરે ૫૦૦૦ માણસોને ખોરાકી વિગેરે મળતું હતું. આ ઉપરાંત એક દુષ્કાળ હૉસ્પીટલ તથા સસ્તા ભાવે અનાજ વેચવાની દુકાનો ખોલાવી હજારો ગરીબ હૃદયોના અણમોલ આશિર્વાદ મેળવ્યાં. આ સેવાની કદર રાજ્ય તરફથી અને નામદાર બ્રીટીશ સરકાર તરફથી કરવામાં આવી હતી. નામદાર ગાયકવાડ સરકાર તરફથી ખાસ ધન્યવાદ આપનારો પત્ર તેમના ઉપર લખવામાં આવ્યો હતો. તથા ના. બ્રિટીશ સરકાર તરફથી "ઑર્ડર ઑફ મેરીટ"નું સર્ટીફીકેટ તે વખતના રેસીડેન્ટ મે. કર્નલ મીડ સાહેબ મારફતે તેમને મોકલી આપવામાં આવ્યું હતું. આ વખતે પાટણની પ્રજાનો ચાહ તેમણે એટલો બધો મેળવેલો હતો કે પાટણમાં એક ક્લબ જે બાલાભાઇના શ્રમથી ખોલવામાં આવી હતી તેને "શ્રી બાલાભાઇ ક્લબ" એવું નામ આપવામાં આવ્યું, અને આ ક્લબ માટે સારૂં ફંડ એકઠું થતાં એક સુશોભિત મકાન બંધાવવામાં આવ્યું છે, જે ખુલ્લું મૂકવાની ક્રિયા શ્રીમંત સરકાર મહારાજા ગાયકવાડ એમના સ્વહસ્તે કરવામાં આવી હતી. આ ઉપરાંત બાલાભાઇને પાટણના સમગ્ર મહાજન તરફથી માન આપવામાં આવ્યું હતું, જેવું અદાપિ કોઇ પણ અમલદારને પાટણના મહાજને આપ્યું નથી.

**પ્રાચીન જૈન સાહિત્યોદ્ધારક ફંડ.**

બાલાભાઇ માત્ર દુષ્કાળ ફંડ ઉઘરાવી બેસી રહ્યા નહિ. પાટણમાં પ્રાચીન ભંડારો ઘણા છે અને તેમાંનું પ્રાચીન જૈન સાહિત્ય પ્રકાશમાં લાવવા માટે મુનિ મહારાજ શ્રી મોહનલાલજી મહારાજના ઉપદેશ અનુસાર એક સારૂં ફંડ ભેગું કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. જેમાં બીજા ગૃહસ્થો સાથે બાલાભાઇએ સારો ભાગ લીધો હતો. આ ફંડમાંથી જુના જૈન ભંડારોમાંનું અપ્રસિદ્ધ પ્રાચીન જૈની સાહિત્ય લહીઆઓ પાસે લખાવી પ્રસિદ્ધ કરાવવાનું હતું. પાટણથી તેમની બદલી વડોદરા કાઉન્ટેસ ઑફ ડફરીન હૉસ્પીટલ, કે જે રાજ્યમાં મોટામાં મોટી હૉસ્પીટલ છે ત્યાં કરવામાં આવી. અહીં ટુંકો વખત રહ્યા બાદ સન ૧૯૦૩ માં તેમની નીમણુક જેલ સુપ્રીન્ટેન્ડેન્ટ તથા મેડીકલ ઑફીસર તરીકે થઇ હતી, અને પછી તેમની લાયકાત તથા બાહોશીથી પ્રસન્ન થઇને શ્રીમંતે તેમને પોતાના ખાસ ડૉક્ટરનો માનવંતો (ફેમેલ ફીઝીશીઅનનો) હોદ્દો આપ્યો હતો. શ્રીમંત મહારાજા સાહેબની સ્વારી સાથે ડૉક્ટર બાલાભાઇને કાશ્મીર, મહાબળેશ્વર, દાર્જીલીંગ, પુના, કલકત્તા, દીલ્હી વિગેરે સ્થળે મુસાફરી કરવાનો પ્રસંગ મળ્યો હતો.

**વિલાયતની મુસાફરી.**

સંવત ૧૯૬૧ માં શ્રીમંત મહારાજા સાહેબ સાથે તેઓ તેમના ખાસ ડૉક્ટર તરીકેજ વિલાયત ગયા હતા, અને લગભગ ૧૬ મહીના સુધી ઇંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની, સ્વીટ્ઝર્લાંડ, ઑસ્ટ્રીઆ વિગેરે યુરોપીય દેશોના મુખ્ય શહેરો જોવાનો તથા ત્યાંની અનેક જાતની ઉપયોગી સંસ્થાઓ જોઇ ઘણા અનુભવો મેળવવાનો લાભ મળ્યો હતો.

**શ્રી ત્રીજી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સના સેક્રેટરી તરીકે બજાવેલ કામ.**

આ પછી વડોદરા ખાતે ભરેલી શ્રી ત્રીજી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સના સેક્રેટરી તરીકે તેમણે ઘણીજ બાહોશી અને ઉમંગથી કામ કર્યું હતું. અને કૉન્ફરન્સ સંપૂર્ણ રીતે ફતેહમંદ ઉતર્યા પછી પણ, તેમણે કૉન્ફરન્સ તરફની પોતાની મમતા અને વિશ્રામ જોઇને તેવાં કામમ ગણ્યાં છે

**રાજ્ય સેવા.**

તેઓશ્રીએ વડોદરા રાજ્યનો જુદા જુદા સ્થળોએ કામ કર્યા પછી ૧૯૦૮–૦૯ માં તેમને વડોદરા રાજ્યની ચીફ મેડીકલ ઓફીસરના માનવંતા હોદ્દાપર એકટીંગ નીમવામાં આવ્યા હતા. જે કામ તેઓએ આશરે દોઢ વર્ષ સુધી સંતોષકારક રીતે બજાવ્યું હતું. પોતાની નોકરી દરમ્યાન વડોદરા શહેરને માટે નીમાએલા ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટમાં તેઓ પ્રથમથીજ મેંબર તરીકે કામ કરે છે. ૧૯૧૦–૧૧ મા નીમાયેલી આરોગ્ય (વાઇટેલીટી) કમીશનના મેંબર તરીકે તથા ગુજરાતી અને દક્ષિણી સ્ત્રીઓના મરણ પ્રમાણ માટે તપાસ કરવા નીમાયેલી કમીટીના પ્રમુખ તરીકે પણ કામ કર્યું હતું.

**લોક સેવા-રાજ્ય રત્નનો સુવર્ણ પદક.**

કામ સેવા અને રાજ્ય સેવા કરતી વખતે લોક સેવા અને સમાજ સેવા તેમણે કદી પણ વિસાર્યા નથી. ગમે તેવા સામાન્ય મનુષ્યને પણ તેઓ કીમતી સલાહ આપતા આવ્યા છે અને આપે છે. સામાજીક ચળવળ તરફ પણ તેમણે દુર્લક્ષ કર્યું નથી. જીવ્હા અને કલમથી તેમણે વખતો વખત લોક અને સમાજ સેવા કરી છે. ચર્ચ (church) કૃત "Food" નામના ઇંગ્રેજી પુસ્તકનો "ખોરાક" નામના પુસ્તક રૂપે અનુવાદ તેમણે લખ્યો છે જે ઘણો ઉપયોગી છે. તેઓએ જ્યાં જ્યાં (મેડીકલ ઑફીસર) ડૉકટર તરીકે કામ કર્યું છે, ત્યાં ત્યાં બધે પ્લેગ, કોલેરા અને સીતળા જેવા ચેપી અને ભયંકર રોગોના દર્દીઓના ઘેરે ઘેર જઇ તેમને વખતો વખત તપાસી દવાની પણ મદદ કરી છે, અને આ તેમની દયાળુ, નિડર અને પરોપકારી લોકસેવા તથા સમાજ સેવાની યોગ્ય કદર કરી શ્રીમંત મહારાજાશ્રીએ સને ૧૯૧૨ માં તેમને "રાજ્યરત્ન" નો બહુ માનનો ખેતાબ સુવર્ણ પદક સાથે એનાયત કર્યો છે.

ઘણીવાર જૈન સાધુ સાધ્વીઓ માંદગીના ઇલાજ માટે ખાસ વડોદરે આવી ડૉ. બાલાભાઇની સારવાર નીચે રહે છે અને તેઓ ઘણા ભક્તિભાવથી તેમની દવા સુશ્રુષા કરતા આવ્યા છે. આ બાબત સુપ્રસિદ્ધ છે, અને એજ તેમની ધર્મ તથા ગુરૂ શ્રદ્ધા બતાવી આપે છે.

**શ્રીમંતની કૃપા.**

હવે તેમનો પેન્શન લઇ રીટાયર થવાનો સમય આવ્યો હોવા છતાં પણ તેઓશ્રીપર શ્રીમંત મહારાજા સાહેબનો ચાહ એટલો બધો છે કે, તેઓશ્રીની નોકરીની મુદતમાં વધારો મળતોજ રહે છે, અને અદ્યાપિ તેઓ શ્રીમંતના ખાસ ડૉકટર તરીકે કામ કરે છે.

**કુટુંબની હકીકત.**

ડૉ. બાલાભાઇને ત્રણ પુત્રો અને બે પુત્રીઓ છે. જે પૈકી જ્યેષ્ટ પુત્ર મણીભાઇ જેઓ બી એ એલ એલ. બી. થઈ રાજ્ય તરફથી અમેરિકા ખાતે જઇ ત્યાં ત્રણ વર્ષ રહી, વેપાર ઉદ્યોગ ખાતાનો અનુભવ લઇ, પેન્સીલવેનીઆ યુનીવર્સીટીની એમ. એ. ની પદી લઇ આવ્યા છે. તેઓશ્રી પણ શ્રીમંતના પૂર્ણ કૃપા પાત્ર હોઇ વડોદરા રાજ્યના વેપાર ઉદ્યોગ ખાતાના તથા સહકારી મંડળીઓના વડા તરીકે બાહોશીથી કામ કરે છે. વળી વડોદરા ખાતે મળેલી શ્રી ત્રીજી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સના વૉલંટીઅર કમીટીના વડા તરીકે તેમણે કૉન્ફરન્સની જે અમૂલ્ય સેવા બજાવી હતી તે ખરેખર પ્રશંસાપાત્ર હતી. બીજા પુત્ર કેશવલાલભાઇ

એલ. એમ એન્ડ એસની તબીબી પરીક્ષા પાસ કર્યા પછી આગળ વધુ અભ્યાસ માટે વિલાયત ગયા હતા; અને ત્યાં દોઢ વર્ષ સુધી જંતુશાસ્ત્ર વિગેરેનો અભ્યાસ કરી (D. T. M.) ડીપ્લોમા ઇન ટ્રોપીકલ મેડીસીન લઇ આવ્યા છે. જેઓ સ્વભાવે મીલનસાર તથા બાહોશ હોઇ અમદાવાદમાં એક ફત્તેહમંદ ડૉકટર તરીકે કામ કરે છે ત્રીજા પુત્ર ચંદુલાલભાઈ બી. એ. થએલા હોઈ વેપારાર્થે ચીન, જાપાન વિગેરે દેશોમાં મુસાફરી કરી આવ્યા છે અને હાલમાં મુબાઇ ખાતે એક કુનેહબાજ વેપારી તરીકે પોતાની પેઢી ચલાવે છે.

**કૉન્ફરન્સના પ્રમુખ તરીકેની ચુંટણી**

જ્યારે ગયા માસમાં મુંબાઈ નિવાસીઓ તરફથી તેમને કૉન્ફરન્સનુ પ્રમુખસ્થાન સ્વીકારવાની વિનતિ કરવામાં આવી ત્યારે કૉન્ફરન્સને માત્ર એકજ માસ બાકી હતો. છતાં આવા કટોકટીના મામલા પ્રસંગે ટુંક સમયમાં પ્રમુખ તરીકે સંપૂર્ણ ફત્તેહમંદીથી કામ પાર ઉતારવા તેઓ સેવાભાવે કટિબદ્ધ થયા. એ તેમનું ગૌરવ-શક્તિ અને મનોબળ બતાવી આપે છે.

**ઉપસંહાર.**

તેમના ખાસ ગુણો પૈકી ઘણો પ્રશંસનીય ગુણ તે તેમનો હસતો ચહેરો છે. એ હસતો ચહેરો દરદીની નજરે પડતાં જ તેનું અરધું દુઃખ ઓછું કરી શકે છે. આમ ડૉ. બાલાભાઇના જીવનમાંથી તેમની કાર્ય કુશળતા, સાદાઇ, સેવાની દૃઢ ભાવના તથા મજબુત મનોબળ એ ગુણો ખાસ અનુકરણીય છે.

છેવટે તેમની સાદાઇ, સરળ રહેણી કરણી, સમાન ભાવ, પરોપકાર વૃત્તિ, અનુભવને અંતે દીર્ઘ દૃષ્ટિ અને પાકી બુદ્ધિ, નિડરતા, ગંભીરાઇ અને કર્તવ્ય પરાયણતા એ પ્રશંસનીય ગુણો અનુકરણીય છે. તેમને વિશેષ ઉજ્જવલ કાર્યો કરવા અને લોક સેવા તથા દેશસેવા માટે દીર્ઘાયુ, સુખ અને શાંતિમય જીવન મળો એ શુભ ભાવના સાથે વીરમીએ છીએ.

# જૈન ધર્મનો અન્ય ધર્મોમાં ઉલ્લેખ.

( લેખક—શા. ગોકુલદાસ નાનજીભાઈ ગાંધી—રાજકોટ. )

(૧)

જૈન ધર્મ માટે અન્ય ધર્મવાળાઓ શું અભિપ્રાય દર્શાવે છે, તે નીચે આપવામાં આવેલ છે કે જે વાંચવાથી વાચક વર્ગ સ્પષ્ટ સમજી શકશે કે જેવી રીતે જૈન દર્શનવાળાએ બીજા દર્શનવાલાને મિથ્યાત્વી કહીને તુચ્છકારી કાઢેલ છે તેવીજ રીતે અન્ય દર્શન વાળાઓ પણ જૈન-ધર્મના ગુણ અને અભેદ સિદ્ધાંતોને સંપૂર્ણ નહિ સમજી શકવાથી જૈન ધર્મ જેવા પવિત્ર ધર્મને તુચ્છકારી કાઢે છે. " સો શાણા અને અક્કલ એક ' એ કહેવત પ્રમાણે જેઓ આત્મસ્વરૂપમાં વિલીન થએલા છે તેઓનો તો અખિલ વિશ્વમાં સમાન ભાવજ છે એટલુંજ નહિ પણ તેમની વાણીમાં અમૃત રહેલું હોવાથી તે વાણી સર્વત્ર પ્રિયજ થાય છે એટલે કે ગમે તે સંપ્રદાયનો માણસ હોય પણ જો તે આત્મસ્વરૂપમાં વિલીન થયો હોય તો તેની વાણી સર્વ માન્યજ હોઇ શકે. તેવા અનુભવીને સર્વત્ર આનંદનોજ અનુભવ હોય છે. તેવા આત્મજ્ઞાની પુરૂષની દૃષ્ટિમાં પોતે સર્વોપરિ છે અને બીજા હલકા છે, એવો આભાસ પણ હોતો નથી. પણ પોતે સર્વોપરિ અને બીજા હલકા છે, ઉતરતા છે કે ભૂલા પડયા છે કે અપૂર્ણ છે એવો ભાસ તો અર્ધદગ્ધને જ થાય છે. તેવીજ રીતે ઘણી ખરી સંપ્રદાયોમાં જે જે મૂળ પુરૂષો થઇ ગયા છે તે તો આત્મનિષ્ઠ મહાત્માઓ હતા, તેમનો અખિલ વિશ્વપર સમાન ભાવ હતો પણ તેમની પાછળના મનુષ્યોએ કદાગ્રહથી જે જે પુસ્તકો લખ્યાં તે તે મૂળ પુરૂષના નામથી લખ્યાં અને તેમાં પોતાની મરજી પ્રમાણે અન્ય સંપ્રદાયોની અને તેમના મૂળ ઉત્પાદકોની નિંદા કરી. આપણે જૈન સંપ્રદાયોનોજ દાખલો લઇએ તો સ્પષ્ટ સમજાય છે કે બંનેનો મુખ્ય સિદ્ધાંત એવો છે કે આત્મા કેવલજ્ઞાનમય પ્રભુ છે, અને તે આત્માનો સંપૂર્ણ અનુભવ થયે મુક્તિ થશે છતાં પણ એ સિદ્ધાંતને બાજુપર મૂકીને બંને સંપ્રદાય પૈકી દિગંબરો કહે છે કે શ્વેતાંબરના સૂત્રો વગેરે કલ્પિત છે ત્યારે શ્વેતાંબરો કહે છે કે દિગંબરો નિહ્નવ છે. આટલેથી નહિ ધરાવાથી સ્વસંપ્રદાય કદાગ્રહીઓ શાસ્ત્રીય ભાષામાં એક બીજાને ગાળો ભાંડે છે. આ ઉપરથી એમજ સમજાય છે કે માણસો જ્યારે સિદ્ધાંત જ્ઞાનથી ભ્રષ્ટ થાય છે ત્યારેજ રાગદ્વેષ વધારનારાં વચનોનું ઉચ્ચારણ કરીને નકામી તકરારો ઉભી કરે છે. આ પ્રમાણેજ જૈન અને અન્ય સંપ્રદાયવાળાઓનું બનેલું છે. વિવાદ તજી દઈ સંવાદ ગ્રહણ કરી છેવટે નિજ સ્વરૂપને ઓળખી લેવું તેમાંજ કલ્યાણ છે. જે કોઇ કલ્યાણનો ઇચ્છક હશે તે દુરાગ્રહ, મમત્વ, અમેજ સર્વોપરિ, બીજા બધા ભૂલા પડયા છે, વગેરે મહાન્ દુર્ગુણોને તજી દઇને કેવલ આત્મનિષ્ઠ અને સત્ય ગુરૂના ઉપદેશદ્વારા સકલ કલિમલરહિત કેવલ આત્મજ્ઞાનનેજ સંપ્રાપ્ત કરવા યત્ન સેવશે. જગતમાં સૌથી સર્વોપરિ વસ્તુ આત્મજ્ઞાન છે. ગમે તે સંપ્રદાયમાં જુઓ પણ આત્મજ્ઞાન વિના કોઇએ મુક્તિનો ઉપદેશ કરેલ નથી. આત્મજ્ઞાન સર્વ માન્ય છે. અને સર્વ શાન્તિ નિધાન પણ તેજ છે. આત્મજ્ઞાનને બાજુ ઉપર મૂકી દઇને ગમે તે સંપ્રદાયમાં જાય, તપ કરે, દુરાગ્રહરૂપ અતિ આસ્થા કે શ્રદ્ધા

માને, નિયમ પાળવાનો દંભ આદરે પણ તેનું પરિણામ તો એ જ આવશે, અને એ જ સમજાય થશે કે મારો સંપ્રદાય અને તેમાં પણ મારો ગુરૂ અને તેમાં પણ હું જ સર્વોપરિ છું. આ સિવાય આખી જીંદગીમાં પણ વિશેષ પ્રાપ્તિ કરી શકશે નહિ પણ જો આત્મજ્ઞાનની આરાધના કરશે તો આત્મા આનંદમય હોવાથી અનંત આનંદ અને શાંતિનો અનુભવ કરશે એટલું જ નહિ પણ તેવો આત્મનિષ્ઠ પુરૂષ જ્યાં જ્યાં જશે ત્યાં ત્યાં પરમ શાન્તિ ફેલાશે. વસ્તુ સ્થિતિ આવી છતાં બહિર્દષ્ટિએ જોતાં જૈનો માટે અન્ય સંપ્રદાયવાળાએ જે કહ્યું છે તે તથા જૈનોએ અન્ય સંપ્રદાયવાળાને જે કહ્યું છે તે પૈકી અન્ય સંપ્રદાયવાળાએ જૈનો માટે જે ઉલ્લેખ કરેલ છે તેનો જ આમાં સમાવેશ થાય છે. આ ઉલ્લેખો વાંચીને ઝેર વરસાવવાનું નથી પણ તારતમ્ય સમજીને પરમ શાન્તિ ગ્રહણ કરવાની છે. બીજી રીતે કહીએ તો જેનો ભવ પરિપાક નજીકમાં છે તેઓ શાન્તિ ગ્રહણ કરશે અને જેના ભવ પરિપાકની આશા અનંતકાળ પછી કદાચ થવાની હશે તેવા પૈકીનાં તો ઝેર ગ્રહણ કરે તો નવાઇ જેવું નથી, સારસ માણસ સારસાઇ જ ગ્રહણ કરે છે. ખરો મુમુક્ષુ તો સર્વ વાત સાંભળીને તેમાંથી આત્મજ્ઞાનની જ વાતને હૃદયમાં ઉતારશે અને પરમ શાન્તિ પામશે. વાચક વર્ગે પણ આત્મજ્ઞાનની વાતને જ લક્ષમાં લઇને પરમ શાન્તિ ગ્રહણ કરવી.

**શ્રીમદ્ ભાગવત પુરાણઃ**—પંચમ સ્કંધના છઠ્ઠા અધ્યાયમાં—" यस्य किलानुचरित मुपाकर्ण्य कोङ्कवेङ्ककुटकानां राजाऽर्हन्नामोपशिक्ष्य कलावधर्म उत्कृष्यमाणे भवितव्येन विमोहित स्वधर्म पथमकुतो भयमपहाय कुपथपाखण्डमसमञ्जसं निजमनीषया मन्दः संप्रवर्तयिष्यते ॥ ९ ॥

येन ह्वाव कलौ मनुजापसदा देवमाया मोहिताः स्वविधिनियोगशौचचारित्रविहीना देवहेलनान्यपव्रतानि निजनिजेच्छया गृह्णाना अस्नानानाचमना शौचकेशोलुञ्चनादी निकलिनाऽधर्मबहुलेनोपहतधियो ब्रह्मब्राह्मणयज्ञपुरुषलोकविदूषकाः प्रायेण भविष्यन्ति ॥ १० ॥

ते च ह्यर्वाक्तनया निज लोकयात्रया परंपरयाश्वस्तास्तमस्यन्धे स्वयमेव प्रपतिष्यन्ति ॥ ११ ॥

**ભાવાર્થઃ**—ઘોર કલિયુગમાં ભગવાન ઋષભદેવજીનું ચરિત્ર સાંભળીને કોંકવેંકવેકટનો રાજા અર્હત્ પોતાની કલ્પના પ્રમાણે કુપથરૂપ પાખંડ પ્રવર્તાવશે. દેવમાયાવડે મોહ પામેલા શૌચ ચારિત્રથી ભ્રષ્ટ, દેવની નિંદા કરવાવાળા અપવ્રતો પોતાના મન કલ્પના પ્રમાણે ગ્રહણ કરશે. સ્નાન નહિ કરશે, આચમન નહિ કરશે, મલિન રહેશે, કેશનો લોચ કરશે, બ્રહ્મ, બ્રાહ્મણ અને યજ્ઞાદિની નિંદા કરશે અને અંધપરંપરા પ્રમાણે તેમાં પડ્યા રહેશે. સાર એવો છે કે ઋષભદેવ પ્રભુનું ચરિત્ર સાંભળીને ઋષભદેવજીની દશા સમજ્યા વગર સ્નાન ન કરવું, મ્લેચ્છ રહેવું, કેશનો લોચ કરવો, બ્રહ્મ બ્રાહ્મણ અને યજ્ઞ તથા વેદની નિંદા કરવી વગેરે વિપરીતથી ભરપૂર એવો એક પાખંડમત–જૈનમત–કલિયુગમાં ચાલશે અને બધા નહિ પણ કેટલાક માણસો ઋષભદેવજીનું ખરૂં મહાત્મ્ય સમજ્યા વગર દેખાદેખી માથે, જેમની પેઠે મ્લેચ્છ રહેવું અને બ્રહ્મ, બ્રાહ્મણ તથા વેદાદિની નિંદા કરવાવાળો સંપ્રદાય ગ્રહણ કરશે. આ પ્રમાણે શ્રીમદ્ભાગવત પુરાણમાં સ્પષ્ટ લખેલું છે.

શિવ પુરાણઃ—જ્ઞાન સંહિતા અધ્યાય ૨૧ થી ૨૪ સુધીનો સારાંશ—

अस्रृजच्च महातेजाः पुरुषं स्वात्मसंभवं ॥
मायी मायामयं तेषां धर्म विघ्नार्थमुच्यत ॥ १ ॥

સૂત કહે છે—હે ઋષિઓ, મોટા તેજવાળા, માયાવી, એવા અચ્યુત વિષ્ણુએ તે દૈત્યોના ધર્મમાં વિઘ્ન કરવા સારૂ પોતાના અંગમાંથી છે ઉત્પત્તિ જેની એવો માયામય પુરૂષ ઉત્પન્ન કર્યો. માથે મુંડવાળો, મલીન વસ્ત્રવાળો, કાષ્ટમય પાત્રયુકત, હાથમાં પુંજણી લઇ તેને વારમવાર હલાવતો, મુહૃપતિ-મુખવસ્ત્ર-વાળો, ધર્મ ધર્મ એ રીતે ભાષણ કરતો એવો તે તેણે હરિ એવા વિષ્ણુને હાથ જોડી નમસ્કાર કરી આવી રીતે વચન કહ્યું કે, હે અરિહન્, શત્રુને હણનાર, હે પૂજ્ય હું શું કરૂં તે તમે આજ્ઞા કરો. ત્યારે શ્રી વિષ્ણુ ભગવાન બોલ્યા કે મારા અંગથી તું ઉત્પન્ન થયો છે, માટે તું મારૂં કાર્ય કરવા યોગ્ય છો, તું મારો છે વાસ્તે સદા પૂજ્ય થઇશ, એમાં સંશય નહિ. હે માયિન્ શ્રૌતસ્માર્તથી વિરૂદ્ધ, વર્ણાશ્રમવિવર્જિત, વેદથી ઉલટું, કર્મવાદ ઉપર સોળહજાર ગ્રંથાત્મક એવું એ માયામય શાસ્ત્ર તારે ગ્રહણ કરવું એટલે લોકોમાં એનો ફેલાવો થશે ને તને પણ તેવાં શાસ્ત્ર નિર્માણ કરવાનું સામર્થ્ય આપું છઉં. + + + + + એમ કહી આગળ ઉભેલા તે જૈન. યતિને અચ્યુત એવા ભગવાને પોતે માયામય શાસ્ત્ર ભણાવી કહ્યું કે તારે મારી આજ્ઞાએ કરી આ માયામય શાસ્ત્ર સર્વ દૈત્યોના ભણાવી તેમને શ્રૌતસ્માર્ત ધર્મથી ભ્રષ્ઠ કરવા માટે, તું પુરત્રય-ત્રિપુર-તથા તદ્વાસિ દૈત્યોના નાશવાસ્તે જલદી ત્યાં જઇ માયામય ધર્મનો પ્રકાશ કરી; પુરત્રયનો નાશ કરાવી ત્યાંથી મરૂ દેશમાં જઇ જ્યાં સુધી કલિયુગ આવે ત્યાં સુધી તારે સ્વધર્મથી ત્યાં રહેવું પછી જ્યારે કલિયુગ પ્રવર્તમાન થાય ત્યારે જૈનધર્મ તારે ત્યાં મરૂદેશમાં પ્રકાશ કરવો અને શિષ્યપ્રશિષ્ય તથા શિષ્ય વડે તે ધર્મ તારે વધારવો. મારી આજ્ઞાએ કરી તારો ધર્મ અવશ્ય વિસ્તારને પ્રાપ્ત થશે. નિરંતર મારી આજ્ઞામાં તત્પર એવા તમે મારી ગતિને પ્રાપ્ત થશો. એ રીતે અમોઘ એવા વિષ્ણુએ તે મુંડિને આજ્ઞા આપી. × × × × × × એવી રીતે ભગવાને કહ્યા પછી પાખંડ ધર્મનો આશ્રય કરેલ, હસ્તવિષે પાત્ર તથા મુખ ઉપર વસ્ત્ર ધરેલ, મલિનવસ્ત્ર ધારણ કરેલ, અલ્પ ભાષણ કરનાર × × × × × × × × × × તમારા ગુરૂનું આદિરૂપ એવું નામ થશે. પૂજ્ય હોવાથી પૂજ્ય એ રીતે પણ કહેવાશે તેમજ ઋષિ, યતિ, આચાર્ય, ઉપાધ્યાય, એ રીતે એના નામ પ્રસિદ્ધ થશે, × × × × તેથી અરિહંત એવું પાપને નાશ કરે એવું તેનું નામ તમારે ધ્યાન કરવું. × × × × × શિષ્ય સહિત નજીકનાં વનમાં બેશી માયાવિ પુરૂષોને પણ મોહ કરે એવી માયા પ્રવર્તમાન કરી તે માયા એવી તો રચિ જે જે જે ત્યાં આવે તે તે દીક્ષાજ ગ્રહણ કરે અને તેમને જે જે દેખે તે પણ મોહરૂપ માયામાં પરાયણું થાય.

× × × × × × × × × ×

सर्वे च दीक्षितास्तत्र ये वै त्रिपुरवासिनः ।
मुनेः शिष्यैः प्रशिष्यैश्च व्यापितं त्रिपुरं महत् ॥
स्त्री धर्म खंडयामास श्राद्धधर्मास्तथैव च ।
शिवपूजां तथा विश्नोर्यज्ञभागाननेकशः ॥

એ રીતે દીક્ષિત થએલા રાજાને જોઇ ત્રિપુરવાસી સર્વ દીક્ષિત થયા; એ પ્રમાણે મુનિના શિષ્યપ્રશિષ્ય વડે મોટું એવું ત્રિપુર વ્યાપ્ત થઈ ગયું. હે ઋષિઓ તે મુંડિએ સ્ત્રીઓના ધર્મ તથા શ્રાદ્ધધર્મ પણ ખંડન કર્યા. શિવ તથા વિષ્ણુની પૂજા બંધ કરી અને યજ્ઞોમાં દેવતાઓનો અનેક ભાગો પણ બંધ કર્યા તેમજ સર્વકાળમાં સુખ દેનાર એવી સ્નાનાદિક ક્રિયા તથા સર્વ તીર્થ પણ બંધ કર્યા, અને જે વૈદિકધર્મ હતો તે પણ દૂર કર્યો. × × × × × એટલામાં મુંડિ યતિઓએ ત્યાં આવી સર્વને પ્રણામ કરી કહ્યું કે જ્યાં સુધી કલિયુગ આવે ત્યાં સુધી તમે મરૂસ્થલીને સેવન કરો, આ પ્રમાણે શિવપુરાણમાં જૈન-ધર્મના સંબંધમાં હકીકત છે.

ઉત્તર મીમાંસા:—नैकस्मिन्नसंभवात् । एवचात्माकात्स्नर्यम् । न च पर्यायाद-प्यविरोधो विकारादिभ्य । अन्त्या वस्थितैश्चोभय नित्यत्वादविशेष ॥ २ । २ । ३૧ થી ૩૪ ॥

પંચદશી:—આ ગ્રંથ ઘણા સૈકા પૂર્વે સ્વામી શ્રી વિદ્યારણ્યજીએ રચેલો છે. ચિત્ર-દિપના ૨૧૬ મા શ્લોકમાં—

गुणाद्यैकादि योगान्ता ईश्वरेचं भ्रान्तिमाश्रिता ।
लोकायतादिसांख्यान्ता जीवे विभ्रान्तिमाश्रिता ॥

ન્યાય, વૈશેષિક, યોગ વગેરે દર્શનવાળા ઇશ્વરને વિષે ભ્રાંત છે એટલે કે તેઓ ઇશ્વરથી આગળ જઇ શકતા નથી. લોકાયતથી માંડીને જૈન, બૌદ્ધ, સાંખ્ય વગેરે દર્શનવાળા જીવને વિષે ભ્રાન્તિનો આશ્રય કરીને બેઠા છે એટલે કે તેઓ જીવનસ્વરૂપમાં ભ્રાંત છે અર્થાત્ જીવ અને ઇશ્વર એવા બેહોની પેલીપાર પૂર્ણાનંદ નામનું અભેદ સત્ય છે તેને એ એ દર્શનવાળાઓ સમજી શકતા નથી, કારણ કે તેઓ ઇશ્વર અને જીવ તત્વમાંજ ભ્રાંત થએલા છે.

ટીપ:—વેદાન્તમાં જીવ, ઇશ્વર અને બ્રહ્મ કહેલ છે. માયોપાધિક તે ઇશ્વર, અવિદ્યોપાધિક તે જીવ અને અનુપાધિક તે બ્રહ્મ. આ તત્વની સરખામણી જૈનો સાથે કરતાં વેદાંતનો જીવ તેજ જૈનોનો છદ્મસ્થ છે, વેદાન્તનો ઇશ્વર તેજ જૈનોની કેવલી છે અને વેદાન્તનો બ્રહ્મ એજ જૈનોનું સકલકર્મ મલરહિત શુદ્ધ ચૈતન્ય આત્મ સિદ્ધ સ્વરૂપ છે. તાત્વિક દ્રષ્ટિએ તો વેદાન્ત દર્શન પણ શ્રીવીતરાગના અભેદમાર્ગમાં અંતર્ગત થાય છે દુરાગ્રહી દ્રષ્ટિએ તો જૈન અને વેદાન્તને ઘણો તફાવત છે માટે દુરાગ્રહ તજીને શ્રીવીત-રાગના અભેદમાર્ગને સમજવો જોઇએ, ત્યારે સકલદોષ રહિત શ્રી વિતરાગનો અભેદમાર્ગ સમજાશે ત્યારેજ સંપૂર્ણ શાન્તિ થશે. જ્યાં સુધી ભેદદ્રષ્ટિ છે ત્યાં સુધીજ અશાન્તિ છે અને જ્યાં સુધી અશાન્તિ છે ત્યાં સુધી ખરો ધર્મ નથી પામ્યા અર્થાત્ શુદ્ધ સમક્તિ નથી સ્પર્શ્યું એમ ચોક્કસ સમજવું, ગમે તો વેદાન્તને મિથ્યાતી માનવાવાળો જૈન હોય અથવા તો જૈનને નાસ્તિક માનવાવાળો વેદાન્ત હોય પણ તે જ્યારે અભેદભાવને જાણશે ત્યારેજ તે ખરા ધર્મને પામ્યો જાણવો જ્યાં સુધી તે અભેદભાવને નથી પામ્યો ત્યાં સુધી તે જૈનાભાસ અથવા શુષ્કવેદાન્તકે ઢૂંઢીયાજ વા ગોશાલામતી છે એમ સમજવું.

**વિચારસાગર:**—આ ગ્રંથ દાદુપંથી શ્રી નિશ્ચલદાસજી મહારાજે રચેલ છે. "૪૫૫" નાસ્તિક મત—નાસ્તિક મત ભી ત્યાગને યોગ હૈ, નાસ્તિક ન કે પટ્ ભેદ હૈ. માધ્યમિક, યોગાચાર, સૌત્રાંતિક, વૈભાષિક, ચાર્વાક, દિગંબર (જૈન) × × × ×—દિગંબર મતમેં દેહ, આત્મા નહિ; દેહસે આત્મા ભિન્ન હૈ પરંતુ જિતના દેહકા પરિણામ હોવે ઉતના આત્માકા પરિણામ હૈ. ઇસ રીતિસે ઇનકા આપસમેં મતકા ભેદ હૈ; ઔર ભી ઇનકી આપસમેં મતકી વિલક્ષણતા બહુત હૈ પરંતુ સારે વેદકે વિરોધી હૈં, યાતે નાસ્તિક હૈ! ઇસિ કારણ તેં તિનકે મતકા ઉપપાદન ઔર ખંડન વિશેષ કારિકે લિખ્યા નહીં. × × × × × ×—વામમાર્ગ ઔ નાસ્તિક મત કે ગ્રંથ યદ્યપિ સંસ્કૃત વાણી રૂપ હૈ તથાપિ વેદ બાહ્ય હૈ.

ચોપાઈ.

कलिमें वेद अर्थ बहु करि है।
श्रीशंकर शीव तव अवतारि है।
जैन बौद्धमत मूल उखारै।
गंगातैं प्रभु मूर्ति निकारै॥ २१४॥

**સુંદર વિલાસ:**—આ ગ્રંથ કવિત અને સવૈયા ઢબમાં છે અને તે શ્રીદાદુપંથી મહાત્મા સુંદરદાસજીને રચેલ છે, તેમાં "કેશ લુંચા," "કાઉ કેશ લુંચત હૈ" એવા પ્રકારના શબ્દો જોવામાં આવે છે. એમનો ભાવાર્થ એવો છે કે આત્મજ્ઞાનની પ્રાપ્તિ ન થાય કે તે તરફ લક્ષ પણ ન હોય પણ કેવલ પરંપરા એ કે પરલોકમાં ગયા પછી કાંઇક મળશે એવી આશાપાશવાળી શ્રદ્ધાથી માથાના વાળ ખેંચી કાઢે એટલે કે મસ્તકનો લોચ કરે પણ મનનો લોચ ન કરે તો તે કેવલ ભારરૂપ અને જન્મ મરણ વધારવારૂપ જ છે. ભગવાન સૂત્રકાર પણ એમ જ ફરમાવે છે કે "न मुनि रन घासेणं नाणेणय मुणिहोइ" માત્ર ક્રિયા કષ્ટનું સેવન જ કરે તેથી કાંઇ મુનિપણું કહેવાતું નથી પણ સત્યજ્ઞાન એટલે આત્મજ્ઞાનવડે જ મુનિપણું કહેવાય છે. "समयाये श्रमणो होइ" સમતા-સમભાવ કે અભેદભાવવડે જ શ્રમણ કહેવાય છે; માત્ર બાહ્ય ક્રિયા કષ્ઠ વેઠવાથી જ મુનિત્વ કે શ્રમણત્વ નથી. ખાસ સમન્વય છે કે સુંદરદાસજી પણ શ્રી વીતરાગના અભેદ માર્ગને જ ભજે છે.

**અખો ભક્તરાજ:**—આ એક પરજીયો સોની હતો. તેને બાળપણથી ધર્મ સમજવાની પ્રબળ ઇચ્છા હતી. તેણે દરેક પંથના સાધુ, આચાર્યો વગેરેનો સમાગમ કર્યો હતો ઉપરાંત તે વલ્લભી સંપ્રદાયના ગોસાંઇજી મહારાજ ગોકુલનાથજીના પરિચયમાં ઘણો આવેલ હતો. દરેક સ્થળે તેણે લાલચ, અશાન્તિ અને અંધપરંપરા દીઠી તેથી તે કાશી ગયો ત્યાં બ્રહ્માનંદ નામના બ્રહ્મનિષ્ઠ વીતરાગ પુરૂષ મળ્યા તે મહાત્મા પાસેથી અખાને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થઇ. અખે વેદાન્તને લગતા ઘણા છપ્પા લખ્યા છે તથા માણસોને ખૂબ ચાબકા માર્યા છે. ખુલ્લું કહેનાર તથા આત્મજ્ઞાની તરીકે અખો પ્રસિદ્ધ છે.

શૈવ સાંખ્ય મીમાંસક, ચાર્વાક બૌદ્ધ ને જૈન;
એ ષડ્દર્શન ભેદને જાણો, શરીર સંબંધી ચિન્હ.

જટિલ મુંડિત માલાધારી, કરે લુંચન કેશ;
કો વાળાં ગરડાં શિશ વીટે, કહે લીંગ શિવ ઉપદેશ.

છ દર્શન તે મૂલગાં, ભાઇ શાસ્ત્ર કેરાં નામ;
તેહના થયાં પાખંડ છનું, તે ચાલ્યાં ગામો ગામ.

પાખંડના બહુ ફડસમાં, ગણતાં તે નાવે છેક;
તે મત ભાખે જુજવા, પણ ચાલ્ય ન મળે એક.

એક એક નિંદે એ માંહો માંહે, અને પોતાને કહે સાર;
એમ ખટદર્શન ખટપટે, પણ ન કરે મૂલ વિચાર.

ભણી ભણીને ભેદ પાડે, અક્ષર તણી લે ઓટ;
સિદ્ધાંત નાવે સમજમાં, બાંધી રહ્યા ખટ કોટ.

છએ કરે વાદ માંહો માંહે, ત્યારે સહુને પોષે માય;
સમાય માયા આપે સરખો, હાર્યો કોયે ન જાય.

કહે અખો સહુકો સુણો, મત ન હોએ મહાંતને;
નિરદાવે નારાયણ મલશે, જો મેરે હરિગુરૂ મંતને.

---

ખટ દર્શનના જુજવા મતા, માંહોમાંહે ખાધી છે ખતા;
એકનું થાપ્યું બીજો હણે, અન્યથી આપને અધિકો ગણે;
અખા એજ અંધારો કુવો, ઝગડો ભાંગી કોઇ ન મુવો.

ટીપઃ—અખો ભક્તરાજ શૈવ, સાંખ્ય, મીમાંસા, ચાર્વાક, જૈન અને બૌદ્ધ એવા છ દર્શન માને છે પછી છ દર્શનના અંદર અંદર તકરાર થવાથી છનુ પાખંડ થયાં અને તે ગચ્છોમાં પણ નાના નાના ઘણા ફડસવાં મંધાડા જેવા થયા અને તે સર્વ ગામો-ગામમાં ફેલાઇ ગયાં. શૈવના પણ ઘણા ફડસવાં તેમજ બૌદ્ધનાં પણ ઘણાં ફડસવાં અને જૈનનાં પણ નાનાં નાનાં તકરારી ઘણાં જ ફડસવાં થઇને ગામો ગામ ચાલી નીકળ્યા છે. તે દરેક ફડસવાની એક જ ચાલ એટલે રીતભાત નથી પણ દરેક પોતાને ઉત્તમ માને છે અને બીજાને હલકા માને છે. છ એ મૂલદર્શન પણ માંહોમાંહે પોતાને ઉત્તમ ઠરાવવા સાર બીજા સાથે નકામી તકરાર કરે છે પણ મૂલ આત્મજ્ઞાનનો વિચાર કરતાં નથી. પોતપોતાનું દર્શન કે વાડો સિદ્ધ કરવા સાર અમુક અક્ષર કે શબ્દ પકડીને તેના ઉપરથી તકરારો ચલાવે છે. તે દર્શનના કુરાગ્રહવાળા જેમ જેમ ભણે છે તેમ તેમ વધારે વધારે તકરારો ચલાવે છે. આ બધી તકરારો અજ્ઞાની છે પણ મહાન્ પુરૂષોને તકરાર હોતી જ નથી. સંપ્રદાયવાળાઓ પોતપોતાને ઉત્તમ ઠરાવવાનો દાવો કરે તેથી તે કાંઇ ઉત્તમ થઇ શકતા નથી કે તેમને પ્રભુ મળતા નથી એ તો જ્યારે સંપ્રદાયના કુરાગ્રહની જાળમાંથી છુટીને પોતાની સંપ્રદાયનો ઉચાપણાનો ખોટો દાવો છોડી દઇને મહાત્મા પુરૂષની સેવા કરશે ત્યારે જ તેને આત્મજ્ઞાન થશે, બાકી તો આખી જીંદગી વાદ વાડો કર્યા જ કરે તથા વાડાની પરંપરામાં તણાયા કરે અને પોતાના વાડાને ઉત્તમ અને બીજા વાડાને ભૂંડા

પડયા માન્યા જ કરે તેથી કાંઇ પ્રભુ મળવા નથી. પ્રભુ એટલે આત્મા. મહાત્મા પુરૂષો એટલે પ્રશાંત વીતરાગ પુરૂષોના સત્સંગદ્વારા જ આત્માનો આનંદ મેળવી શકાશે. અખા. ભક્તરાજની વાત પણ શ્રી વીતરાગના અભેદમાર્ગમાં સમાઇ જાય છે. શ્રીમાન્ આનંદઘનજી મહારાજનો પણ એવો જ સિદ્ધાંત છે કે "વસ્તુ વિચારે વાદ પરંપરા, પારન પહોંચે કોય." વાદવદવાથી આત્મજ્ઞાન મળી શકતું જ નથી વાદ વદવાથી ઉલટી અશાન્તિ થાય છે અને રાગદ્વેષ વધે છે અને સ્વરૂપથી વિશેષ ભ્રષ્ટ થવાય છે.

**શ્રી માધ્વસંપ્રદાય પ્રવર્તક શ્રીમાન્મધ્વાચાર્યજીનો વિચારઃ**—હિંદમાં ચાર મોટા સંપ્રદાયો છે. રામાનુજ સંપ્રદાય, નિંબાર્ક સંપ્રદાય, માધ્વસંપ્રદાય અને વિષ્ણુસ્વામીની સંપ્રદાય. આમાં રામાનુજનો વિશિષ્ટાદ્વૈત મત છે. નિંબાર્કનો દ્વૈતાદ્વૈત મત છે, મધ્વનો દ્વૈતમત છે અને વિષ્ણુસ્વામીનો શુદ્ધાદ્વૈત મત છે. આ ચારે સંપ્રદાયો વિષ્ણુસંપ્રદાયનાંજ ભેદ ગણાય છે. મધ્વાચાર્યજી દ્વૈતવાદી છે તેમના પૂર્ણપ્રજ્ઞદર્શનમાંથી—

सद्सद्वादमतं दूषयाति । सत् स्याद्सत् स्यात् सद्सत् स्यादन्योन्यश्चस्यादित्येतन्नैकस्मिन् युज्यते । अदष्टत्वेनासम्भवात् । जीवस्य शरीर परिमितत्वाङ्गीकारे अभ्वादिशरीरस्थस्य हस्त्यादिशरीरऽकार्त्स्न्यं स्यात् । तत्तच्छरीरस्थस्य तत्तत्परिमाणत्वमिति न मन्तव्यं विकारित्वा दनित्यत्वप्रसक्तेः । परिमाणाभावे स्वरुपाभावप्रान्त्यन्त्य परिमाण स्थितेस्तदर्थत्वेन शरीर स्थितेरुभयनित्यत्वाद्विशेषण सर्वशरीरानित्यत्वंस्यात्॥

**શ્રી દ્વૈતાદ્વૈતવાદી નિંબાર્કાચાર્યજીનો વિચાર**—વેદાન્ત પરિજાત સૌરભમાંથી.

जैना वस्तुमात्रेऽस्तित्वानादि विरुद्ध धर्मद्वयं योजयन्ति, तन्नोपपद्यते एकस्मिन् वस्तुनिसत्त्वासत्त्वादेर्विरुद्ध धर्मस्य छायातपवद्युगपदसम्भवात् ॥ एवं शरीर परिमाणत्वेनाङ्गीकृतस्यात्मनोवृहद्देहप्राप्तावपुर्णतास्यात् उपचयापचयाहांऽवयवानात्माऽतोन विरोधः इति च न वक्तुं शक्यं विकारित्वादिदोषप्रसक्तेः । अन्त्यस्य परिमाणस्य नियततामङ्गीकृत्यादि मध्ययोरपि नित्यत्वमस्तीति चेत्तर्हिसर्वत्राविशेषस्याछिनत्ये देहपरिमाणवादः ॥

**વિશિષ્ટાદ્વૈત પ્રવર્તક શ્રી રામાનુજ સ્વામી કે જેમણે પ્રસ્થાન ત્રય ઉપર શ્રી ભાષ્ય રચેલ છે તેમના વિચારોઃ**—जैना अपि परमाणुकारणत्वादिकं जगतो वदन्तीत्यनन्तरं जैन पक्षः प्रतिक्षिप्यते । ते किल मन्यन्ते-जीवाजीवात्मकं जगदेतन्निरीश्वरम् तच्च षड् द्रव्यात्मकम् । तानि च द्रव्याणि जीव धर्माधर्म पुद्गलका लाकाशाख्यानि । तत्र जीवाः । જીવ, ધર્મ, અધર્મ, પુદ્ગલનું લક્ષણ આપી કાલનું લક્ષણ આપતાં જણાવે છે કે "अणुरूपो द्रव्य विशेषः" કાલ અણુરૂપ છે એમ દિગંબરો, જૈનો માને છે× × × × × × स्याद्स्ति × × × × येति सर्वत्र सप्तभंगी नयावतारात् । सर्वं वस्तुजातं द्रव्य पर्यायात्मकमिति

तत्राभिधीयते-नैकस्मिन्नसम्भवात-इति । नैतदुपपद्यते; कुतः एकस्मिन्नसम्भवात् —एकस्मिन्वस्तुनि अस्तित्वनास्तित्वादिविरुद्धस्य.. ......युगपदसंभवात्.........

यथाऽश्वत्वमाहिषत्वयोर्युगपदेकस्मिन्नसंभव............થોડા શબ્દોમાં ખંડન કરીને ભાષ્યકાર શ્રી રામાનુજ સ્વામી ફરમાવે છે કે "एवमपि सर्वमनैकांतिकमित्य ग्युप गम- विरोधः अन्योन्य तादात्म्यीभावात्। अतोन् युक्तमिदं जैनमतम् × × × × × × अथ संकोचविकासधर्मतया आत्मनः पर्यायशब्दाभिधेयावस्थान्तरापत्त्या विरोधः परिहियत इत्युच्यते ।

अर्हतो मतं न युक्तिमत एकस्मिन् वस्तुनियुगपत् सत्त्वासत्त्वेनित्यत्वानित्यत्वानित्यत्व भेदाभेदानाम् असंभवात् × × × × × × × × अतः असंगत् मेवेतुजैनमतम्।

*ટીપ:*—શ્રી રામાનુજાચાર્યજીએ જૈનોનું ઉપર પ્રમાણે ખંડન કરેલ છે, શ્રીમાન્ રામાનુજ સ્વામીની અગાઉ શઠકોપ નામના મહાન્ પુરૂષ થઇ ગયા હતા તે વગેરેના સંબંધમાં એવી કથા ચાલે છે કે પાંડ્ય રાજ્યમાં કુરુકાવતી–કુરકીડ–નગરીમાં શુદ્રને ઘેર જન્મ્યા હતા. તે મહા યોગી હતા. તેમણે બકુલવૃક્ષ નીચે ધ્યાન કરેલ તેથી તે બકુલાભરણ કહેવાય છે. એક વખતે જ્યાં શઠકોપાચાર્યજી ધ્યાન કરતા હતા ત્યાંથી બ્રાહ્મણો વેદ ભણતા ભણતા નીકળ્યા અને જ્યારે શઠકોપજી પાસે પહોંચ્યા ત્યારે બ્રાહ્મણો, શઠકુપજીને શદ્ર જાણીને એટલે કે વેદવિદ્યાના અનધિકારી જાણીને, વેદ ભણતા બંધ થઇ ગયા આગળ ગયા ત્યાં વેદ ભૂલી ગયા તેથી તે લોકોએ શઠકોપજી પાસે માફી માગી તેથી તેમનું નામ પુરાંકુશ પાડ્યું. તેમણે વેદ પુરાણાદિનો સાર કાઢી દ્રાવિડ ભાષામાં પ્રબંધ લખ્યો પછી તેઓ સહ દેહે વૈકુંઠ ગયા અને ત્રણ હજાર વર્ષ પછી પાછા આવ્યા અને પોતાના શુદ્ધ વિચારો નાથ મુનિને આપ્યા; નાથે રામમુનિને, રામે પૂર્ણમુનિને, પૂર્ણે યામમુનિને અને યામમુનિએ શ્રીમદ્ રામાનુજ સ્વામીને આપ્યું. રામાનુજ સ્વામી લક્ષ્મણનો અવતાર હતા, તેમણે શ્રી ભાષ્ય રચેલ છે. શ્રી રામાનુજ સ્વામીને સ્ત્રી કજીઆળી મળી હતી. સ્ત્રી સાથે કાંઈ કંકાસ થવાથી તેમણે સંસારનો ત્યાગ કર્યો હતો. તે ભૂતિપુરમાં પ્રગટ થયા હતા અને યાદવેંદ્ર સન્યાસી પાસે ભણ્યા હતા. તેમણે દ્વાર સમુદ્રના મહારાજા વિષ્ણુવર્ધનને શિષ્ય બનાવી જૈનોને દક્ષિણમાંથી કાઢી મૂક્યા હતા. આને માટે ઇતિહાસકારોનો એવો મત છે કે દક્ષિણનો રાજા જૈન હતો તેની દીકરીને ભૂત વળગ્યું હતું તે ભૂત શ્રીમદ્ રામાનુજ સ્વામીએ કાઢ્યું અને રાજા જૈનધર્મી મટીને રામાનુજ સંપ્રદાયમાં ભળ્યો. હાલમાં રામાનુજ સંપ્રદાય દક્ષિણમાં ઘણો ચાલે છે. ખાખી લોકો રામાનુજી હોય છે. આ સંપ્રદાયમાં કરોડો માણસો છે અને લાખો ખાખી વગેરે બાવાઓ છે.

શ્રી વલ્લભાચાર્યજી કે જેમણે પુષ્ટિ પંથ ચલાવેલ છે તેમનો વિચાર—विषमनयमयो निराक्रियते । तेऽन्त्यनिष्ठाः प्रपञ्चे उदासीना. ... ... જૈનોના સપ્તભંગી, નવ તત્ત્વ, ષટ્દ્રવ્ય, વગેરેનું ખંડન કરીને છેવટે જણાવે છે કે "अनया भंगकल्पनया नैसर्गिकत्वानेकान्ति न्यायोगात् । नाप्येषां नैसर्गिकत्वम् । परस्पर विरोध प्रदर्शनेन प्राचीन वेद दूषितत्वात्। अतः समानां भंगानामितरेतर विरोधेनासम्भवात् युक्तमेवैकत्र निरोधनम् । × × × × × × × अथवा शरीर परिमाण आत्माचेत् तदा सर्वदाशरीराणामतुल्यत्वादात्मनो नचात्मत्वं न एकजनशरीरतुल्यत्वम्

शरीराणा मेघयवो पचया पचयानुसारेणात्मनोऽपि देव तिर्यङ्‍ मनुष्येषु अवयवो पचया पचयाभ्यांतत्तुल्यता स्यात् । तथा 'संक्षिपर्यायेणा विरोध इति न वक्तव्यम् । तथा सति विकारापत्तेः । संकोच विकासेऽपि विकारस्य दुष्परिहरत्वात् । अन्त्यावस्थि तिर्मुक्तिसमयावस्थितिस्तस्माद्धेतोः । पुर्वदोष परिहाराय च उभय नित्यत्वं भवेदणुत्वं वा, महत्वं वा । उभयथापि शरीर परिमाणो न भवतीति न तवार्थसिद्धि । અણુભાષ્ય ૨ । ૨ । ૩૩, ૩૪, ૩૫ ।

વલ્લભચરિત્ર ગ્રંથ—પ્રકરણ ૧૪ પૃષ્ઠ ૧૯૮ થી–" આચાર્ય શ્રીએ કહ્યું કે આપણે સવારે પાટણ-અર્હત્ પતન-જવું છે ત્યાં જૈન લોકોનું જોર વધારે છે માટે તમે બધા સાવધાન રહેજો.

પાટણ—આચાર્યશ્રીની સવારી ગામ વચ્ચે થઇને ચાલી તે વખતે પાટણની પ્રજા અને જૈનોની સ્ત્રીઓને આશ્ચર્યથી જોઇ અને જૈનો તેમને ( વલ્લભાચાર્યજીને ) ઇર્ષ્યાથી જોવા લાગ્યા. × × × × સાંજની વખતે કેટલાક જૈન વિદ્વાનો એમની પાસે આવ્યા, જૈન વિદ્વાનોમાં મુખ્ય ધર્મ ધર્મોપાધ્યાય જીનાચાર્ય તથા શ્રી ધનાચાર્ય, સુંદરગણી, પ્રતાપસુરી, સૌભાગ્યસુરી, વગેરે હતા, તેઓમાંથી જીનાચાર્યે પૂછ્યું કે તમારા મનમાં દયા એ ધર્મ છે કે નહિ ? ધર્મ એટલે શું ? તમે શાને પ્રમાણ રૂપ માનો છો? અને ધર્મનો અધિકારી કોને ગણો છો ? × × × × × ×. . તેના ઉત્તર શંભુ શિષ્યે આપ્યા. અમારા મનમાં દયા એ ધર્મ છે × × તમે એ ધર્મને જેટલું પ્રધાનપણું આપો છો તેટલું પ્રધાનપણું અમે આપતા નથી. × × × × દયાની ખાતર અસત્ય બોલવું અપવિત્ર રહેવું, નાના જીવોના રક્ષણને માટે મોટા જીવોને હાનિ થાય તેની દરકાર ન કરવી તે અમોને માન્ય નથી... . ઇશ્વરની ભક્તિ એજ પુરૂષનો પરમ ધર્મ છે × × × × જૈન અને ઇતર લોકો કર્મ અને યતને પુરૂષાર્થ માને છે. એ મર્ત્ય લોકોને પોતપોતાના કર્મથી જે લોક ફલરૂપ મલે છે તે આદિ અંતવાળા, પરિણામે દુઃખ ભરેલા, તુચ્છ આનંદવાળા અને શોકથી વ્યાપક હોય છે એ કારણથી ભક્તિ એ સર્વ કરતા પરમ ધર્મ છે. × × × × × × × × ×...... એ સાંભળી સુંદરગણિએ કહ્યું કે જીવ, અજીવ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ સાત પદાર્થોને સપ્તભંગીની રીતિથી તમે કેમ સ્વીકારતા નથી

એ ઉપરથી આચાર્યશ્રીના શિષ્યો અને જૈન વિદ્વાનો વચ્ચે ઘણો વાદ ચાલ્યો તેમાં આચાર્યશ્રીના શિષ્યોનો જય થયો. આચાર્યશ્રી-વલ્લભાચાર્યજી-બોલ્યા કે.........તમારા મતમાં મુખ્ય ત્રણ વાત ભૂલ ભરેલી છે. ૧ પરમેશ્વર છેજ નહિ, અથવા હોય તો તેનામાં કામ કરવાની અથવા જગત્ ચલાવવાની શક્તિ નથી એમ તમે માનો છો. બીજું તમે ઋષિઓ અથવા તીર્થંકરોને ઇશ્વર તુલ્ય માનો છો. ૩જું સૃષ્ટિ અનાદિ છે 'આ સિવાય બીજા કેટલાએક નાના મોટા તફાવત છે. × × × × એ પ્રમાણે આચાર્યશ્રીએ ભાષણ કર્યાં પછી જૈન વિદ્વાનો આચાર્યશ્રીને-વલ્લભાચાર્યજીને-પ્રણામ કરીને ત્યાંથી ગયા × × × × × × × × × × × × × × × × × ત્યાંથી આચાર્યશ્રી-વલ્લભાચાર્યજી—સિદ્ધાચલ પધાર્યા. × × × × × × × આચાર્યશ્રી- વલ્લભાચાર્યજી-ને સમર્થ પંડિત જાણીને જીન પંડિતો એમની મુલાકાત લેવા આવ્યા. × × × × શંભુએ ધર્મ સંબંધી એમનો શો મત છે તે પૂછ્યું ત્યારે રત્નવિજયે કહ્યું કે—

सामि अणाइ अणन्ते च नुगइ संसार घोरकान्तारे।
मोहाइ कम्म गुरुठिइ चिवागवसनु भमइ जीवरो ॥

હે સ્વામી આ અનાદિ અનંત સંસાર રૂપી ઘોર વનને વિષે ભારે મોહ વગેરેથી કર્મ વિપાકને વશ થઇ જીવ ભમ્યા કરે છે. × × × × જીનાચાર્યે જવાબ આપ્યો કે એક તો પરમતની એટલે બીજા ધર્મની કદિ સ્તુતિ કરવી નહિ. બીજું એ કે બીજા મતવાળાને નમસ્કાર પણ કરવા નહિ. ત્રીજું અન્ય મતવાળા સાથે થોડું બોલવું. ચોથું અન્ય મતવાળા સાથે વારમવાર ન બોલવું. પાંચમું અન્ય ધર્મવાલાને અન્નવસ્ત્રાદિ દાન ન આપવું. છઠું અન્ય મતની પ્રતિમા પૂજન માટે ગંધ પુષ્પાદિ પણ ન કરવાં. એ છ યતના છે. × × × × જે જૈન મતમાં નથી તે ગમે તેવો ધાર્મિક હોય કે પંડિત હોય તો પણ તેનો જૈનોએ ત્યાગ કરવો જોઇએ. × × × × જૈન ધર્મથી જે ધર્મો વિરૂદ્ધ છે તે બધા મનુષ્યોને પાપી કરે છે. બ્રહ્મા, વિષ્ણુ, શિવ, આદિ દેવો કુદેવ છે અને તીર્થંકરો એ માત્ર સુદેવ છે.

આચાર્ય શ્રી બોલ્યા કે × × × × × તમારા જેવા આચાર્યોએ લોકોનાં આંતરચક્ષુ ઉઘડે એવો બોધ કરવો જોઇએ. મૂલે તો જીવ માયારૂપી પડદાથી આંધળા જેવો છે તેમ છતાં તમે આવા જીવકૃત પડદાએ એની આગળ ઉભા કરો એટલે તે બેવડો આંધળો થાય."

શ્રી વલ્લભાચાર્યજી વિક્રમ સંવત ૧૫૩૫ માં દક્ષિણમાં કાંકરવાડ ગામમાં જન્મ્યા હતા. તેમના પિતાનું નામ લક્ષ્મણ ભટ્ટ હતું. શ્રી વલ્લભાચાર્યે ત્રણ વખત ભરતખંડની પરિક્રમા કરી હતી. વલ્લભાચાર્યજીના પુત્ર શ્રી વિઠ્ઠલનાથજી થયા તેમણે એ સંપ્રદાયને સંપ્રદાયના રૂપમાં વધારે મજબૂત બનાવ્યો હતો; હાલમાં એ સંપ્રદાયમાં એટલે પુષ્ટિપંથમાં ચાલીસ લાખ જેટલાં માણસો જણાય છે.

વેદાન્તાર્થ ભાષ્ય—જૈનોંકા કથન હૈ કિ જીવ તથા અજીવ ભેદમેં જગત્ દો પ્રકારકા હૈ ઉસકા કર્તા ઇશ્વર કોઇ નહિ. જીવ, ધર્મ અધર્મ, પુદ્ગલ, આકાશ ઔર કાલ યહ જો છ પદાર્થ હૈ ઇન્હીંકા સંઘાત રૂપ સંસાર સ્વતઃ સિદ્ધ અનાદિ હૈ ઔર યહ એકાન્ત સ્વરૂપ નહીં કિન્તુ ઇનએ સપ્તભંગીન્યાય દ્વારા જગતકી અનેકાન્ત રૂપતાહી સિદ્ધ હોતી હૈ. * * * એક પદાર્થમેં પરસ્પર વિરૂદ્ધ ધર્મ ન રહસકતેસેં સપ્તભંગી ન્યાયકી કલ્પના ઠીક નહીં * * * * * મિથ્યા વાદકે સમા નહીં, જૈનોંકા યહ સપ્ત ભંગી નય હૈ જો તર્ક ન મહાર સકતેસે સમીચીત નહીં. * * * જૈનોંકા યહ કથન હૈંકીજીવ મધ્યમ પરિમાણ=શરીરકે સમાન પરિમાણવાલા હૈ ઔર વહી હસ્તી ચીંટીઆદિ અનેક યોનિયોંકો પ્રાપ્ત હોતા હૈ. ઇસલીયે યહ ઠીક નહિંકિ મધ્યમ પરિમાણ વાલા પદાર્થ ઘટાદિ પદાર્થોકી ભાંતિ અનિત્ય હોતા હૈ ઔર ઐસા હોનેમેં જીવભી અનિત્ય હો જાયગા, દુસરી બાત યહહૈ કિ યદિ જીવકો શરીરકે સમાન પરિમાણવાલા માના જાય તો હસ્તીકે શરીરકા જીવ ચીંટીકે શરીરમેં આના અસંભવ હૈ, ઇત્યાદિ તર્કોસે આત્માકી સિદ્ધિ ન હોનેકે કારણ ઉક્તમત આદરણીય નહીં.

દીપ શિખાકી ભાંતિ જીવકો સંકોચ વિકાશશાલી માનકર ઉક્ત વ્યવસ્થાકો માનના ઇસલીયે ઠીક નહીં. ઐસા માનનેસે જીવ ઘટાદિ પદાર્થોકી ભાંતિ વિકારી હોનેકે કારણ અનિત્ય હો જાયગા ઔર અનિત્ય હોનેસે બંધ મોક્ષકી વ્યવસ્થા ન રહેગી. ઇસલીયે ઉસકા શરીરકે બરાબર પરિમાણ માનના ઠીક નહિ. જૈનોંકા કથન હૈકી· મુક્તિસે પૂર્વ સંકોચ વિકાશશાલી હોનેકે કારણ જીવકા પરિમાણ એક રસ નહિ રહતા પરંતુ મુક્તિ હોનેપર પુનર્જન્મ ન હો સકનેસે ઉસકા પરિમાણ એકરસ નિત્ય બના રહતા હૈ ફિર ઉસમેં કિસી પ્રકારકા પરિવર્તન નહિ હો સકતા ? ઇસકા ઉત્તર યહ હૈકી જો પ્રથમ ન હોકર પશ્ચાત્ હોવે વહ ઘટપટાદિ પદાર્થોકી ભાંતિ " અનિત્ય " હોતા હૈ ઔર ઐસેહિ અનિત્ય કો " અભૂત્વાભાવિ " કહતે હૈ, * * * અભૂત્વાભાવી પદાર્થ કદાપિ એકરસ નહિ રહ સકતા. જૈસાકિ ઘટાદિ પદાર્થોંમેં દેખા જાતા હૈં, * * * * * * * * *

**સત્યાર્થ પ્રકાશ:**—આ ગ્રંથ વેદવિદ્ અને સમર્થ તર્કવાદી પંડિત સ્વામીશ્રી દયાનંદ સરસ્વતીએ રચેલ છે તેમાંથી—

ઋષભદેવસે લેકે મહાવીર પર્યંત અપને તીર્થંકરોકી બડી બડી મૂર્તિયાં બનાકર પૂજા કરને લગે અર્થાત પાષાણાદિ મૂર્તિ પૂજાકી જડ જૈનિયોંસે પ્રચલિત હુઇ પરમેશ્વરકા માનના ન્યુન હુઆ પાષાણાદિ મૂર્તિ પૂજામેં લગે ઐસા તીનસો વર્ષ પર્યંત આર્યાવર્તમેં જૈનોકા રાજ્ય રહા × × × × × × × ઇસ સરલ પ્રમાણકો છોડકર કઠિન જાલ રચના કેવલ અજ્ઞાનીયોંકે ફસાનેકે લિયે હોતા હૈં. × × × × × × × જો અનાદિ ઇશ્વર હોતા તો અર્હંત્ દેવકે માતા પિતા આદિકે શરીરકા સાંચા કોન બનાતા ? × × × × × ઇસલીયે તુમ્હારા તીર્થંકર પરમેશ્વર કભી નહિ હો સકતા * * * ઇસલીયે તુમ્હારા તીર્થંકરોકો સમ્યગ્બોધ નહીં થા જો ઉનકો સમ્યગ્જ્ઞાન હોતા તો ઐસી અસંભવ ક્યોં લિખતે ? * * * ... ... ૧૬૩૩ કે સાલમેં શ્વેતાંબરોમેંસે ઢુંઢીઆ ઔર ઢુંઢીઓમેંસે તેરહપથી આદિ ઢોંગી નિકલે હૈં. વિગેરે.

**જગત્ ગુરૂ શ્રી શંકરાચાર્યજી**—આ આદિ શંકરાચાર્યજીએ હિંદમાંના ઘણા ધર્મોનું ખંડન કર્યું હતું તથા બૌદ્ધમતને હિંદની હદપાર કર્યો હતો તેમના વિચારોઃ—

विवसन समय इदानीं निरस्यते . . ... ... एवं जीवादिषु पदार्थेष्वेकस्मिन्धर्मिणि सत्त्वासत्त्वयोर्विरुद्धयोर्धर्मयोरसंभवात्सत्त्वे चैकस्मिन्धर्मेऽसत्त्वस्य धर्मान्तरस्या संभवाद् सत्त्वे चैवं सत्त्वस्यासंभवाद्संगत मिदमार्हतं मतम्। एतेनैकानैकानित्यानित्य व्यतिरिक्ताव्यतिरिक्ताद्यने कान्ताभ्युपगमा निराकृता मन्तव्याः । * * * * ... ...यथैकस्मिन्धर्मिणि विरुद्धधर्मा संभवो दोषः स्याद्वादे प्रसक्त एवमात्मनोऽपिजम्बैव स्यात्कात्स्न्यमपरो 'दोष प्रसज्यते... ... ... वस्तुत्वेऽप्यात्मनो विकारादि दोष प्रसंगा दस्य पक्षस्यानुपपत्तिरिति... ... ... ... ... अतश्च सौगतव दार्हतमपिमतमसंगतमित्युपेक्षितव्यम् ॥

**ટીપ**—શ્રી આદિ શંકરાચાર્યજી આજથી ૨૩૦૦ વર્ષની પહેલા થઇ ગયા છે, તેમના પિતાનુ નામ શિવગુરૂ અને માતાનું નામ સતી હતુ. શંકરસ્વામીનો વર્ણ સ્ફટીક

જેવો હતો તેપરથી વિદ્વાનો તેમને શંભુ કહેવા લાગ્યા હતા. શ્રી શંકરાચાર્યજીનો કેવલાદ્વૈત એટલે વિવર્તવાદ છે. તેઓશ્રી એક ચૈતન્ય સચ્ચિદાનંદ સત્તાનોજ સ્વીકાર કરે છે અને જગત્ એ ભ્રાંતિમાત્ર છે એમ માને છે. સંસ્કૃત ભાષામાં જે જે ગ્રંથો લખાયા છે તેમાં શંકરાચાર્યજીના સંસ્કૃત લેખો સૌથી સરળ છે અને તેથીજ સંસ્કૃત લેખના પહેલા નંબરમાં શ્રી શંકરાચાર્યજીના લેખો આવે છે. બીજે નંબરે કાશી નિવાસી પંડિત જગન્નાથના લેખો આવે છે. પછી વ્યાસજી, હરિભદ્ર, હેમચંદ્ર, રામાનુજ વગેરે આવે છે. સંસ્કૃત વ્યાકરણનો ઉત્તમ લેખ તો પાણિનિનો અને કળીકાળ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યજીનો ગણાય છે. શ્રી શંકરાચાર્યજીએ જ્ઞાનમાર્ગનું પ્રતિપાદન વિશેષે કરેલ છે. શંકરાચાર્યજીના હસ્તામલક, પદ્મપાદ, સુરેશ્વર અને તોટક એ ચાર શિષ્યો મુખ્ય ગણાય છે. શ્રી શંકરાચાર્યજીએ બાલ્હિક દેશમાં જૈનો સાથે નવતત્વ, સપ્તભંગી ન્યાય, વીગેરે બાબતો માટે શાસ્ત્રાર્થ કર્યો હતો. માત્ર બત્રીસ વર્ષની ઉમરે તેમણે કેદારનાથમાં દેહ ત્યાગ કર્યો હતો.

શંકર વિજયઃ—આ ગ્રંથ આનંદગિરિ નામના શંકરાચાર્યજીના શિષ્યના નામથી રચાયલો છે. આ ગ્રંથના સંબંધમાં કેટલાક એમ માને છે કે તે આનંદગિરિએ રચેલ છે અને કેટલાક એમ માને છે કે આનંદગિરિના નામથી બીજાએ રચેલ છે પણ તેમાં રચનાર તરીકે આનંદગિરિ જોવામાં આવે છે માટે તે ગ્રંથ આનંદગિરિ નામના કોઇ વિદ્વાને રચેલો હોવો જોઇએ. આ ગ્રંથમાં આદિ શંકરાચાર્યજીનું જીવન વૃત્તાંત આપેલું છે. માધ્વવાચાર્યજીએ જે શંકર દિગ્વિજય લખેલો છે તેમાં અને આ ગ્રંથમાં કેટલીક બાબતમાં મતભેદ પડે છે; તે મતભેદ દર્શાવવાનું આ સ્થળ નહિ હોવાથી શ્રી આનંદગિરિજીએ જે વિચારો જૈનના સંબંધમાં દર્શાવ્યા છે તે અત્રે આપવામાં આવે છે.

ततो जैन कौपीन मात्र धारी मलदिग्धाङ्ग· सदाऽर्होऽर्हत इति मुहुर्मुहुरुच्चारयन् शुन्याङ्ग शुन्यपुण्डधृतबिन्दपुण्ड्रः शिष्य समेतः पिशाचवत सर्वजन भयंकरः समागत्य सकल लोकगुरुमिदमुवाच । भोः स्वामिन्! मदीयं मतमत्यन्त सुगमं श्रूयताम् । जिनदेवः सर्वेषां किल मुक्तिदः जीतिपद वाच्यस्य जीवस्य नेतिपदेन पुनर्भव इति स एव दिव्येत इति देवः सर्व प्राणि हृत्पुंडरिकेषु जीवरूपेण व्यवस्थित इति ज्ञानमात्रेण देहपातानन्तर मुक्तः तस्य नित्यमुक्ति रूपत्वात् तेन कर चरणादि साधनद्वारा यद्यत कर्मरत्नं तत् सत्य तस्य तदधीनत्वात्। अतो जीवः शुद्धः देहस्तु मलपिण्डः स्नानादिना तस्य शुद्ध भावात् वृथाप्रयोजनम् स्नानादि कर्म न कार्यमिति श्रमे श्री परमगुरुः पठति । भो । जैन । किमुक्तं भवता मूढतरेण जीवस्य देह निवृत्तिरेव मुक्तिरिति निष्प्रयोजन त्वात् स्नानादि कर्म न कर्तव्यमिति च तदयुक्तं कथं जीवस्य देहत्रयं विद्यते । स्थूल सूक्ष्म कारण भेदात् । × × × × ×.........

...× श्रीमच्छिदिदमुच्यते । जैन मूढतर । तत्वं न श्रुतवानसि.........एवमत्यन्त दुःप्राप्यस्य मोक्षस्य न हि देहपातात् प्राप्ति संभवतीति सिद्धांतः । एव श्रीमच्छिपत्योजैन शिष्यैः सह स्वपक्षमाया विमुक्तः परम गुरुणां प्रतिदिनं तंडुलादिबर्हवाकर्षणद्योक्तः पतितजनोऽभवत्

ટીપઃ—આ ગ્રંથમાં જે વર્ણન છે તે દિગંબર જૈન મુનિવાઓને લાગુ થાય છે. કારણ કે દિગંબરોમાં ઐલક, ક્ષુલ્લક અને મુનિ એવા ભેદ છે તેમાંથી એક વ્યક્તિ કૌપિન ધારણ

કરે છે. તે વખતે દિગંબર જૈનોનો પ્રચાર વિશેષ હશે એમ અનુમાન કરી શકાય તેવું છે.

**અક્ષરાતીત પ્રકટ પુરૂષોત્તમ શ્રી સહેજાનંદ સ્વામીઃ**—એમનો વચનામૃત નામે ગ્રંથ પ્રસિદ્ધ છે તેમાંથી તેમના વિચારોઃ—

" પછી શ્રીજી મહારાજ—શ્રી સહેજાનંદ સ્વામી બોલ્યા જે જે ભગવાનનો ભક્ત હોય તેને નિત્ય પ્રત્યે ભગવાનની પુજા કરીને ને સ્તુતિ કરીને ભગવાન પાસે એમ માગવું જે હે મહારાજ હે સ્વામિન્ હે કૃપાસિંધો હે શરણાંગત પ્રતિપાળક કુસંગી થકી મારી રક્ષા કરજો. તે કુસંગી ચાર પ્રકારના છે. એક કુંડા પંથી, બીજા શક્તિ પંથી, ત્રીજા શુષ્ક વેદાંતી ને ચોથા નાસ્તિક. એ ચાર પ્રકારના કુસંગી છે. તેમાં જો કુંડા પંથીનો સંગ થાય તો વર્ત્તમાનમાંથી ચુકાડીને ભ્રષ્ટ કરે, અને જો શક્તિ પંથીનો સંગ થાય તો દારૂ માંસ ખવરાવીને સ્વધર્મ થકી ભ્રષ્ટ કરે, અને જો શુષ્ક વેદાંતીનો સંગ થાય તો ભગવાનનું ધામ તથા ભગવાનનો જે સદા દિવ્ય આકાર તથા ભગવાનના અવતારની મૂર્તિઓના જે આકાર તે સર્વેને ખોટા કરીને ભગવાનની ભક્તિ ને ઉપાસના તે થકી ભ્રષ્ટ કરે, અને જો નાસ્તિકનો સંગ થાય તો કર્મને જ સાચાં કરીને પરમેશ્વર એવા જે શ્રીકૃષ્ણ ભગવાન તેને ખોટા કરી દેખાડે ને અનાદિ સત્ શાસ્ત્રના માર્ગ થકી ભ્રષ્ટ કરે માટે ભગવાનની પાસે માગવું જે એ ચારે પ્રકારના માણસનો કોઇ દિવસ સંગ થવા દેશો નહિ. * * * * એવી રીતે નિત્ય ભગવાનની પ્રાર્થના કરવી ને એ કુસંગી થકી ને અંતર શત્રુ થકી નિરંતર ડરતા રહેવું."

ગઢડાના પ્રથમ પ્રકરણનું વચનામૃત ૪૮ મું.

" શ્રીજી મહારાજ બોલ્યા જે જેને ભગવાનની મૂર્તિને વિષે નાસ્તિકપણું આવે ને સંતને વિષે નાસ્તિકપણું આવે તેને એટલે જ નહિ રહે. એને તો જેનું ભજન સ્મરણ કરે છે એવા જે પ્રત્યક્ષ ભગવાન તેને વિષે પણ નાસ્તિકપણું આવશે; અને ભગવાનનાં જે ગોલોક બ્રહ્મપુર આદિક ધામ છે તેને વિષે પણ નાસ્તિકપણું આવશે અને જગતની જે ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય તેને પણ કાળે કરીને ને માયાયે કરીને ને કર્મે કરીને માનશે પણ પરમેશ્વર વતે કરીને નહિ માને એવો પાકો નાસ્તિક થશે. પછે મુક્તાનંદ સ્વામીએ પૂછ્યું જે એ નાસ્તિકપણાનો હેતુ તે કોઇ પૂર્વનું કર્મ છે કે કોઇ કુસંગ છે ? પછે શ્રીજી મહારાજ બોલ્યા જે નાસ્તિકપણાના હેતુ તો નાસ્તિકના ( જૈનના ) ગ્રંથ સાંભળવા એ જ છે અને નાસ્તિકના ગ્રંથને વિષે જેને પ્રતીતિ હોય તેનો જે સંગ તેપણુ નાસ્તિકપણાનો હેતુ છે અને વળી કામ, ક્રોધ, લોભ, અહંકાર, માન અને ઇર્ષા એ પણ નાસ્તિકપણાના હેતુ છે કેમ જે એ માયલો એકે સ્વભાવ વર્તતો હોય ત્યારે નારદ સનકાદિક જેવા સાધુ વાત કરે તોય પણ મનાય નહિ."

ગઢડાના પ્રથમ પ્રકરણનું વચનામૃત ૫૮ મું.

" અને નાસ્તિક એવા જે જૈન છે તે તો કેવલ કર્મને જ કર્તા કહે છે પણ પરમેશ્વરને કર્મફળ પ્રદાતા નથી કહેતા. તે નાસ્તિકનો મત ખોટો છે માટે એકલું કાળનુંજ બળ કોઇ કહે તે પણ પ્રમાણ નહિ, ને એકલું કર્મનું બળ કોઇ કહે તે પણપ્રમાણ નહિ, ને એકલુ પરમેશ્વરની ઇચ્છાનુ બળ કોઇ કહે તે પણ પ્રમાણ નહિ. એ તો જે સમે જેનું પ્રધાનપણું હોય તે સમે શાસ્ત્રમા તેનું જ પ્રધાનપણું કહ્યું હોય પણ સર્વ ઠેકાણે એનુ એ

એવું નહિ." "વાર્તાને જાણ્યા વિના નાસ્તિક મતવાળા છે તે કેવળ કર્મને જ સર્વ કર્તા કહે છે પણ એમ નથી જાણતા જે એ તો ભગવાનના એકાંતિક જે ભક્ત તેના કર્મનું સામર્થ્ય કહ્યું છે, પણ વિમુખ જીવના કર્મનું સામર્થ્ય નથી કહ્યું."

વરતાલનું વચનામૃત ૭મું.

**ટીપ:**—મહારાજ શ્રી સહેજાનંદ સ્વામી કે જેમણે સ્વામીનારાયણના નામનો પંથ ચલાવેલ છે તેમનો જન્મ સરવાર્ય દેશના છપૈયા ગામમાં સંવત ૧૮૩૭ ની સાલમાં થયો હતો. તેમણે શ્રી રામાનુજ સ્વામીની સંપ્રદાયને મળતો પોતાનો પંથ ચલાવીને ગુજરાત તથા કાઠિયાવાડમાં નીતિ, દયા, વગેરેની સારી છાપ પાડી છે. કાઠી, કોળી, વાઘરી, ખોજા, ગરાશીયા, ઢેડ વગેરે હલકી જાતોને શિકાર તથા માંસાહાર કરતી અટકાવીને ગુજરાત કાઠિઆવાડ પર મહાન્ ઉપકાર કરેલ છે. સંવત ૧૮૮૬ ના જેઠ સુદિ ૧૦ ને દિવસે તેઓ શ્રીનો દેહોત્સર્ગ થયો હતો. મહારાજશ્રીના અનુયાયી પૈકી બ્રહ્માનંદ, મુક્તાનંદ, દેવાનંદ, મંજૂકેશાનંદ, ગુણાતીતાનંદ, ગોપાલાનંદ, કૃષ્ણાનંદ, વ્યાપકાનંદ, અમિતાનંદ, નિષ્કુલાનંદ, પ્રેમાનંદ, વગેરે ઘણા સજ્જનો અધ્યાત્મ માર્ગમાં આગળ વધ્યા હતા.

**બુદ્ધ ચરિત્ર:**—પ્રકરણ ૯ મું ધર્મ પ્રચાર રા. રા. મણીલાલ નથુભાઇ દોશીએ લખેલ છે તેમાંથી—

"કાશીથી ઉત્તરે ત્રણ માઇલ ઉપર આવેલા મૃગદાવ તરફ બુદ્ધ ભગવાન ચાલ્યા. કાશી તરફ જતાં ઉપક નામના દિગંબર જૈન સાધુ બુદ્ધ ભગવાનને મળ્યા. તે બુદ્ધ ભગવાનની અપૂર્વ કાંતિ અને આનંદ જોઇ ચકિત થયા અને પૂછવા લાગ્યા તમારા ગુરૂ કોણ છે? તમે કોને હાથે દીક્ષા લીધી? બુદ્ધ ભગવાને જવાબ આપ્યો, મારો કોઇ ગુરૂ નથી મને શાન્તિ મળી છે. ધર્મનું સામ્રાજ્ય સ્થાપન કરવાને હું કાશી તરફ જાઉં છું. જેઓ પાપ અને મૃત્યુના અંધકારમાં દટાયલા છે તેમને માટે હું ત્યાં જાઉં છું ત્યાં જીવનનો દીપક પ્રકટાવીશ.

ઉપકે પૂછ્યું શું તમે જગતને જીતનારા જીન છો? બુદ્ધ ભગવાને જવાબ આપ્યો, જેઓએ આત્મા અને મનોવિકારો ઉપર જય મેળવ્યો છે તેઓ જીન છે. જેઓ વિકારોને જીતે છે અને પાપથી દૂર રહે છે તેઓ જ ખરા જીતનારા છે. એ અપેક્ષાએ મને જીન કહેતા હો તો હા હું જીન છું."

**ટીપ:**—જૈન ગ્રંથોમાં મહાવીરને જ્ઞાતપુત્ર, વગેરે નામથી કહેલ છે અને મહાન સાધુઓને નિર્ગ્રંથ કહેલ છે. બૌદ્ધ ગ્રંથોમાં મહાવીરને નિર્ગ્રંથનાત કહેલ છે જૈન સૂત્રોમાં જેમ બૌદ્ધ સાધુઓને પાસત્થા કહેલ છે તેમ બૌદ્ધ ગ્રંથોમાં જૈન સાધુઓને પાખંડી કહેલ છે પણ તે તકરારની અને સાર વગરની વાતો છે. એક વખતે આનંદ શ્રાવકે બુદ્ધ ભગવાનને પૂછ્યું કે નિર્ગ્રંથનાતના સંતાનીયા વગેરે સાથે મારે શી રીતે વર્તવું? ત્યારે બુદ્ધ ભગવાને જવાબ આપ્યો કે તેમને અન્ન, વસ્ત્ર, પાણી વગેરે આપવાં પણ તેમનો પરિચય કરવો નહિ કારણ કે તેઓ પાખંડી છે. આવી આવી સામસામે તકરારી બાબતો જૈનો તથા બૌદ્ધોએ ઘણી ઉભી કરી છે ને નકામી અને અશાંતિ આપનારી બાબતો દૂર કરીને નિર્દોષપણે

બનેનું તત્વજ્ઞાન વિચારીએ તો સમભાવનો લાભ થઇ પરમ્ શાન્તિ પ્રાપ્ત થાય છે. અરિહંત શબ્દ કે જેના ઉપર જૈન ધર્મનો પાયો છે તે જ અરિહંતને બુદ્ધદેવ પણ માને છે, જે બહિર્દષ્ટિરૂપ શત્રુને અંતર્દષ્ટિના પ્રયાસદ્વારા હણીને કેવલ નિજસ્વરૂપ એટલે આત્મસ્વરૂપમાં રમી રહ્યા છે તે અરિહંત દેવ છે. અરિહંતની આ વ્યાખ્યા જગતના તમામ ધર્મોને માન્ય છે. બુદ્ધ ભગવાન પણ ધમ્મપદ નામના ગ્રંથમાં અરિહંતની પ્રશંસા કરતાં ફરમાવે છે કેઃ—

गामे यदि वा रञ्ञे निन्ने वा यदि वा थले ॥
यत्थ अरहन्तो विहरति तं भुमि रामणेय्यकं ॥ १ ॥

अरहन्त वग्ग.

ગામ કે વન, દરીઆ કે સૂકી જમીન કે હરકોઇ સ્થળે જ્યાં આશાતીત પરમ આત્મજ્ઞાની અરિહંત કે અર્હંત વસે છે, વિચરે છે, વિહાર કરે છે તે ભૂમિ અતિ રમણીય બને છે.

ઉપરની અરિહંતની બૌદ્ધ ધર્મની પ્રશંસા જોતાં બંને સંપ્રદાય વાળાને દુધપાકની તકરાર નથી પણ કઢી અને બળતણ જેવી નકામી તકરાર છે. જૈનમાં જેમ સંઘ કહેવાય છે તેમ બૌદ્ધમાં પણ સંઘ કહેવાય છે. જૈનમાં અને બૌદ્ધમાં શાસન દેવી પણ છે બનેના ગ્રંથોની ભાષા પણ કાંઇક મળતી આવે છે. તેમ બુદ્ધ ભગવાને ખાસ કરીને હિંદમાં યજ્ઞમાં થતી હિંસા અટકાવી હતી. સમજુને સર્વ સ્થળે અભેદ છે અણસમજુને ક્યાંઇ અભેદ નથી, બૌદ્ધ ધર્મમાં આજે સાઠ કરોડ માણસો છે અને જૈનધર્મમાં સ્થાનકવાસી, તપગચ્છ, દિગંબર, વગેરે મળીને સાડાબાર લાખ માણસની વસતી છે, આ ઉપરથી સમજાય છે કે બૌદ્ધ ધર્મનો કાબુ હજી પણ જગતમાં સૌથી મોટો છે જૈન અને બૌદ્ધના જગતના સારરૂપ શાન્તિના સિદ્ધાંતો સરખા છે માટે શાંતિના ઇચ્છકો શાન્તિના માર્ગને ગ્રહણ કરશે.

સર્વદર્શન સંગ્રહ— શ્રીમન્માધ્વાચાર્ય ઉર્ફે વિદ્યારણ્યસ્વામી કે જેમણે પંચદશી બનાવી છે તેમણે સર્વદર્શનસંગ્રહમાં આ પ્રમાણે વિચાર દરશાવેલ છેઃ—तदेतदार्हतमतं प्रामाणिक गर्हणमर्हति न ह्येकस्मिन्वस्तुनि परमार्थे सति परमार्थ सतां युगपत्सदसत्त्वादि धर्माणां समावेशः संभवति । न च सदसत्त्वयोः परस्परविरुद्धयोः समुच्चयासंभवे विकल्पः किं न स्यादिति वाच्यम् क्रिया हि विकल्प्यते न वस्त्विति न्यायात् । चानेकान्तं जगत्सर्वं हेरम्बनरसिंहवदिति दृष्टान्तावष्टम्भवशादेष्टव्यम् । एकस्मिन्देशे गजत्वं सिंहत्वं चाऽपरस्मिन्नपरत्वमिति देशभेदेन विरोधाभावेन तस्यैकस्मिन् देश एव सत्त्वासत्त्वादिनाऽनेकान्तत्वाभिधाने दृष्टान्तानुपपत्तेः । ननु द्रव्यात्मना सत्त्वं पर्यायात्मना तदभाव इत्युभयमप्युपपन्नमिति चेन्नैव, कालभेदेन हि कस्यचित्सत्त्वमसत्त्वं चैव भवति न कश्चिद्दोषः । न चैकस्य-ह्रस्वत्वदीर्घत्ववदनैकान्त्यं जगतः स्यादिति वाच्यं प्रतियोगिभेदेन विरोधाभावात् । तस्मात्प्रमाणाभावाद्युगपत्सत्त्वासत्त्वे परस्परविरुद्धे नैकस्मिन्वस्तुनि वक्तुं युक्ते । एवमन्यासामपि भंगानां भंगोऽभ्यूहनीयः किंच सर्वस्यास्य मूलभूतः सप्तभंगीनयः स्वयमेकान्तोऽनेकान्तो वा, आद्ये सर्वमनेकान्तमिति

प्रतिज्ञाव्याघातः द्वितीये विवक्षितार्थासिद्धिः । अनेकान्तत्वेनासाधकत्वात् । तथा चेद-मुभयतः पाशारज्जुः स्याद्वादिनः स्यात् । * * * * * * * * * * * एवं प्रधान-मल्लनिर्बर्हण न्यायेन जीवपदार्थे दुषणाभिधानदिशाऽन्यत्राऽपि दूषणमूहेक्षणीयं । तस्मा-न्नित्यनिर्दोषश्रुतिविरुद्धत्वादिदमूपादेयं न भवति ।

ખીજડા પંથ:—આ પંથનું બીજું નામ નિજાનંદ સંપ્રદાય ઉર્ફે પ્રણામી પંથ છે તેમની ગુરૂ ગીતામાં લખ્યું છે કે—

पीर पेगंवर ओ लिए ओर तीर्थंकर अवतार
सवही शरणे आवही छोडी आपगुमान.

આ પંથનું મુખ્ય પુસ્તક કુલજમ સ્વરૂપ કરીને છે કે જે પુસ્તકનીજ તે લોકો ખાસ કરીને પુજા કરે છે તેમાં જૈનોને માટે એવો અભિપ્રાય છે કે "જૈનના તીર્થંકરોનું જ્ઞાન સિદ્ધસિલાની પેલીપાર જઈ શક્યું નહિ માટે તેમણે મહાતમને અલોક એટલે શૂન્યરૂપે દીઠો પણ સિદ્ધશિલાની ઉપર બીજા ઘણા દિવ્ય લોકો છે તેને તીર્થંકરો જોઈ શક્યા નહિ માટે સિદ્ધશિલા એટલે મુક્તિ શિલામાંજ મુક્તિ ઠરાવી દીધી છે."

ટીપ:-ખીજડા પંથ જામનગરના ઠક્કર મહેરાજજીએ અને કાયસ્થ શ્રીદેવચંદ્રજીએ ચલાવેલ છે. આ બંને મહાપુરૂષો ઔરંગઝેબ બાદશાહના સમયમાં હયાત હતા, તેમણે વેદ, ભાગવત અને કુરાનનો એક અર્થ કરીને આ પંથ ચલાવેલો છે. તેઓ પુસ્તકનેજ પુજે છે અને તેમના પવિત્ર પુસ્તકો લાયક માણસ સિવાય બીજાને વંચાવતા નથી. રેવા-પન્ના-ઝરણાંપન્નામાં પણ તેમની મોટી ગાદી છે. આ સંપ્રદાયનું તત્વજ્ઞાન પણ ઉંચું છે.

જૈન ધર્મનો અન્ય ધર્મોમાં ઉલ્લેખનો આ પહેલો ભાગ સંપૂર્ણ થયો.
इत्यलम् ॐ शान्तिः शान्तिः शान्तिः

---

જૈન શ્વેતાંબર કૉન્ફરન્સનો સંવત ૧૯૭૧ નો હિસાબી રિપોર્ટ તથા સંવત ૧૯૭૧ સુધીમાં કૉન્ફરન્સ તરફથી થએલ કામકાજનું સિંહાવલોકન છપાઈ બહાર પડેલ છે. જોઈએ તેમણે મંગાવી લેવું.

પાયધુની, મુંબઈ નં. ૩.

આસીસ્ટંટ સેક્રેટરી.
શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ.

# શિલાલેખો અને જૈનોએ ખેંચવું જોઈતું ધ્યાન

જૈનોની પ્રાચીન ઉજ્વલતા અને જાહોજલાલી ઘણા વિશાળ ક્ષેત્રમાં હતી તેમાં પણ શંકા નથી. તેઓએ શાસનની ઉન્નતિના કારણો શોધી કાઢી દેરાસરો બંધાવ્યાં હતાં. અને તિર્થોના જીર્ણોદ્ધાર કરાવ્યા હતા. આવા ઉત્તમ કાર્યોથી તેમણે પોતાની કીર્તિ અમર કરી છે. તેમાં સ્થળે સ્થળે ઉપયોગી બાબતોની—તે વખતના રાજ્યોની, પોતાના કુટુંબોની પોતાના રીત રીવાજો વીગેરેની-નોંધો પથ્થરમાં કોતરાવી રાખેલી છે. આ સઘળું તેમના સમય માટે યોગ્ય હતું. તે વખતની ચઢતી કળામાં જૈનોએ પોતાનો પૂરો જોસ બતાવ્યો હતો એમ તેમના કાર્યો ઉપરથી આપણને માલમ પડે છે. લગભગ ૧૧ મી સદી સુધી પટ્ટાવલીઓ ત્યા પ્રશસ્તિઓ સિવાય તેમની પાસે કાંઇ પ્રકારનું ઐતિહાસિક સાહિત્ય નહોતું એમ જણાય છે. શિલા લેખોના સંબંધમાં General Cunningham જનરલ કનીંગહામ ઇ. સ. ૯૯ અને ૧૧૦ના મથુરાના લેખોનો ઇસારો કરે છે. ત્યાર પછી ૧૧મી સદીના અંતે-એટલે સંવત ૧૦૮૮માં આબુના વિમલશાહના દેરાસરોના લેખો જોવામાં આવે છે. વચલા વખતની સ્થિતિ કેવી રીતે હતી તેના સંબંધમાં કાંઇ ચોક્કસ ખબર મળતી નથી. ૧૧મી સદી પછીની બે ત્રણ સદીમાં ઘણાં જૈન દેરાસરો બંધાયાના શિલાલેખો છે. પરમાર્હત કુમારપાલ રાજાએ શ્રી હેમચંદ્રસૂરિના ઉપદેશથી ઘણાં દેરાસરો બંધાવ્યાં છે, ગીરનાર, શત્રુંજય, અને આબુ ઉપર વસ્તુપાલે અલૌકિક દેરાસરો બંધાવ્યાના લેખો તે તે સ્થળે મોજુદ છે. આ અરસામાં કેટલાક ઐતિહાસિક પ્રબંધો તથા ચરિત્રો લખાયા છે. સોમસુંદરસૂરિ, મુનિસુંદરસૂરિ, જયચંદ્રસૂરિ, લક્ષ્મીસાગરસૂરિ, જીનસોમ ગણી, વીગેરે ઘણા આચાર્યોએ, પછીના સમયમાં નવા દેરાસરોમાં પ્રતિષ્ઠા કરેલી છે. આ દેરાસરોમાં લગભગ ઘણે ઠેકાણે શિલાલેખો મળી આવે છે. આવી જાતની નોંધો લગભગ આપણા સમય સુધી ચાલતી આવી છે એમ જણાય છે. વળી વિજય પ્રશસ્તિ મહાકાવ્ય, પ્રબન્ધ ચિંતામણી, કીર્તિકૌમુદી, ચતુર્વિંશતિ પ્રબંધ; દેવ વિમળ ગણીની ટીકાવાળુ હીર સૌભાગ્ય વીગેરે ગ્રંથો ઐતિહાસિક સાધનો છે- આ સદીઓનો બારીક અભ્યાસ કરવા માટે જો કે આવી અસ્તવ્યસ્ત બાબતો આપણને મળી આવે છે, તો પણ આમાંથી આચાર્યો તેમજ તેમના શાસનની સ્થિતિનું દિગ્દર્શન થાય છે.

૧૧ મી સદીની જૈનોની શિલ્પકળા સંબંધી James Ferguesson History of Indian architecture માં નીચે પ્રમાણે લખે છે—

Architectural style is perfect and complete in all parts when we first practically meet with it in the early part of the 11th century at Abu or at Girnar. From that point it progresses during one or two centuries towards greater richness, but in doing so, it loses its purity and perfection it has attained in the earlier period and from that calminatingpoint its downward progress can be traced through abundant examples to the present day,

તીર્થંકર મહાવીરનો અને તે સમય પછીનો પ્રાચીન ઇતિહાસ મગધ દેશના, કોશંબી અપાપા ક્ષત્રિયકુંડ વીગેરે નગરીઓના રાજગૃહ તથા તેની આસપાસના કુરૂના ખંડેરોમાંથી મળી આવે તેમ છે. જૈનો પૂર્વમાંથી ધીમે ધીમે પશ્ચિમ તથા દક્ષિણમાં કયા સંજોગોમાં આવ્યા તે સંબંધી પૂર્ણ હકીકતો મેળવવા બનતો પ્રયત્ન કરવો જોઇએ. કેટલીક વખત એવું પણ બન્યું છે કે જૈનોના કીર્તિસ્તંભો તથા સ્તુપો સમાનતા લીધે બૌદ્ધોના ગણી કાઢવાનો પ્રસંગ આવ્યો છે અને જૈનોની વાત કપોલ કલ્પિત ઠરાવવામાં આવી છે. પ્રાચીન આચાર્યો તથા રાજાઓની હયાતી માટે શંકાઓ ઉપસ્થિત થયેલી છે. જૈન ધર્મની પ્રાચીનતા માટે ખોટી કલ્પનાઓ કરવામાં આવેલી છે. કુમારપાલ રાજા અતિ ધર્માનુયાયી નહોતા એમ પણ કહેવાયું છે. આવા અનેક પ્રકારના તરંગો ઉઠે એ સંભવીત છે. કારણ કે આપણે પોતાની ફરજ ચૂકીએ છીએ અને મળેલી વસ્તુઓ એકઠી કરવાનો જરા પણ પ્રયત્ન કરતા નથી. જ્યાં સુધી અંતથી તે સંબંધી મહેનત કરવામાં નહિ આવે ત્યાંસુધી તેવા પ્રકારના ઘણા આક્ષેપો આપણા ઉપર થયા કરશે. મને એમ સમજાય છે કે શ્રી ભદ્રબાહુ સ્વામિ, શ્રી દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણ અને શ્રી હરિભદ્રસૂરિ, શ્રી અભયદેવસૂરિ, તથા શ્રી હેમચંદ્રસૂરિ, શ્રી યશોવિજયજી આ પાંચ સમયોનો five ages સંકલના બદ્ધ અને પૂર્વાપર સબંધવાળો ઇતિહાસ મેળવી શકાય તોજ ખોટી કલ્પનાઓ દૂર થાય, કોઇ પણ સમયના ખાસ અભ્યાસ કરનાર પુરૂષને તે સંબંધી સુગમતા થઇ પડે તથા દરેક સમયે શાસન કેવી સ્થિતિમાં હતું તે પણ આપણને જણાય.

જૈનો પાસે આવા પ્રકારનો ઇતિહાસ લખી શકાય તેવા કોઇપણ પ્રકારનાં સાધનો છે કે કેમ એ પ્રશ્ન સહજ ઉત્પન્ન થાય છે. તેના જવાબમાં જણાવવાનું કે બે બાબતો નજરે પડે છે એક તો ભંડારો અને બીજા દેરાસરો તથા ખંડેરો. ખાસ કરીને દેરાસરોની બાબત આપણું ચિત્ત ખેંચે તેવી છે. પ્રતિમાપર, સિંહાસનપર, પરિકરપર, પ્રતિમાની નીચેની પાટલીઓપર, ધાતુની પ્રતિમાપર, કોતરેલા લેખો શ્રાવક શ્રાવિકા, સાધુ, દેવી, યક્ષ વીગેરેની મૂર્તિઓ તથા તે પરના લેખો, કીર્તિ સ્થંભો તથા સ્તૂપો, મંદિરોના ઘંટપરના લેખો ઇતિહાસની સૂક્ષ્મમાં સૂક્ષ્મ બાબતો પર અજવાળુ પાડે તેમ છે. તેમાં વર્ણવેલી વસ્તુઓમાં રાજાઓની વંશાવળીઓ, મંત્રીઓનાં નામો, દેરાસરના બંધાવનારાઓની પેઢીઓનાં વર્ણન, જીર્ણોદ્ધાર કરાવનારાઓની ટુંકી હકીકતો, પ્રતિષ્ઠા કરનારા આચાર્યોની પ્રશસ્તિઓ વીગેરેનો સમાવેશ થાય છે. શ્રાવક શ્રાવિકાઓની મૂર્તિઓ પરથી તેમનો પહેરવેશ, તેમના રીત રીવાજો વીગેરે હકીકતો વિષે આપણે જાણનાર થઇએ છીએ. પ્રયાસ કરવામાં આવે તો ૧૧ મી સદીથી અત્યાર સુધીનો ઇતિહાસ બરાબર રીતે મળી શકે. તે પહેલાંની સદીઓમાંથી પણ ઘણી વિશ્વાસનીય હકીકતો મળી આવે તેમાં જરા પણ સંદેહ નથી.

મને આમ માનવાને સબળ કારણ શાથી મળે છે તે હું આપને મારા થોડા અનુભવ પરથી ટુંકમાં જણાવીશ, આબુ ઉપર લગભગ નાના મોટા થઇને ૨૭૫-૩૦૦ શિલા લેખો છે. તેમાં એક મોટા લેખની હકીકત આપ સમક્ષ રજુ કરીશ. વિમલશાહના દેરાસરની ભમતીમાં ૧૩ મી-૧૪ મી દેરીની વચ્ચે ૪૨ શ્લોકનો એક મોટો શિલા લેખ છે, સંવત ૧૩૭૮ જેઠ સુદ ૯ ને દિવસે વિમલશાહના દેરાસરનો લાલીગ અને વીજડ નામના બે

ભાઇઓએ જીર્ણોદ્ધાર કરાવ્યો હતો એમ લેખ પરથી જણાય છે. આખા લેખના ચાર વિભાગ પાડી શકાય છે. પ્રથમના ૧૩ શ્લોકોમાં આબુનું તથા વિમલશાહે સંવત ૧૦૮૮ માં દેરાસરો બંધાવ્યાં તેનું ટુંક વર્ણન છે. પછીના ૧૦ શ્લોકમાં તે વખતે રાજ્ય કરતા નડુલ શહેરના રાજા તેજસીંહની વંશાવળી આપી છે. પછી ૧૫ શ્લોકોનું લાલીગ અને વીજડ એ બન્ને ભાઇઓના વંશનું વર્ણન છે. (તે નીચે પ્રમાણે છે.)




આ વર્ણન ઘણું ઉપયોગી છે, તેમાં લગભગ ૭ પેઢીઓની હકીકત આવે છે. બીજી દેરીઓ પરથી તેમના કુટુંબીઓના નામો તથા કેટલુંક વર્ણન મળી આવે છે. છેવટના પાંચ શ્લોકોમાં મુલપટ્ટના આચાર્ય શ્રી ધર્મ ઘોસસૂરિના પ્રશિષ્ય શ્રી જ્ઞાનચંદ્ર સૂરિ એ ૧૩૭૯ માં પ્રતિષ્ઠા કરેલી છે તે સંબંધી ઉલ્લેખ છે. વળી સંવત. ૧૦૮૮ પછી ૧૧૧૯, ૧૨૦૨, ૧૨૪૫ અને ૧૩૭૯ લેખો કેટલાક પવાસનોપર, કેટલાક પરિકર પર તથા કેટલાક પ્રતિમાઓ પર છે. મોટા ગભારામાં સંવત ૧૬૬૧ ના આસો સુદ ૧૩ ને દિવસે સ્થાપેલી શ્રી હીરવિજયસૂરિની મૂર્તિ છે. [ संवत १६६१ आसो सुदि ११ दिने वार शुक्रेओसवाल ज्ञातीय सा. मुला संघवीं रुपा राउतकचरा जगमाल श्री शीरोहीवास्तव्यैः श्री अर्बुदचैत्ये युगप्रधान भट्टारक श्री श्री श्री हीरविजयसूरि स्थापित महोपाध्याय श्री लब्धिसागर ( પછી ઉકલતું નથી ) વિમલશાહ તથા વસ્તુપાલના દેરાસરોની હસ્તિશાળાઓમાં તેમની તથા તેમના નીકટના કુટુંબીઓની મૂર્તિઓ બેસાડેલી છે. આપણને તેમના

પહેરવેશ, રીત રીવાજોની ઘણી હકીકતો મળે છે. તેમનો ભવ્ય દેખાવ આપણામાં ધૈર્ય અને શૌર્ય ઉત્પન્ન કરે છે તેમનું પ્રભાવપૂર્ણ મુખ આપણાપર ઉંડી અસર કરે છે. વસ્તુપાલના * જેને સલાટનું દેરાસર કહેવામાં આવે છે તેમાંથી સૂક્ષ્મ દૃષ્ટિએ અવલોકન કરતાં ઘણી સ્પષ્ટ બાબતો આપણને મળે તેમ છે તેમાં લગભગ ૪૦-૫૦ લેખો છે.

દાદા ચંડપ્રસાદના પિતાથી ચંડપની સાથે શ્રી વિજયસેનસૂરિ તથા ઉદયસેનસૂરિની મૂર્તિઓ છે. વસ્તુપાલના દેરાસરોના બે મોટા લેખો પ્રોફે. કાથવટે તરફથી બહાર પડેલી કીર્તિકૌમુદીમાં આપેલા છે. એક જાણવા જોગ હકીકત એ છે કે દેરાણી જેઠાણીના નામથી પ્રસિદ્ધ ગોખલા પરના શિલા લેખો પરથી એમ માલમ પડે છે કે બંન્ને ગોખલા તેજપાલની બીજી સ્ત્રી નામે સુહડા દેવીના પુણ્યાર્થે કરાવવામાં આવેલા છે તે લેખો નીચે પ્રમાણે—

संवत् १२९७ वर्षे वैशाख वदि १४ गुरौ प्राग्वाट ज्ञातीय चंडप चंडप्रसाद महंश्री ( આ ભાગ તૂટી જવાથી મળ્યો નથી ) —— सा सुतायाः ठकुराज्ञी संतोषा कुक्षी संभूताया महंश्री तेजपाल द्वितीय भार्या महंश्री सुहडादेव्याः श्रेयोऽर्थं एतत् त्रिगदेव स्वक्तं श्रीशांतिनाथ बिंबंय चकारितं । छा॰

संवत् १२९७ वर्षे वैशाख वदि १४ गुरौ प्राग्वाट ज्ञातीय चंडप चंडप्रसाद महं सोमान्वये महंश्री-आसराज सुत महंश्री॰ तेजपालेन श्रीमत् पत्तन वास्तव्य मोढज्ञातीय ठ. झालहण सुत ठ॰ आसा सुतायाः ठकुराज्ञी संतोषाकुक्षी संभूतायाप महंश्री तेजपाल द्वितिय भार्या महंश्री सुहडादेव्याः श्रेयोऽर्थं(પછીનો ભાગ તુટી જવાથી મળ્યો નથી) આ બન્ને લેખપરથી એક આખો લેખ તૈયાર થાય તેમ છે * વળી એક બાબત આપને જણાવીશ 1907-08 Archeological Reports. ભીનપાલમાં પારાપદ્રગચ્છના પુર્ણચંદ્રસૂરિને હાથે પ્રતિષ્ટા થયેલ શ્રી મહાવીરસ્વામીનું દેરાસર છે તેમાં આશ્વિન સુદ ૧૪ ને દિને પુજા માટે ૧૩ દ્રમા અને ૭ વિંશોપકા મૂકેલા છે. લેખ ૧૩૩૪ ની. સંવતનો છે તથા લેખની શરૂઆતમાં ભગવાન્ મહાવીરસ્વામી ભીનપાલમાં આવ્યા હતા. એમ જણાવેલું છે.

આ ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે જૈનોનું આ ક્ષેત્ર ઘણું વિશાળ અને પ્રભાવ પૂર્ણ છે ! સૂક્ષ્મ દ્રષ્ટીએ અવલોકન કરવામાં આવે તો ઘણી હકીકતો મળે પણ અત્યારની સ્થિતિ વિચારતાં તીર્થોની તેમજ દેરાસરોની દુર્દશા થતી જાય છે અને આપણે સર્વે તે બાબતોથી વિમુખ થતા જઈએ છીએ. આપણે તે તીર્થોના તથા દેરાસરોના વહિવટ કરનારી સંસ્થાઓને પૂછીશું કે તેમણે શીલા લેખો ઉતારી લેવામાં તથા કોરણીના અને શ્રાવક શ્રાવિકા વીગેરેની મૂર્તિઓના ફોટા લેવામાં સહેજ પણ પ્રયત્ન કર્યો છે. ઉલટું તેમનાથી ચુના અને સીમેન્ટથી લેખો દટાઇ ગયા છે અને તે સંબંધી જરાપણ લક્ષ અપાયું નથી. કેટલેક ઠેકાણે કોઠારોમાં સેખનાલી પ્રતિમાઓના કકડા થઇ ગયા છે અને તેની યોગ્ય સંભાળ પણ લેવામાં આવતી નથી, જૈનોને માટે આ ઘણું શોચનીય અને શરમ ભરેલું છે. વિશાળ ક્ષેત્ર દીવસે દીવસે નષ્ટ થતું જાય છે. એમ આશા રાખવામાં આવે છે કે શ્રી કૉન્ફરન્સ આ બાબત પર પોતાનું ધ્યાન ખેંચશે અને આ બધું સંગ્રહ કરવા કોશીશ કરશે, સરકાર તરફથી બહાર પડેલા—આર્કિયોલોજી ના પુસ્તકો તથા રીપોર્ટ

પણ આપણી પાસે નથી. આશા છે કે કાન્ફરન્સ તે ખરીદવા વિલંબ કરશે નહી. Epigraphia Indica-ના ૫૨ વોલ્યુમો શ્રી મોહનલાલજી લાઇબ્રેરીમાં છે; તે સિવાયમા બાકીના વોલ્યુમો ભેગા કરી રાખવાની જરૂર છે. ગવર્નમેન્ટ પુષ્કળ દ્રવ્ય ખર્ચી પુરાણી વસ્તુઓનો સંગ્રહ કરી રાખે છે અને દરવર્ષે રીપોર્ટો દ્વારા નવી નવી હકીકતો બહાર પાડે છે, જૈનો સબંધી ઘણી હકીકતો બહાર પડેલી છે, સરકારે તૈયાર કરેલી બાબતોની આપણે તારવણી ન કરીએ અને તેને પોતાના ઉપયોગમા ન લઇએ તો ખરેખર આપણે કૃતઘ્ની અને દોષી ઠરીએ. હજુ આપણી ઘણી બાબતો દુર્દશામાં પડેલી છે; માટે તે વિષે ચેતવાની જરૂર છે. આર્કીયોલોજીકલ ડીપાર્ટમેન્ટની સાથે રહીને અથવા તેનાથી જુદા આપણો વિદ્વાન વર્ગ રોકી દરેક હકીકત મેળવવાની આપણી ફરજ છે. પુજ્ય મુનિ મહારાજાઓ આ કામ તરફ પોતાનું લક્ષ ફેરવે તો તેઓ ઘણું કરી શકે તેમ છે. તેઓ ભાષાના જાણ છે તથા તેમને ગામે ગામે વિહાર કરવાનુ હોય છે તેથી તેઓ દરેક દેરાસરોના શિલાલેખોની નોંધ કરતા રહે અને તે સબધી હકીકતો વખતો વખત પ્રજા સન્મુખ મૂકે તો ઘણી બાબતો સરળ થાય. કેટલાક મુનિરાજોનુ લક્ષ આ તરફ છે આરે તેમને ધન્યવાદ ઘટે છે અને તેઓ બીજાઓને પણ આ માર્ગે દોરશે અને શાસ્ત્રની ઉન્નતીના કાર્યમાં જોડાશે એમ આશા રાખવામા આવે છે.

—રમણિકલાલ મગનલાલ મોદી.

# દશમી શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ વખતે ભરાએલી રકમની ટીપ.

| નંબર | નામ | ગામ | કેળવણીફંડ. | નિભાવફંડ | સુકૃત-ભંડારફંડ. | કુલ. |
| --- | --- | --- | --- | --- | --- | --- |
| ૧ | ડૉ. બાલાભાઇ મગનલાલ | વડોદરા | ૫૦૦ | ૫૦૦ | ૧૦૦ | ૧૧૦૦ |
| ૨ | શા. કૃપાળ હરસીની કુ. હ. | | | | | |
| | શા. શાનજી લધાભાઇ | મુંબઇ | ૨૦૦ | | | ૨૦૦ |
| ૩ | શેઠ મણીલાલ ગોકળભાઈ | ,, | ૫૧ | ૫૧ | | ૧૦૨ |
| ૪ | શેઠ જીવણચંદ ધરમચંદ | ,, | ૫૧ | ૫૧ | | ૧૦૨ |
| ૫ | શેઠ રતનચંદ તલકચંદ માસ્તર | ,, | ૫૧ | ૫૧ | | ૧૦૨ |
| ૬ | શેઠ શાતિદાસ આશકરણ | ,, | ૫૧ | ૫૧ | | ૧૦૨ |
| ૭ | શેઠ દલસુખભાઇ વાડીલાલ | ,, | ૫૧ | ૫૧ | | ૧૦૨ |
| ૮ | શેઠ કલ્યાણચંદ શોભાગચંદ | ,, | ૫૧ | ૫૧ | | ૧૦૨ |
| ૯ | શેઠ આણંદજી પરસોતમ | ભાવનગર | ૫૧ | ૫૧ | | ૧૦૨ |
| ૧૦ | શેઠ મોતીલાલ મુળજી | મુંબઇ | ૫૧ | ૫૧ | | ૧૦૨ |
| ૧૧ | શેઠ મોહનલાલ હેમચંદ | ,, | ૫૧ | ૫૧ | | ૧૦૨ |
| | શેઠ કેશવજી મેઘજી | મુંબઈ | ૫૧ | | | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૨. | શેઠ રતનજી જીવણદાસ | મુંબઇ | ૫૧ | ૫૧ | | ૧૦૨ |
| ૧૩ | વોલીંટીઅરો તરફથી હ. મણીલાલ મોકમચંદ | ,, | | | ૧૦૧ | ૧૦૧ |
| ૧૪ | એક ગૃહસ્થ | ,, | ૫૦ | ૫૦ | | ૧૦૦ |
| ૧૫ | શેઠ ઓતમચંદ હીરજી | મુંબઇ | ૫૧ | ૨૫ | | ૭૬ |
| ૧૬ | શેઠ ઓધાભાઇ નીમજી | ,, | ૫૧ | ૨૫ | | ૭૬ |
| ૧૭ | શેઠ લાલભાઇ કલ્યાણભાઇ | ,, | ૩૭॥ | ૩૭॥ | | ૭૫ |
| ૧૮ | શેઠ હરખચંદ કપુરચંદ | ,, | ૫૧ | ૧૫ | | ૬૬ |
| ૧૯ | શેઠ ભાઇચંદ અમુલખ | ,, | ૩૧ | ૨૫ | ૫ | ૬૧ |
| ૨૦ | શેઠ કસ્તુરચંદ રૂપચંદ | ,, | ૩૧ | ૨૫ | | ૫૬ |
| ૨૧ | શેઠ પ્રાગજી ધરમસી | ,, | ૩૧ | ૨૧ | | ૫૨ |
| ૨૨ | શેઠ લાલજી ઠાકરસી | ,, | ૫૧ | | | ૫૧ |
| ૨૩ | શેઠ તેજુભાઇ કાયા | ,, | ૫૧ | | | ૫૧ |
| ૨૪ | શેઠ મણીલાલ સુરજમલ | ,, | ૫૧ | | | ૫૧ |
| ૨૫ | શેઠ સોમચંદ ઓતમચંદ | ,, | | | ૫૧ | ૫૧ |
| ૨૬ | શેઠ ચુનીલાલ નહાનચંદ | ,, | ૨૫ | ૨૫ | | ૫૦ |
| ૨૭ | શેઠ નાગરદાસ રણછોડ હ. પ્રેમજી | માંગરોળ | ૨૫ | ૨૫ | | ૫૦ |
| ૨૮ | શેઠ મણીલાલ મોકમચંદ | મુંબઇ | ૨૫ | ૨૫ | | ૫૦ |
| ૨૯ | શેઠ નાગજીભાઇ મોતીચંદ | ,, | ૨૫ | ૨૫ | | ૫૦ |
| ૩૦ | શેઠ મગુમલજી ભણશાળી | દીલ્હી | ૨૫ | ૨૫ | | ૫૦ |
| ૩૧ | શેઠ પાસવીર મુળજી સોડાયા | મુંબઇ | | | ફક્ત વ્યાજ વાપરવું ૫૦ | ૫૦ |
| ૩૨ | શેઠ અમુલખ ખુબચંદ | ,, | ૨૧ | ૨૧ | | ૪૨ |
| ૩૩ | શેઠ ઇંદ્રજી સુંદરજી | ,, | ૨૧ | ૨૧ | | ૪૨ |
| ૩૪ | શેઠ રવચંદ ઉજમચંદ | ,, | ૨૧ | ૨૧ | | ૪૨ |
| ૩૫ | શેઠ વીરચંદ કૃષ્ણાજી | પુના | ૨૫ | ૧૦ | | ૩૫ |
| ૩૬ | શેઠ પુલચંદજી નેમીચંદજી | હૈદ્રાબાદ | ૧૫ | ૧૫ | ૫ | ૩૫ |
| ૩૭ | શેઠ લક્ષ્મીચંદ ખેંગાર | મુંબઇ | ૨૧ | ૧૦ | | ૩૧ |
| ૩૮ | ફુલચંદજી સુમેરજી | ફલોદી | ૧૫ | ૧૫ | | ૩૦ |
| ૩૯ | શેઠ ખેમજી ખેરાજ | મુંબઇ | | | ૨૫। | ૨૫। |
| ૪૦ | શેઠ મુળચંદ શોભાગમલ | ,, | ૨૫ | | | ૨૫ |
| ૪૧ | શેઠ ફુલચંદ વેલજી | ,, | | | ૨૫ | ૨૫ |
| ૪૨ | શેઠ રાયચંદ મોતીચંદ | ,, | ૨૫ | | | ૫ |
| ૪૩ | વકીલ ઉંટવાડાવાળા ત્રીકમલાલ વીરમલાલ | | ૧૫ | ૧૦ | | ૨૫ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪૪ | શેઠ પાસુભાઇ પુંજા ગોસર | મુંબઇ | ૨૫ | | | ૨૫ |
| ૪૫ | શેઠ લાખજી બારમલ | ,, | ૨૫ | | | ૨૫ |
| ૪૬ | શેઠ લાલજી પુનશી | ,, | ૨૫ | | | ૨૫ |
| ૪૭ | શેઠ ધેલાભાઇ ગણુશી | ,, | ૨૫ | | | ૨૫ |
| ૪૮ | શેઠ કાનજી મણશીની કું. | ,, | ૨૫ | | | ૨૫ |
| ૪૯ | રા.રા લખમશી હીરજી મૈસરી | ,, | ૨૫ | | | ૨૫ |
| ૫૦ | શેઠ ટોકરશી દેવશી | ,, | ૧૫ | ૧૦ | | ૨૫ |
| ૫૧ | રા.રા. સારાભાઇ મગનલાલ | ,, | ૧૧ | ૧૧ | | ૨૨ |
| ૫૨ | એક ગૃહસ્થ | ,, | | | ૨૧ | ૨૧ |
| ૫૩ | શેઠ કુરશી વસાયા | ,, | ૨૧ | | | ૨૧ |
| ૫૪ | શેઠ પોપટલાલ ગુલાબચંદ | વાવ | ૧૦ | ૧૦ | | ૨૦ |
| ૫૫ | શેઠ છોટાલાલ રૂપચંદ | | ૧૦ | ૧૦ | | ૨૦ |
| ૫૬ | શેઠ વાડીલાલ ત્રીભોવન | અમદાવાદ | ૧૫ | | | ૧૫ |
| ૫૭ | શેઠ નરશી જાદવજી | મુંબઇ | ૧૦। | ૫। | | ૧૫॥ |
| ૫૮ | શેઠ રતનજી ત્રીકમજી | મુંબઇ | ૧૫ | | | ૧૫ |
| ૫૯ | શેઠ પરશોતમ નાગરદાસ | અમદાવાદ | ૧૫ | | | ૧૫ |
| ૬૦ | શેઠ મનસુખલાલ લલુભાઇ | મુંબઇ | ૧૫ | | | ૧૫ |
| ૬૧ | શેઠ દેવશી પદ | ,, | ૧૫ | | | ૧૫ |
| ૬૨ | રા.રા.વેલજી આણંદજી મૈસરી | ,, | ૧૫ | | | ૧૫ |
| ૬૩ | શેઠ નાનચંદ ગુલાબચંદ | ,, | ૫॥ | ૫॥ | | ૧૧ |
| ૬૪ | શેઠ કાનજી રવજી | ,, | ૧૧ | | | ૧૧ |
| ૬૫ | શેઠ લખમશી ખેતશી દલાલ | ,, | ૧૧ | | | ૧૧ |
| ૬૬ | શેઠ માણેકલાલ પરશોતમ | ,, | ૫ | ૫ | | ૧૦ |
| ૬૭ | શેઠ મદનજી કચરાભાઇ | માંગરોળ | ૫ | ૫ | | ૧૦ |
| ૬૮ | શેઠ કેશવલાલ છગનલાલ | ગોધાવી | ૫ | | ૫ | ૧૦ |
| ૬૯ | શેઠ પોપટલાલ લલુભાઇ | અમદાવાદ | ૧૦ | | | ૧૦ |
| ૭૦ | રા.રા.કાનજી કરમશી | મુંબઇ | ૧૦ | | | ૧૦ |
| ૭૧ | શેઠ મંછુભાઇ ઉમાજી | બારડોલી | ૧૦ | | | ૧૦ |
| ૭૨ | શેઠ જીવણલાલ લક્ષ્મીચંદ | મુંબઇ | ૫ | ૫ | | ૧૦ |
| ૭૩ | રા.રા.ન્યાલચંદ લક્ષ્મીચંદ | સાદરા | ૫ | ૫ | | ૧૦ |
| ૭૪ | શેઠ દામજી માવજી | મુંબઇ | ૫ | ૫ | | ૧૦ |
| ૭૫ | શેઠ હીરજી ઉમરશી | ,, | ૧૦ | | | ૧૦ |
| ૭૬ | ,, હંસરાજ મુળજી | ,, | ૧૦ | | | ૧૦ |
| ૭૭ | ,, પુંજા ઠાકરશી | ,, | ૧૦ | | | ૧૦ |
| ૭૮ | ,, મગનલાલ જેચંદ | ,, | ૫ | | | ૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭૯ | શેઠ નાગરદાસ હરગોવિંદ ખેડા | ૫ | | | ૫ |
| ૮૦ | બાબુ કિર્તિપ્રસાદ વકીલ મીરત | ૫ | | | ૫ |
| ૮૧ | શેઠ ચત્રભૂજ નથુ મુંબઈ | ૫ | | | ૫ |
| ૮૨ | શેઠ કલ્યાણચંદ નગીનભાઇ ,, | ૨॥ | ૨॥ | | ૫ |
| ૮૩ | શેઠ હેમચંદ પ્રેમચંદ ,, | ૫ | | | ૫ |
| ૮૪ | ,, શીવજી વાલજી ,, | ૫ | | | ૫ |
| ૮૫ | ,, ખીમજી કેશવજી ,, | ૫ | | | ૫ |
| ૮૬ | ,, દેવજી જેઠા ,, | ૫ | | | ૫ |
| ૮૭ | ,, માણેકલાલ હરખચંદ ,, | ૫ | | | ૫ |
| ૮૮ | બાબુ અચળસિંહજી આગ્રા | ૪ | | | ૪ |
| ૮૯ | ,, દયાળચંદજી જોહરી ,, | ૪ | | | ૪ |
| ૯૦ | શેઠ ચુનીલાલ દીપચંદ પુના | | | ૨॥ | ૨॥ |
| | કુલ | ૨૫૧૫॥। | ૬૫૬०॥। | ૩૯०॥। | ૪૪૬૭ |

૯૧. સૌ. હીરબાઈ પદમશી ડુંગરશી હ. શેઠ મેઘજી હીરજી જંઘાણીએ યુનિવર્સીટી અને જૈન સાહિત્યમાં રૂ. ૧૫૧) આપવા કહેલા છે.

ઉપર જણાવ્યા સિવાય જૈન કેળવણી (એજ્યુકેશન બોર્ડના) મેંબરોમાં નીચેના ગૃહસ્થોએ પોતપોતાનાં નામ કૉન્ફરન્સની બેઠક વખતે જાહેર કરી ફંડમાં ૧ વર્ષના રૂ. ૫) મુજબ આપવા કહેલા છે.

૯૨. શેઠ પોપટલાલ લલુભાઇ અમદાવાદ. ૯૩ શેઠ ઉમરશી માંડણ મુંબઇ,
૯૪. રા. રા. ભોગીલાલ નગીનદાસ એમ. એ. ખંભાત.

# कॉन्फरन्स मिशन.

## १ श्री सुकृत भंडार फंड.

(સંવંત ૧૯૭૨ના ફાગણ વ. ૧૪ થી વૈશાખ શુ. ૫ તા. ૧-૪-૧૬થી ૭-૫-૧૬ સુધી.) વસુલ આવ્યા રૂ. ૮૩૯-૧૦-૦. ગયા માસ આખરના બાકી ૧૦૨૮-૧-૦

૧ ઉપદેશક મી. વાડીલાલ સાંકળચંદ-ઉત્તર ગુજરાત.
ધનપરનાના ०॥, બહીયલ ૧૨, કનીપર ૭, ધમીજ ૪, પાહુંદરા ૪,
દાધીજણ ०॥, રંગજીનું મુવાડું ૫, અમરાજીનું મુવાડું ૬॥, લવાડ ૪॥,
રૂપી ળા ૭, હરોલી ૪॥, હરસોલી ૪. વામજાગોર ૪॥। કુલ ૬૨-૧૪-०

૨ ઉપદેશક મી. અમૃતલાલ વાડીલાલ—પુના જીલ્લો.
તળેગાંવઢમાડા ૯॥, મંચર ૧૭॥. કુલ ૨૬-૧૨-०

૩ મી. પુંજાલાલ પ્રેમચંદ—મારવાડ, ઉત્તર ગુજરાત તથા ખાન્ડા જીલ્લો.
ઓરાણ ૭, મારરા ૧०॥, સાણસાવા ૫, બલા ૬, દાધીમા ૩॥,
સાવેરા ૬, કલ્યાણ ૯॥, શાહપુર ૧૪. કુલ ૫૮—०—०

ई ई ' ६ आगेवानोए पोतानी मेळे मोकलेला तथा कॉन्फरन्सनी 'बेठक' वखते वोलंटीअरो मार्फत आवेला.

અમદાવાદ-શેઠ હીરાચંદ કકલભાઇ રૂ. ૧૦) આઠવર્ષના, મુંબઇ-શેઠ સોમચંદ ઓતમચંદ ૫૧, એક ગૃહસ્થ ૨૧, એક ગૃહસ્થ ૫૦, એક ગૃહસ્થનો ૧.

દશામી કૉન્ફરન્સના અધિવેશન વખતે વોલંટીઅરો માર્ફત ચાર આનાવાળી, આઠ આનાવાળી, રૂપીઆવાળી અને પાંચ રૂપીઆવાળી રસીદોના રૂ. ૫૪૩ા, આમા-ઝવેરી દયાળચંદજી ૪, ઝવેરી અચળસિંહજી ૪, હૈદ્રાબાદ (દક્ષિણ) શેઠ ફુલચંદજી ઝાબક ૫, પૂના-શેઠ ચુનીલાલ દીપચંદ ૨ાા. કુલ ૬૬૨-૦-૦

એકંદર કુલ ૧૮૬૭-૧૧-૦

આ ફંડમાં ભરાવેલા નાણા પૈકી રૂ. ૨૦૯ બાકી છે તે ગૃહસ્થો ઉપર એક વખત પોસ્ટ કાર્ડ લખી વિનંતિ કરવામા આવેલ છે. તેઓએ મેહેરબાની કરી તુરત ભરેલી રકમ મોકલી આપવા મહેરબાની કરવી.

ગયા માર્ચ ૧૯૧૬ના હેરૅલ્ડના પેજ ૯૪મા "આગેવાનોએ પોતાની મેળે મોકલેલા" મા ઝીંઝીબારના રૂ. ૧૯ાા છપાવા રહી ગયા છે તે ઉમેર્યાથી સરવાળો ૯૬ાા ગણાશે. એટલે એકંદર કુલ રકમ તેમ વસુલ આવેલી રકમ બરાબર મળી રહેશે.

તેમજ ડુંગરપુરના ૩ ને બદલે ૩૧ વાંચવા

# २ उपदेशक प्रवास.

( દરેક ગામના પત્રમાંથી ટુંક સાર લેવામાં આવે છે. )

ઉપદેશક મી. પુંજાલાલ પ્રેમચંદ:—

डुंगरपुर—( राजपुताना ) शेठ सतीदानजी मुनीमकी मारफत पांच दफे सभायें करनेमें आई. चार सभाओमेंसे दो सभा परमपुज्य जैनाचार्य बुद्धिसिंहजी सुरिजी के अध्यक्षतामें हुई, उनमें भिन्न विषयोपर व्याख्यान होनेसे ईस जगह बहुतसे कुरिवाज दूर हो गये हे. सभामें बहुतसे स्त्री पुरुषोंको समुदाय लाभ लेतेथे. इस जगहके श्री संघने एक जैन पाठशाला और सभा स्थापन करनेका विचार किया है. उपदेशकोंके अभावसे श्री जैनमंदिरोंमें बहुतसे अशातना होती हुइ द्रष्टि गोचर होती हैं. यह भी उपदेशक आनेसे सुधर जावें. चार जैन मंदिर हैं, उसमें नेत्र तथा अंगोकी टीलियेका बंदोवस्त करनेका जरुरीयात हैं सुरत भंडार फंड दरसाल भेजनेका प्रस्ताव शेठ मंगळजी जालमचंदजी मार्फत पास कीया है.

पुनाळी—बे सभाओ भरी संप अने धर्मना विषयपर भाषणो करी सारी लागणी करावी छे सभामां घणां माणसो आवतां हतां.

बनकोडा—संप, शियल, कन्याविक्रय, बाळलग्न वगेरे विषयोपर सात सभाओ भरनेमें आई, असरकारक लेकचर दीये. सभामें हमेशे ८००-८५० पुरुष और स्त्रीओकी संख्या होतीथी, अन्यधर्मीओकोभी कुरिवाजो दूर करना और जीवदया पालनेकी असर हुआ है

पुजपर—जूदाजूदा विषयोपर ३ सभाओ भरी भाषणो आप्याथी केटलाक कुरिवाजो दूर करवा सारी असर थइ छे, गामना अन्यधर्मीओ सभामां पधार्या हतां, कोन्फरन्स तरफथी हिसाब तपासवानो खास अगत्य छे.

कावजा—गाम वचे तमाम लोक भेगा करी जीवहिंसा, दारु, कन्याविक्रय उपर भाषणो आपवाथी सर्व लोकोने सारो लाभ थयो छे.

वडोदा—छ सभाओ भरी जूदाजूदा विषयोपर भाषणो आपतां घणा लोकोने सारी असर थई छे, केटलाक बैरांओए लग्नप्रसंगे बुरां गीत न गावा कबूल कर्यु हतुं.

ममराणा—चार सभाओ करी तमाम वस्तीने घोलाथी मनोरंजक भाषणो आपी अमोने सारी असर करी छे.

અલુવા—ઓરાણ પ્રાંતીજ દશાહુમડની જ્ઞાતિનું બેતાળીશ ગામોનું પંચ ભેગું થતાં બે જનરલ સભાઓ ભરી અમારી જ્ઞાતિમાં ચાલતા રિવાજો સંબંધી અનેક દ્રષ્ટાન્તોથી અસરકારક ભાષણો આપી ઘણી અસર કરાવી છે. બંને દિવસોની સભામાં લગભગ ૭૦૦ કરતાં વધારે માણસો થતાં હતાં. ( થએલા ઠરાવોનો ખરડો કોન્ફરન્સ ઓફીસમાં છે. તે તેઓના ગામોના સંબંધમાં હોવાથી જાહેર કરેલ નથી ).

છાલા—ગામમાં સાદ પડાવી તમામ લોકોને ગામની વચ્ચે ભેગા કરી જાહેર સભા ભરી હતી. આશરે ૩૦૦ માણસો ભેગાં થયાં હતાં. ધર્મ, જીવદયા વગેરે વિષયો ઉપર ફટાદાર ભાષણો આપી સારી લાગણી કરાવેલ છે.

સાણોદા—બજાર વચ્ચે જાહેર સભા ભરી "માનવ ધર્મ" એ વિષય ઉપર આશરે ત્રણ કલાક ભાષણ આપી અમને સારો બોધ આપ્યો છે. આશરે ૩૦૦ માણસોએ હાજરી આપી હતી.

ઉપદેશક મી. વાડીલાલ સાંકળચંદ.

કનીપર—સંપ, કન્યાવિક્રય, કેફી ચીજ વગેરે બાબતો સંબંધી ભાષણ આપતાં સારી અસર થઇ છે. કેટલાકે કન્યાવિક્રય કરનારને ત્યાં ન જમવા કે તેમાં ભાગ ન લેવા પ્રતિજ્ઞા કરી છે.

---

સુધારો:—

સંવત ૧૯૭૧ના હિસાબી રીપોર્ટમાં ૪૭ મે પાને "૨૫૬૪૪-૧૦-૧૧ સાડા ત્રણ ટકાની લોન ખાતે" છપાયા છે તે સુધારી નીચે પ્રમાણે વાંચવું.

૧૫૬૪૪-૧૦-૧૧ સાડા ત્રણ ટકાની નોટ ખાતે.

☞ ચાલુ અંકના ૧૩૮ મા પાનાની ૧૬ મી લાઇનમાં '૯. ઉત્તર ગુજરાત ૩. ૧૦. દક્ષિણ ગુજરાત ૧.' એમ છપાયું છે તેને બદલે '૯. ઉત્તર ગુજરાત ૯, ૧૦. દક્ષિણ ગુજરાત, ૧૩. એમ વાંચવું.

સુકૃત ભંડાર ફંડની બે રસીદ બુકો—ચાર આનાવાળી નં. ૨૨૧-૨૪૦, ૪૮૧-૫૦૦ વાળી કોન્ફરન્સના મંડપમાં વૉલંટીઅરો માર્ફત શ્રી પ્રેસીડેન્ટે મંગાવેલી તે પાછી મળી નથી. તો જે બાંધુઓ પાસે તે બુકો હોય તેમણે કોન્ફરન્સ ઓફીસમાં મોકલી આપવા તસ્દી લેવી.

તૈયાર છે!  તૈયાર છે!  તૈયાર છે!

કોન્ફરન્સ ઓફીસની ચાર વર્ષની અથાગ મહેનતનું અપૂર્વ ફળ.

# શ્રી જૈન ગ્રંથાવલી.

જુદા જુદા ધર્મધુરંધર જૈન આચાર્યોએ ભિન્ન ભિન્ન વિષયો ઉપર રચેલા અપૂર્વ ગ્રંથોની સંપૂર્ણ યાદી આ પુસ્તકમાં આપવામાં આવી છે. જૈન આગમ, ન્યાય, ફિલોસોફી ઔપદેશિક, ભાષા સાહિત્ય તથા વિજ્ઞાન સંબંધી ગ્રંથોનું લિસ્ટ, ગ્રંથકર્તાઓનાં નામ, શ્લોક સંખ્યા, રચ્યાનો સંવત, હાલ કયા ભંડારમાંથી કેવી સ્થિતિમાં મળી શકે તેમ છે વિગેરે સઘળી હકીકત બતાવનારૂં આ અમૂલ્ય પુસ્તક છે. વિશેષ ફુટનોટમાં ગ્રંથોને લગતી ઉપયોગી માહિતી આપવામાં આવેલી છે. ગ્રંથ અને પૃષ્ઠ, રચ્યાનો સંવત અને ગ્રંથ, એવી રીતે ત્રણ પ્રકારની સંભાળ પૂર્વક બનાવવામાં આવેલી અનુક્રમણિકાઓ આ પુસ્તકની છેવટે આપેલી તે આ પુસ્તક દરેક પુસ્તક ભંડાર, લાયબ્રેરી તથા સામાન્ય મંડળમાં અવશ્ય રાખવા લાયક તેમજ દરેક જૈનને ઉપયોગી છે. કીંમત માત્ર રૂ. ૩—૦—૦

પાયધુની, મુંબઇ નં. ૩, } આસિસ્ટંટ સેક્રેટરી.
શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ.

# શ્રી જૈન શ્વેતાંબર-મંદિરાવલિ. પ્રથમ ભાગ.

આ પુસ્તકમાં ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ અને મારવાડ દેશના દેરાસરોની (ઘર દેરાસર સુદ્ધાંત) હકીકત આપવામાં આવેલી છે. કૉન્ફરન્સ ઓફીસ તરફથી મહાન ખર્ચ કરી શરૂ કરવામાં આવેલ ડીરેક્ટરીના અમૂલ્ય તેમજ પ્રથમ ફળ રૂપે આ પુસ્તક જૈન સમાજના હિતને માટે બહાર પાડવામાં આવેલ છે. હિંદુસ્તાનમાં આવેલા આપણાં પવિત્ર ક્ષેત્રોની ફરવા જનાર જૈન ભાઇઓને આ પુસ્તક એક સુંદર ભોમીયા તરીકે થઇ પડવા સંભવ છે આ પુસ્તકમાં જુદી જુદી કલમો પાડી દેરાસરવાળા ગામનું નામ, નજીકનું સ્ટેશન યાને મોટા ગામનું નામ તથા તેનું અંતર, દેરાસરનું ઠેકાણું, બાંધણી, વર્ણન, બંધાવનારનું નામ, મૂળ નાયકનું નામ, બંધાયાની સાલ, પ્રતિમાજીની સંખ્યા, નોકરોની સંખ્યા તથા મકાનની સ્થિતિ વિગેરે તમામ હકીકત સવિસ્તર દાખલ કરવામાં આવી છે. આ પુસ્તક રોયલ સાઇઝ ૨૬૦ પાનાનું સુંદર પુઠાથી બંધાવેલું છે. બહારગામથી મંગાવનારને વી. પી. થી મોકલવામાં આવશે. કીમત માત્ર રૂ. ૧—૮—૦.

પાયધુની મુંબઇ નં. ૩. } આસિસ્ટંટ સેક્રેટરી.
શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ.

## શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ હેરૅલ્ડ.

શ્વેતાંબર શ્રી કોમમાં સર્વોપરી સ્થાન ભોગવતા આ માસિકમાં વિદ્વાન લેખકોના તેમજ મુનિ મહારાજના હાથથી લખાયેલા સાંસારિક, ધાર્મિક, તેમજ સાહિત્યને લગતા વિદ્વતા ભરેલાં લેખો આપવામાં આવે છે. તેમજ કૉન્ફરન્સને લગતી દરેક બાબતનો સુયોગ્ય હેવાલ આ માસિકમાં આપવામાં આવે છે. તે દરેક જૈનને અવશ્ય વાંચવા લાયક છે. આ સાથે કૉન્ફરન્સના કાર્યને ઉત્તેજન આપવા ઉપરાંત ખાસ અંકોનો લાભ લઇ શકાશે. વાર્ષિક લવાજમ પોસ્ટેજ સહિત માત્ર રૂ. ૧—૮—૦ છે.

મળવાનું ઠેકાણું-સેક્રેટરી શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ, પાયધુની, મુંબઇ.

તૈયાર છે ! તૈયાર છે ! તૈયાર છે !

### જૈન બંધુઓ ? વાંચો અને અમૂલ્ય લાભ લ્યો.

# શ્રી જૈન શ્વેતાંબર ડીરેક્ટરી.

વ્હાલા બંધુઓ ! આપ સારી રીતે જાણતા હશો કે વડોદરા અને પાટણ કૉન્ફરન્સ વખતે જૈન શ્વેતાંબર કોમની આધુનિક સ્થિતિ જાણવા માટે સર્વે જૈન બંધુઓનો વિચાર થવાથી ડીરેક્ટરી કરવાનું કામ કૉન્ફરન્સ ઓફીસે હાથ ધરેલું હતું. આ મહાભારત કામના પ્રથમ ફળ રૂપે અમદાવાદ કૉન્ફરન્સ પહેલાં શ્રી જૈન શ્વેતાંબર મંદિરાવલિ ભાગ ૧ લો બહાર પાડવામાં આવ્યો હતો ત્યાર પછી કૉન્ફરન્સ ઓફીસ તરફથી આ મુશ્કેલ કામના દ્વિતીય ફળ રૂપે શ્રી જૈન શ્વેતાંબર ડીરેક્ટરીનો-ભાગ ૧ લો (ઉત્તર ગુજરાત) અને ભાગ ૨ જો [દક્ષિણ ગુજરાત] એવી રીતે બે ભાગ જૈન પ્રજા સમક્ષ પ્રસિદ્ધમાં મુકવામાં આવેલ છે. આ બન્ને ભાગમાં સમસ્ત ગુજરાત દેશની પ્રાચીન તેમજ અર્વાચીન જાણવા લાયક હકીકતો દાખલ કરવામાં આવી છે; જૈનોની વસ્તી સંખ્યા દેખાડનારી ગામની નિશાનીઓ ઉપરાંત તીર્થ સ્થળ, દેરાસર, તથા રેલ્વેની સરળ માહિતી આપનારાં ચિન્હો વાળો સુંદર નકશો પણ આપેલો છે. ટુંકામાં જૈનોની વસ્તીવાળા જીલ્લા અને તાલુકાવાર ગામ, રાજ્ય, નજીકનું સ્ટેશન અને તેનું અંતર, નજીકની પોસ્ટ તથા તાર ઓફીસ, દેરાસર તીર્થસ્થળ ધર્મશાળા, ઉપાશ્રય, પુસ્તક ભંડાર, લાઇબ્રેરી, પાઠશાળા, પાંજરાપોળ અને સભા મંડળ વિગેરેને લગતી સઘળી બાબતોથી આ ડીરેક્ટરી ભરપુર છે. આ સિવાય ગામવાર જ્ઞાતિ અને ગચ્છની, કુંવારા, પરણેલા, વિધુર અને વિધવાની તેમજ ભણેલા તથા અભણની સંખ્યા આ ડીરેક્ટરીમાં સમજપૂર્વક આપવામાં આવેલ હોવાથી દરેક જૈન બંધુને આપણી આધુનિક સ્થિતિ નજરે તરી આવે છે, વિશેષમાં જીલ્લાવાર જનરલ રીપોર્ટ પણ આપેલ છે, આ ડીરેક્ટરી જૈન સમાજ માટે બહુ ઉપયોગી કરવામાં લગારપણ ક્યાશ રાખવામાં આવી નથી ડીરેક્ટરી તૈયાર કરવા પાછળ રૂ. ૧૫૦૦૦ની મોટી રકમ ખર્ચવામાં આવી છે; તે છતાં જુજ કિંમત રાખવાનું કારણ કમાવાની ખાતર નહીં પરંતુ શ્રીમંત તેમજ ગરીબ જૈન બંધુને આ પુસ્તકનો સરખો લાભ આપવાનું છે, માટે સર્વ જૈન બંધુઓ આ મોટો લાભ અવશ્ય લેશેજ એવી અમોને સંપૂર્ણ ખાત્રી છે. કિંમત માત્ર પહેલા ભાગના રૂ. ૦-૧૨-૦ બીજા ભાગના રૂ. ૧-૪-૦ બન્ને ભાગ સાથેના ૧-૧૪-૦.

નકશાની છુટક નકલ અઢી આનાની પોષ્ટ ટીકીટ મોકલનારને મોકલવામાં આવશે.

પાયધુની, મુંબઈ નંબર ૩, } આસિસ્ટંટ સેક્રેટરી. શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ.

---

# જૈન કૉન્ફરન્સનો સંવત્ ૧૯૭૧ ના વાર્ષિક રિપોર્ટ.

ગયા વર્ષ સુધી તેમજ ગયા વર્ષમાં આ કૉન્ફરન્સ તરફથી શું કામકાજ કરવામાં આવ્યું છે તેનો વિગતવાર રિપોર્ટ તથા જુદા ખાતામાં જમાએલી તથા ખર્ચાએલી રકમનું સિંહાવલોકન કૉન્ફરન્સ ઓફીસ તરફથી મંગાવ્યે પણ જૈન બંધુને મફત આપવામાં આવશે

પાયધુની, પોસ્ટ નંબર ૩ મુંબઈ. } કલ્યાણચંદ સૌભાગ્યચંદ. રેસીડન્ટ જનરલ સેક્રેટરી

---




आजकल करते २ करता २० सालसे मैं कुछ ऐसी दवाकी खोजमें था जो जगतको आशीर्वाद रूप हो जाय, एक ही छोटी सीसी अपने जेवमें रखनेसे सारा दवाखाना निकम्मा हो जाय—यानी अपना जाकीटके जेवमें एक छोटीसी सीसीके अंदर सारा दवाखाना आ जाय। परदेशमें, रेलमें, जहाजमें, जंगलमें छोटे मोटे गांवमें जहां जिस वक्त कोई बीमारी उमड आई इसलिए उसका इलाज अपने जेबमेंसे निकाल पडे। कई आशा निराशाके झोके खाते आज २० वर्षके बडे परिश्रमके बाद मैंने यह चन्द्रामृत पाया है।

इससे बादी, बदहजमी, दस्त, कै, खांसी, दमा, शीरदर्द, जुखाम, आंखका दर्द, दांत वा डाढ़का दर्द, कर्ण रोग, दाद, खुजली, खाज, हैजा, हजम गठिया, बात, लकवा, कमजोरी, अशक्ति, नामर्दी, जहरी डंक, प्लीहा, अण्डवृद्धि, प्रदर रोग, सरदी, बवासीर मुंह के छाले, प्रमेह, रक्त शुद्धि, जलना, ताप (बुखार) न्हारुआ हिचकी, दुर्गन्धि, खटमल आदि प्रायः सर्व रोगोंका पूरा २ इलाज है। गृहस्थी को एक शीशी अवश्य पास रखना चाहिये। कीमत अमीर गरीब सब के लिये थोडी रखी है खाने लगानेकी तरकीब दवा के साथ मिलती है। की० फी शीशी ॥) तीन शीशी २) रु० डा० खर्च अलग।

दवा मंगानेका स्थल:—

चन्द्रसेन जैन वैद्य, चन्द्राश्रम–इटावह. U. P.

### લોહી સુધારવા માટે સૌથી સરસ

# ડૉ. વામન ગોપાલનું

## જગપ્રસિદ્ધ અને લોકપ્રીય

# આયોડાઇઝ્ડ

# સાર્સાપરિલા

જેનો લાખો દરદીઓએ ઉપયોગ કરી પોતાની નિરાશા દુર કીધી છે.

આ સાર્સાપરિલા બગડેલા લોહીથી થતા દરદો માટે એક

ફતેહમંદ આકસીર ઇલાજ છે.

અને આજ ૬૦ વરસથી એક સરખી રીતે માન પામેલું છે અને જુદા જુદા પ્રદર્શનોમાં

## સોના અને રૂપાના ચાંદો મેળવવા

### આ એક જ સાર્સાપરિલા ભાગ્યશાળી નિવડ્યું છે.

લોહી એ મનુષ્યનું જીવન છે તે બગડ્યું હોય તો અનેક રોગ ઉત્પન્ન થાય છે. માટે તે સુધારવા દરેક માણસે કાળજી લેવી જોઇએ, તેને માટે આ સાર્સાપરિલા વિના બીજી એક પણ દવા લેવાની જરૂર નથી. વળી આ દવા પીવાથી ઉપદંશ એટલે ગરમી અને તેના વડે થતા રોગો–તેમજ લકવા, સંધીવા, ચામડી પરના કાળા ડાઘ પડવા, અંગનું સુજી આવવું, શરીરમાં બળતરા થવી, શરીર ઉપર દેવી સરખા ફોલ્લા થઈ આવવા વિગેરે વિકારો ઉપર આ દવા અકસીર થઈ ચુકી છે.

શીશી ૧ નો રૂ ૧ા, ચાર શીશી પીવાથી સારો ગુણ આવે છે. પોસ્ટ ખર્ચ જુદું.
ચાર એકદમ મંગાવનારને રૂ. ૪ાા. પોસ્ટેજ સાથે.

## ડૉ. ગણેશરામ કેશવ–ઠાકુરદ્વાર—મુંબઈ.

અમદાવાદના એજન્ટ—શા. મ[illegible]લાલ મોતીલાલ [illegible]ની પોળ—અમદાવાદ.

વાર્ષિક મૂલ્ય (પોસ્ટેજ સહ) રૂ. ૧-૮-૦. Reg. No. B. 525.

# શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ હેરૅલ્ડ.

પુસ્તક ૧૨. અંક ૬. વિરાત્ ૨૪૪૨ જ્યેઠ સં. ૧૯૭૨. જુન ૧૯૧૬.

અમો તો તું અમે નહિ તો નહિ તું જાણજે નિશ્ચે,
નહિ જો બીજ ક્યાંથી વૃક્ષ ફળ કોના ઉપર ફળશે?
અમારી હસ્તીમાં હસ્તિ રહી તારી અજબ રીતે,
અમો પર ઘાવ કરતાં ઘાવ આવી તમ ઉપર પડશે.

---

## વિષયાનુક્રમ.



---


ઑનરરી તંત્રી.

મોહનલાલ દલીચંદ દેશાઇ.
બી. એ. એલ્. એલ્. બી.
વકીલ હાઇકોર્ટ-પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.


Printed by—Dahyabhai Shakrabhai Gandhi at his Satya Prakash Printing Press, Ahmedabad and Published by—Lalchand Laxmichand Shah for Jaina Swetambar Conference at its office at Pydhuni, Bombay, No. 3.

# ખાસ ખબર.



આ કૉન્ફરન્સ હેરૅલ્ડ માસિકના નવા થનાર ગ્રાહકોને જણાવવામાં આવે છે કે સંવત ૧૯૭૦ ના પર્યુષણ પર્વ સમયે આ માસિકના ખાસ અંક તરીકે શ્રીમન્ મહાવીર સચિત્ર અંક ૨૪૦ પૃષ્ટનો આઠ આના કિંમતનો બહાર પાડવામાં આવેલ હતો. તેમજ તે વર્ષના દિવાળીના શુભ પ્રસંગે શ્રી મહાવીર સચિત્રનો ઉત્તરાર્ધ ભાગ ૧૫૦ પૃષ્ટનો અંક પ્રગટ કરવામાં આવેલ છે ગયા બંને અંકો સાથે મંગાવનાર પાસેથી ફક્ત બાર આના કિંમત લેવામાં આવશે ગયા વર્ષના પર્યુષણ પર્વ પ્રસંગે જૈન ઇતિહાસ-સાહિત્ય સચિત્ર અંક એટલે ૩૬૦ પૃષ્ટનો ખાસ અંક બહાર પાડેલ છે. તેની કિંમત છુટક ૧ અંકની બાર આના રાખવામાં આવેલી છે, પણ નવા ગ્રાહકોને તે અંક ખાસ મફત આપવામાં આવશે. માત્ર તેઓનુ નામ ગ્રાહકના લીસ્ટમાં તા. ૧ જુલાઇ સને ૧૯૧૫ થી દાખલ કરવામાં આવશે અને તે પછીના બધા અંકો પુરા પાડવામાં આવશે. આવો ઉત્તમ લાભ લેવા દરેક જૈનબંધુ આ માસિકના ઉત્તેજન અર્થે, આ પત્રના આધાર શ્રી કૉન્ફરન્સ દેવીના સહાય આપવા અર્થે અને પોતાના આત્માના લાભાર્થે ગ્રાહક તરીકે નામ લખી મોકલાવવા અને બીજાઓને ગ્રાહક થવા તત્પર થશેજ. એવી અમો આશા રાખીએ છીએ. નવા થનાર ગ્રાહકોનુ લવાજમ પ્રથમ લેવામાં આવશે.

માસિક સંબધી તમામ લખાણ નીચેના શીરનામે અને લેખ સંબધીનું તમામ કાર્ય તંત્રી મોહનલાલ દલીચંદ દેશાઇ વકીલ લાલજી માનસિંહ બીલ્ડીંગ પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઇના શીરનામે લખવા રિવાજ રાખશો.

પાયધુની, મુંબઇ નં ૩. | આસિસ્ટંટ સેક્રેટરી<br>શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ.


## काश्मीरनो पवित्र केशर.

આ કેશરજ પૂજાને યોગ્ય છે. આ એક કુદરતી પેદાવાર છે, અને શ્રી મહારાજા સાહિબ કાશ્મીરની આજ્ઞાથી પ્રતિ વર્ષ ખેડવામાં આવે છે. અમો પ્રસિદ્ધ વ્યાપારીયો, દેરાસરો અને તીર્થ સ્થાનોમાં મોકલીએ છીએ પ્રમાણ મેળવીના એક તોલાની કિંમત રૂ. ૧॥. ખાલિસ કસ્તુરી રૂ. ૨૫ તો. [illegible] સમીર રૂ. ૩ તો. શુદ્ધ શિલાજીત ॥ તો. અમૃતીહિંગ ) તો. [illegible] રૂ. ૨, ખાલિસ મુમ્મા બાદામ રૂ. ૧॥. [illegible] રૂ. ૧ સેર, ૨ ૪ પ્રકારની શાલો શાલાદિ વસ્તુ કિફાયતે મોકલીશ.

કાશ્મીર સ્ટોર્સ શ્રીનગર નં૦ ૧૯

सर्वे दानात् परं दानं अन्नदानं विशिष्यते ।

હુકમાગજ લાભના —

એક અમૂલ્ય સૂચના.

# શાસ્ત્રાજ્ઞાનું પાલન એ

# હિન્દુ માત્રનો પરમ ધર્મ છે.

भवन्ति नरकाः पापात् पापं दारिद्रसंभवम् ॥
दारिद्र्यमप्रदानेन तस्मात् दानपरो भवेत् ॥

—દાન નહિ આપવાથી દારિદ્રય આવે છે, દારિદ્રથી પાપ થાય છે અને પાપને પરિણામે નર્ક મળે છે માટે—

## બસો રૂપિઆમાં અન્નદાન સાથે અમર નામ !

રૂ. ૨૦૦ આપી અન્નદાન ખાતે એક દિવસ રોજી આરસની તખ્તીમાં નામ કોતરાવી યાદગિરી અમર કરો !!

ગરીબ હિંદુ અનાથોની દયા લાવવી અને તેમને સારે માઠે પ્રસંગે બ્રાહ્મણોની માફક યાદ કરી દાન આપવું એ દરેક હિંદુનું કર્તવ્ય છે. કારણ કે, આવા નિરાધાર અનાથોને દાન કરવાથીજ પરલોકની વાટ ખરચી પ્રાપ્ત થાય છે. દાનના ગાળાના આધારે અનાથો હિંદુ વર્ણવ્યવસ્થાનુસાર આશ્રમમાં ભળે છે.

માટે તમારા દાનના મની-ઓર્ડરો તુરત નીચેને સરનામે મોકલાવી આપો.

રૂ. ૨૫) દાન આપવાથી એક "ગોદાન" ગણાય છે. તેના વ્યાજમાંથી અનાથોને દૂધ અપાય છે અને દાતાના નામનું સ્મારક બોર્ડ ઉપર લખાય છે.

એક રૂપીઆ સુધીના દાન વાર્ષિક રીપોર્ટમાં છપાય છે. તે રીપોર્ટ મફત મળે છે, તે મંગાવવા દાન મોકલી લખો.

મંત્રી—હિન્દુ અનાથાશ્રમ, નડીઆદ.

